પ્રેમ દિપક પુષ્પમાળા        પુષ્પ ૨

# વીર પ્રવચન



લેખક અને પ્રકાશક

**મોહનલાલ દીપચંદ ચોકસી**

તાંબાકાંટો, વહોરાનો જુનો માળો, ચોથે દાદરે

મુંબઈ - નં ૩

卐

આવૃત્તિ બીજી

卐

વિક્રમ સં ૧૯૯૫        શ્રી વીર સં ૨૪૬૫

મૂલ્ય ૦-૧૦-૦

# ભુમિકા

'વીર-પ્રવચન' નામના આ ગ્રંથને પ્રસ્તાવનાની અગત્ય નથી, કેમકે એમાં સંગ્રહ કરવામાં આવેલા વિષયો જૈન ધર્મ સંબંધી વિદ્વાન પૂર્વાચાર્યો તેમજ પ્રસિદ્ધ લેખકોએ જે જે ગ્રંથો લખેલા છે તેમાંથી વાચન અને અભ્યાસ દ્વારા એકઠા કરવામાં આવેલા છે લેખકનો પ્રયાસ તો કેવળ શબ્દ-ગુંથણી રૂપ છે આ જાતનું પુસ્તક તૈયાર કરવામાં જે નિમિત્ત ભૂત છે તે સંબંધી બે શબ્દ ઉલ્લેખ-નીય છે

મારા સ્વર્ગત વડિલ બંધુ શ્રી કસ્તુરચંદ, જૈન ધર્મના ઉમદા સંસ્કારથી અલંકૃત હોઈ પ્રતિદિન સામાયિક કરવાના નિયમ વાળા હતા આમતો અમારા કુટુંબમાં ધર્મ સંસ્કારનો સુયોગ હતોજ અને છે, ખંભાતમાં ભાવજી ચોકસીના નામથી ખ્યાતિ પામેલા કુટુંબમાં તેમના પુત્ર શ્રી ડાબાભાઈ અને તેમના પાંચ પુત્રોમાંના શ્રી દીપચંદભાઈને ત્યાં અમારો ઉભયનો જન્મ. માતાનું નામ પ્રેમબાઈ, કુટુંબમાં બે પુત્ર અને ચાર પુત્રીઓ મૂકી પ્રેમબાઈ ગુજરી ગયેલ એ ૭ ભાંડુઓમાંના ત્રણ મોટેરા શ્રી કસ્તુરચંદ, ચંચળબેન તેમજ મંગળબેન, સૃષ્ટિ પટ પરથી કેટલા સમયપૂર્વે સિધાવી ગયા છે જે રહ્યાં છે એમાં લેખક, તેમજ ખીમીબેન અને ઇચ્છાબેન રૂપ ભગિની યુગલ છે આમ છતાં પૂર્વની પુણ્યાઇને લઈ મરનાર તેમજ મોજુદના બાળબચ્ચાઓ મળી આજે પણ પિતાશ્રી દીપચંદભાઈનું કુટુંબ ભર્યું લાગે છે આટલી સામાન્ય વિગત પછી, મુળ વાત પર આવતાં જણાવવું જોઈએ કે શ્રી કસ્તુરચંદભાઈના જીવનમાં જે સાહ-સિકતા હતી તે પ્રશંસનીય હતી ખંભાતમાં તેમને જૈન સુબોધક સંગીત મંડળી ઉભી કરેલી અને એ દ્વારા કેટલાયે વર્ષો સુધી રાત્રિ ભાવનાઓમાં સક્રિય ભાગ લીધેલો પાછળથી મુંબઈ વસવાટ થતાં એને

પ્રૌઢ વયમા પ્રવેશ્યા છતા યુવાનો સહ અમો મેળવી શ્રી સ્થભતીર્થ જૈન મંડળના સ્થાપનમા તેમજ એની હસ્તક ચૈત્ય વ્યવસ્થાપક સમિતિ ઉભી કરાવવામા આગેવાની ભર્યો ભાગ તેમણે લીધો હતો

ધનાર્જન-વૃત્તિ સાથે સમાજ સુધારણાના વિષયમા રસ લેવાની ધગશ પણ હતી પ્રતિવર્ષ તેમને શ્રી સિદ્ધાચળની યાત્રા કરવાનો તેમજ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસુરિજીને વંદન કરવાનો નિયમ હતો અષાડી પૂર્વે જો તેમ ન બનતુ તો દુધનો ત્યાગ કરતા ધાર્મિક ગ્રંથ વાચનનો શોખ હોઇ જૈન ધર્મના તત્વો સબંધી તેમજ વિધિ-વિધાનને લગતુ લખાણુ એકજ પુસ્તકમા સાદી અને સરળ ભાષામા સગ્રહાયેલુ હોયતો અતિ લાભદાયી થઇ પડે તેમ તેઓ માનતા તેમની એ મનોકામનાથી આ જાતનો પ્રયાસ કરવામાં આવ્યો છે જો કે તેઓ આજે એને નજરે જોવાને વિદ્યમાન નથી છતા તેમના સ્મરણાર્થે-તેમની જ આપ કમાઇના દ્રવ્યમાથી પ્રકાશન થયેલ કૃતિ, જનતાને ધર્મનું સ્વરૂપ સમજાવવામા યત્કિચિત્ ફાળો અર્પશે તો એનાથી તેમના આત્મને સતોષ પ્રાપ્ત થશે

તેમના જીવનને દ્રષ્ટિ સન્મુખ રાખી, મારૂ જીવન સરકારી બનાવવામા જે સગવડતા થઇ છે તેના બદલાના એકાદ અંશ રૂપે આ કૃતિ તેમને જ અર્પણ હો

આ કૃતિ તૈયાર કરવામા જે જે પુસ્તકોની સહાય લેવામાં આવી છે તે દરેક ગ્રંથોના લેખકોનો આ સ્થળે આભાર માનુ છુ અને લખાણમા શાસ્ત્ર મર્યાદાનુ કોઇ સ્થળે ઉલ્લંઘન થયુ હોય તો તે માટે ક્ષમા ચાહુ છુ અન પ્રાસગિકેન

પ્રેમકુટિર સ્થભતીર્થ<br>શ્રાવણ શુકલ તૃતિયા ૧૯૯૦

લેખક<br>મોહનલાલ દીપચદ ચોકસી

શ્રી વીર પરમાત્મને નમ

यन्मार्गेऽपि चतुःसहस्रशरदो, देवालये योऽर्चितः ।
स्वामी वासव वासुदेव वरुणैः स्वर्वार्धि मध्ये ततः ॥
कान्त्यामिभ्य धनेश्वरेणमहता नागार्जुनेनार्चितः ।
पायात् स्तभनके पुरे स भवतः श्री पार्श्वनाथोजिनः ॥

# વીર-પ્રવચન

મંગળાચરણ—

**આ** અવસર્પિણી કાળમા ચોથા આરાના છેડે થયેલા ચરમ તીર્થંકર શ્રી વર્ધમાન સ્વામી, કે જેમના અમૃતસમા ઉપદેશથી આ ભારત ભૂમિમા અહિંસાનો પુન પ્રચાર થયો અને એ આવે પથરાઈ રહેલા અજ્ઞાન-તિમિરનો નાશ થયો તેમને નમસ્કાર કરીને, બાળ જીવોને 'જૈન ધર્મ વા અનેકાન્ત દર્શન' શુ વસ્તુ છે એનો સામાન્ય પણે ખ્યાલ આવે તેવા લેખની રચનાનુ કાર્ય આરભુ છુ

ધર્મની વ્યાખ્યા—

धारयति इति धर्म अર્થાત્ દુર્ગતિમા પડતા પ્રાણીને આગળ કરી, સદ્ગતિનું ભાજન બનાવે એનું નામ ધર્મ ધર્મ તેનેજ કહી શકાય કે જેના અવલંબનથી પ્રાણી માત્ર પોતાની ઉત્ક્રાન્તિ કરી શકે જેના સેવનથી આત્મ સાક્ષાત્કાર સાધી શકે આત્માના મૂળ ગુણ જે જ્ઞાન-દર્શન-ચારિત્ર તેમા પૂર્ણતા પ્રાપ્ત કરી શકે દુનિયાપર સખ્યાબંધ ધર્મો પ્રસરી ગયા છે ત્યા એ સવાલ જરૂર ઉભો થશે કે આમાંનો કયો ધર્મ ઉપર કહી ગયા તેવી સિદ્ધિને દેનારા છે એ

ઉપરથી ફલિત થાય છે કે ધર્મ ગ્રહણમાં પણ પરીક્ષા કરીને જ પગ માંડવાનો છે. જાણે એનું દુધ ન હોય તેમ સર્વત્ર આંખના ઝાડો પણ ન જ હોઈ શકે. 'સર્વ ધર્મ સરખા છે' એમ કહી નાખવામાં બુદ્ધિની વિશાળતા નથી પણ કેવળ લીલામ છે. 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' જેવો મૂર્ખાઈ ભર્યો ન્યાય છે. વસ્તુ વસ્તુ વચ્ચે જેમ તરતમતા અને ભિન્નતા રહેલી છે તેમ ધર્મ ધર્મ વચ્ચે પણ ઉત્તમતા-કનિષ્ટતા રૂપ ધોરણો છે. તેથી સુજ્ઞજનો પ્રથમ પરીક્ષા કરી એમાં જે ધર્મ ઉત્તીર્ણ થાય તેને જ પસંદગી ધરે છે.

ધર્મ પરીક્ષા—

જેમ સુવર્ણની પરીક્ષા ચાર પ્રકારથી થઈ શકે છે. દાખલા તરીકે કસોટી પર ઘસવાથી, છેદ કરવાથી, હથોડાવતી ટીપી જોવાથી અને અગ્નિમાં તપાવી જોવાથી. તેવીજ રીતે ધર્મરૂપ સર્વોત્કૃષ્ટ કનકની પરિક્ષા કરવાના ચાર સાધનો છે. શ્રુત, શીલ, તપ અને દયા. જે ધર્મ ગ્રંથોમાં કર્ણને પ્રિય લાગે અને આત્મા હોંશથી ગ્રહણ કરે તેવો ઉમદા બોધ ભર્યો છે, જેમાં શીલ યાને સચ્ચારિત્ર ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો હોય કે જ્યાં કર્મરૂપી અનાદિકાળની મલિનતાને જડમૂળથી ધોઈ નાખવામાં અન્ય સર્વ સાધનો કરતા તપ નામના તેજી સાધનને અગ્રપદ આપવામાં આવેલું છે અને જેમાં સારાયે વિશ્વના તમામ પ્રાણીઓ પ્રત્યે દયા-અમીદૃષ્ટિ રૂપ વર્ષાનું સિંચન ડગલે પગલે દેખાડવામાં આવ્યું હોય છે તેજ ધર્મ આત્મ પ્રગતિમાં એક સાચા અને અનુભવી ભોમિયાની ગરજ સારે છે. એના સેવન-પાલન-મનન અને નિદિધ્યાસનથી આત્મા પરમાત્મા બની શકે છે. **अहिंसा परमो धर्म** એ ટંકશાળી વચન છે. જગતના નાના મોટા-કીડીથી કુંજર સુધીના-જીવો સાથે મૈત્રીભાવ ભર્યું આચરણ કરવાનું જે ધર્મ શીખવાડે તેજ ધર્મ અગ્રગણ્ય હોઈ શકે. ઉપરોક્ત ચાર પ્રકારની પરીક્ષામાં પસાર થએલ સુવર્ણને જ સૌ

રચનું ' સિદ્ધ થઈ શકે છે, તેમ ધર્મ પણ ઉક્ત ચાર પ્રકારની કસોટીમાંથી ઉત્તીર્ણ થઈ શકે તેવો હોય તો જ તે શ્રેષ્ઠતાની ગરિમા ગ્રહી શકે છે, જેમ શિયાળને સિંહનું ચામડું ઓઢાડવા માત્રથી તે સિંહ નથી થઈ શકતું તેમ મારો ધર્મ સર્વોત્કૃષ્ટ છે એમ માત્ર બોલવાથી ધર્મની શ્રેષ્ઠતા સાબીત થઈ શકતી નથી.

પરીક્ષાના સાધન—

વર્તમાન કાળે પ્રાચીન ગણાતા એક પણ ધર્મના સ્થાપક દ્રષ્ટિગોચર થતા ન હોવાથી, એનામાં કેવા પ્રકારના ગુણાવગુણ હતા અગર તો એનું વર્તન કેવા પ્રકારનું હતું એ જોવાનું—એની તુલના કરવાનું—સાધન માત્ર અત્યારે તેની વિદ્યમાન પ્રતિકૃતિ, તેમજ તેણે ઉપદેશેલા વચનામૃતો જે ગ્રંથરૂપે પ્રકાશિત થયા હોય છે તેજ છે, અર્થાત્ હાલમાં નજરે આવતી મૂર્તિઓ અને ભિન્ન ભિન્ન પ્રકારના ધાર્મિક પુસ્તકો દ્વારા મૂળ સ્થાપક સંબંધે જ્ઞાન મેળવી શકીએ અને એની સરખામણી મારફતે કયો શ્રેષ્ઠ છે એ વાતનો નિષ્કર્ષ કાઢી શકીએ શ્રી હરિભદ્રસૂરિ જેવા વિદ્વાન મહાત્માએ કહેલું છે કે " આગમ તેમજ યુક્તિથી જે અર્થ સિદ્ધ થઈ શકે, તે પરીક્ષા કરેલા કનકની માફક ગ્રહણ કરવા યોગ્ય છે એમાં પક્ષપાતનું શું પ્રયોજન છે? સાંભળવાને કાનો, વિચારવાને સારૂં બુદ્ધિ તથા વાણીનો યોગ છતાં જે સાંભળે કે વિચારે નહીં તેને માટે શું કહેવું? પ્રત્યક્ષ રીતે શ્રી ઋષભદેવ કે વિષ્ણુ શંભુ કે બ્રહ્મા અથવા એ સિવાયના કોઈ દેવને જોયા નથી, છતાં તેમની મૂર્તિઓ ઉપરથી તેમજ તેમને લગતા ધર્મ ગ્રંથોમાંથી તેમના વિષે આવતા સ્વરૂપ પરથી તેઓમાં રહેલા સત્ય વિષે વિચાર કરવામાં આવે તો યથાર્થ વસ્તુનો બોધ થઈ શકે છે "

શક્રના હસ્તમાં વજ્ર, મહાદેવની મૂર્તિ હળ સહિત, વિષ્ણુ ચક્રરૂપી શસ્ત્રવાળા, કાર્તિકસ્વામી શક્તિને ધરનાર, અને રુદ્ર ત્રિશૂળ ધારણ કરી શ્મશાન ભૂમિમાં રહેનાર અને તેવાજ પ્રકારના અન્ય

દેવો પણ કોઈને કોઈ બાબતમાં ઊણપવાળા નજરે જોવાયા છતાં કયો બુદ્ધિમાન તેમનામાં દેવપણાનો આરોપ કરી શકે ? પાસે શસ્ત્ર રાખવાથી જ્યાં પોતાને ભય છે એ વાતનું, અગર અન્યને હણવાની વૃત્તિનું સ્પષ્ટ અનુમાન થાય છે સ્ત્રી સહિતની મૂર્તિ ઉપરથી અતિ કામાંધ દશાનો ચોકખો ખ્યાલ આવે છે એ રીતે બીજા પણ ચિન્હો ઉપરથી તેમજ મૂર્તિના આકાર ઉપરથી એવું તો સહજ રીતે પુરવાર કરી શકાય છે કે એ કક્ષામાં વિચરનાં આત્માઓને દેવકોટિમાં નજ મૂકી શકાય. એની સામે વીતરાગ દશા સૂચક જીનપ્રભુની મૂર્તિ રહો એ પરથી તરતજ એમાં રહેલી વિશિષ્ટતાનો ખ્યાલ આવશે જેમાંથી રાગાદિ દૂષણો સર્વથા નાશ પામી ગયા છે એવી મૂર્તિની રચના જ અરે ! તેની આકૃતિ જ કોઈ જુદા પ્રકારની હોય છે આકૃતિ ઉપરથી સ્વરૂપનું સૂચન થાય છે એ નીતિકારનું વચન યથાર્થ છે શાસ્ત્ર ગ્રંથો જોતા પણ આવાજ પ્રકારની વિચિત્રતા નજરે પડે છે એક સ્થાને 'અહિંસા પરમો ધર્મ' ની વાત કરનાર ગ્રંથમાંજ બીજી જગ્યાએ યજ્ઞ માટે હોમવાના પશુના વર્ણનો સાંભળી હૃદયમાં કમકમાટ આવે છે શીલ વા ઉત્તમ પ્રકારના આચારને અગ્ર પદ આપનાર શાસ્ત્રમાંજ નિયોગ જેવા નિંદનીય કાર્યની વાતો વાંચતા અને આવા પગને પગલે દૃષ્ટિગોચર થતા વિરોધો માટે શું ધારવું તે સમજી શકાતું નથી. દયાની લાંબી લાંબી વાતો કરનાર બૌદ્ધ ધર્મીઓ પણ હિંસા સેવતા જોઈ મન મુંઝાઈ જાય છે આવાજ પ્રકારની સ્થિતિ ખ્રિસ્તી અને મુસલમાન ધર્મ સંબંધમાં છે ટુંકામાં કહીયે તો ઉપર પ્રમાણના તત્વો સાથે તેવા પ્રકારનું આચરણ મેળ ખાતું નથી પ્રસ્તુતમાં કહેવાનું એટલુંજ કે ધર્મના લક્ષણ જે સૂચવી ગયા છીએ એ અનુસારના પરિપૂર્ણ લક્ષણો માત્ર 'જૈનધર્મ'માંજ પ્રાપ્ત થાય છે તેની સાક્ષીરૂપે 'જીન ભગવાન'ની મૂર્તિ અને જૈન આગમ ગ્રંથો નું સ્વરૂપ વિચારવાની સૌ કોઈને છૂટ છે પક્ષપાતની દૃષ્ટિનો

ત્યાગ કરી જૈન ધર્મનો વિચાર કરતા તેનુ સર્વ શ્રેષ્ટપણુ આ ાઈને માન્ય થાય તેવુ છે

## શ્રદ્ધાની આવશ્યતા—

આધુનિક સમયમા કેટલોક વર્ગ એવા છે જે નજરે જોયેલી વાતને જ ખરી માનનારો છે બીજો કેટલોક વર્ગ વાતવાતમા પ્રત્યક્ષ પ્રમાણ માગનારો છે, જ્યાર વળી કેટલાકને તો ઇતિહાસિ- સાધનો વિના બીજુ સર્વ કલ્પિત જ ભાસે છે, અને કેટલાકને ધાર્મિક બાબતોમા ડગને ને પગને અતિશયોક્તિની જ ગધ આવે છે આવા પ્રકારની વિચિત્ર માન્યતાવાળા જનવૃંદને અત્રે પ્રથમ જણાવી દેવાની અગત્ય છે કે તમારી ઉપરોક્ત માન્યતાઓ કેવળ એકપક્ષી પણાની સૂચક છે, એકે તમો ગમે તેટલા પ્રમાણ શોધો યા તો ગમે તેટલી લીલો રચો છતા આખિરતે અગે તો તમારે કોઈ એક વાતમા પણ શ્રદ્ધા રાખીને ચાલવુ જ પડશે અતિન્દ્રિય બાબતો જ એવી ગૂઢ પ્રકારની છે

ધર્મના કોઈપણ તત્વને કસી જોવાની ના નથી જીનપ્રભુનુ એવુ કથન નથી કે ગમે તેમ અધશ્રદ્ધાથી માની લેવુ છતા સાથે એ પણ સમજી લેવાનુ છે કે અમુક વિષયો કદાચ આપણી બુદ્ધિની ન્યુનતાને લઈ ન સમજાય તો તેથી તે સર્વ કલ્પનામય છે એમ કહેવા તૈયાર થવામા કેવળ ઉતાવળાપણુ છે

જે પુરૂષની ૫૦ વાતો સાચી હોય તેની એકાવનમી વાત આપણાથી ન સમજાય તો તેને ખોટી કહેવા તૈયાર થવા કરતા તે વાત સમજવાની આપણી શક્તિની ખામી હોવી જોઈએ એમ માનવુ વધુ ઉચિત છે દુનિયાના સત બનાવો કે તેને લગતી સર્વ વાતો

નજરે જોઈ શકાય એવું બનવું જ્યાં અશક્ય છે ત્યાં પછી નજરે ન જોઈ શક્યા માટે વાતો ખોટી જ એવો વૃથા બકવાદ શા કામનો? એવી જ રીતે ઐતિહાસિક બાબતો વિષે પણ ભૂલ ભરેલી માન્યતા રહેલી છે. ઐતિહાસિક તરીકે ગણાતી બધી બાબતો સત્ય જ છે એમ કોણ કહી શકે તેમ છે? આજે પણ ઇતિહાસવેત્તાઓ વચ્ચે ક્યાં મતભેદો નથી? જુઓને સમ્રાટ નેપોલિયન વિષે ઇંગ્લાંડના ઇતિહાસકારોએ જે લખાણ લખ્યું છે તે સત્યથી કેટલું વેગળું છે? સ્વતંત્ર લેખક મી. એબટના લખાણ પરથી એ વાત સાબિત થાય છે અને તેઓએ ચિતરેલા જૂઠાણાનો ખ્યાલ આવે છે. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ સંબંધે પણ આવી જ જૂઠભરી નોંધો તેમણે કરેલી છે. હિંદમાં પોતાના દેશની મહત્તા બેસાડવા અને પોતાના જાતભાઈઓએ કરેલા કાળા કામો ઢંકાવવા અંગ્રેજ લેખકોએ બંગાળા અને અયોધ્યાના હેવાલોમાં કેટલીયે હાથપગ વગરની વાતો જોડેલી છે. કલકત્તાની અંધારી કોટડી (Black Hall) વિષેનો એકજ દાખલો અને બસ થઈ પડશે. એ વાત સત્ય તરીકે ઠોકી બેસાડનાર લેખકોની દલીલો કેવા પોકળ પાયા પર ચણાયેલી હતી તેનો ખ્યાલ આધુનિક પુરાતત્ત્વ શોધકોએ આપ્યો છે. એક સમયના ઇતિહાસકારોએ માની લીધેલા અનુમાનો આજે ખોટા પડતા અને એને સ્થાને નવીન પ્રકારના જ બનાવોના ખ્યાલ આપતા વૃત્તાન્તો આપણે શું નથી વાંચતા? શોધખોળના આ યુગમાં હજુ તો કેટલુંયે પરિવર્તન થશે.

કહેવાનું એટલું જ કે ઐતિહાસિક વાતની પાછળ ધમપછાડા કરનાર વર્ગે પણ વગર વિચાર્યે માત્ર ઇતિહાસને ખરો માની બીજી પ્રમાણિક વાતો પ્રત્યે દુર્લક્ષ કરવું એ ઠીક નથી. આથી રખે માની લેવાય કે ઐતિહાસિક તત્ત્વ સંબંધે પરામર્શ કરવો એ અયોગ્ય છે. બુદ્ધિ અનુસાર વિચારણા જરૂર કરાય એમાં લેશ માત્ર વાંધો નથી પણ અપૂર્ણ વિચારણાને અને પ્રચલિત માન્યતાને એકદમ ખોટી ન

ઠરાવી દેવાય એ પર વે સંપૂર્ણ ધ્યાન આપવાનું છે સર્વની સમજ શક્તિ એટલી જવલંત ન જ હોઇ શકે કે જેથી દરેક વિષયમાં તે સાંગોપાંગ પાર પામી જાય. તેથી જ પુનઃ પુનઃ એ વાત પર ભાર મૂકવાનો છે ∎ જ્યાં દુન્યવી બાબતોમાં પણ ઉંટાસુડી માનવા રૂપ પ્રસંગ ઉપસ્થિત થતા વાર નથી લાગતી ત્યાં ધર્મ વિષયિક ઠકીપું વસ્તુ એ દમ ક્યાંથી સમજી શકાય. ને નજ સમજી શકાય તો એ સમજવા સારૂ સમયની રાહ જોતા યત્ન જારી રાખવો જોઇએ પણ એથી ઉંધુ અને ન સમજાયું માટે એ હંબગ છે અથવા તો કલ્પિત છે એમ કહેવા તત્પર નજ થવું, એમ કરવામાં કેવળ કહેનારની ગભરુ વૃત્તિ (ઉતાવળાપણું) જ તરી આવે છે।

જો આપણને બે હજાર વર્ષનો ઇતિહાસ લખનાર મનુષ્યો ઉપર વિશ્વાસ રહેતો હોય તો તેથી કેટલાયે સમય પૂર્વે થયેલા, સાધુ મહાત્માઓના લખાણ પર તેથી પણ વધુ રહેવો જોઇએ લેખકો સંસારી જીવન ગાળનાર હોવાથી દાક્ષિણ્યતાથી કે મમત્વથી સર્વથા મુક્ત ન થઇ શકે, જ્યારે સંસાર ત્યક્ત સાધુ પુરુષોને તેવું કંઈ બંધન ન હોવાથી તેમજ સત્ય વસ્તુ પ્રરૂપવારૂપ તેમનો ધર્મ હોવાથી, તેમના લખાણમાં પૂર્ણ વિશ્વાસ રાખવો એ જ યોગ્ય છે

વળી કેટલીક વાતો પ્રત્યક્ષ હોય છે, અને કેટલીક અનુમાનાદિ પ્રમાણોથી માનવાની હોય છે ધારો કે એક મનુષ્યે પોતાના દાદાને નજરે જોયા નથી કેમકે તેના જન્મ અગાઉ તે મૃત્યુ પામી ગયા હતા, તેથી શું તે વિષયમાં શંકા ધરી શકાશે? જવાબ નકારમાં જ આવવાનો, કારણ કે અનુમાન પ્રમાણથી એની સાબિતી કરી શકાય છે બીજી વાત વિચારીયે સોમલ એ ઝેર છે, તેના ભક્ષણથી મરણ નિપજે છે, એ વાત તેને ખાધા વગર પણ આપણે માની શકીએ કોઈ કહે કે જાતે અનુભવ કર્યા વગર એ માનવા જેવું નથી અને તરતજ અનુભવ કરવા મંડી જાય તો એમાં પ્રાણહાનિ સિવાય બીજું

શું સંભવે? એટલે કહેવું જ પડશે કે એવા પ્રસંગની વાતો અનુભવી પુરુષોના વચન ઉપર શ્રદ્ધા રાખીને જ અવધારવા યોગ્ય છે આતો સામાન્ય રીતે સંસારમાં બનતી અને અનુભવાતી બાબતોની વાત થઇ તેમાં પણ આવા પ્રસંગની શ્રદ્ધા વા વિશ્વાસની જરૂર પડે છે તો પછી ધર્મના તત્ત્વો અને તેની રચના જેવા ગહન વિષયની તો વાત જ શી કરવી? એવા ગહન અને બારીક વિષયમાં આપણાં ચર્મચક્ષુ કરતાં જ્ઞાનચક્ષુ જ વધુ સારી રીતે કામ કરી શકે છે કેવળ બુદ્ધિવાદ ત્યાં કામ આવતો જ નથી એ વિષય પરત્વેનું દરેક કથન તેના મૂળ પ્રકાશકે પ્રથમ જ્ઞાનચક્ષુ દ્વારા યથાર્થ રીતે નિહાળી પછી જ સ્વપર કલ્યાણ અર્થે તેનો ઉપદેશ કરેલો હોવાથી જ્યાં લગી તેવા પ્રકારનું સંપૂર્ણ જ્ઞાન ન ઉદ્ભવે ત્યાં લગી વિશ્વાસ રાખી જાણવા પ્રયત્નશીલ રહેવાનું જ જેમ જેમ જ્ઞાનના આવરણનો ક્ષયોપશમ વધતો જાય છે તેમ તેમ ઘણી ગુંચવાતી બાબતો પણ સરલરૂપે સમજાતી જાય છે એટલે એવો ક્ષયોપશમ થતાં લગી ધીરજ ધરવાની અને એ માટે ઉદ્યમવંત રહેવાની જરૂર છે તેના સારૂ પ્રારંભમાં શ્રદ્ધા રાખી આગળ વધવાની જરૂર છે એ વાત પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે શ્રદ્ધા વિના કોઇપણ વસ્તુની પ્રાપ્તિ યથાર્થરૂપમાં થઇ શકતી નથી. મહાત્માઓ તે વિષે શું કહે છે તે જુઓ

> શ્રદ્ધા વિના જે અનુસરે, પ્રાણી પુણ્યના કામ
> છાર ઉપર તેહ લીંપણું ઝાંખર ચિત્રામ
>
> ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી

> દેવગુરૂ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે,
> કિમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો
> શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ ક્રિયા કરે છારપર લીંપણો તેહ જાણો
>
> શ્રીમદ્ આનંદઘનજી

તત્ત્વત્રયી—

જૈનદર્શનનું સ્વરૂપ સમજવા સારુ આ 'તત્ત્વત્રયી' કહેતા ત્રણ મુખ્ય તત્ત્વો જાણવાની જરૂર છે જ્યાં લગી એ ત્રણ તત્ત્વોનું યથાર્થ નિરીક્ષણ કર્યું ન હોય, ત્યાંસુધી આગળ વધવું એ દૃષભ (મળ) જોડ્યા વિનાના ગાડામા બેસી માર્ગ કાપવાની ઇચ્છા રાખવા બરાબર છે જેમ વૃષભ યુક્ત રથ ઇપ્સિત સ્થળે પહોચાડે છે તેમ આ ત્રણે તત્ત્વોની યથાર્થ સમજ ધર્મ સબધી બીજું દરેક પ્રકારનું રહસ્ય સમજવાને માટે આત્માને ભાગ્યશાળી બનાવે છે અર્થાત્ એવી લાયકાતનું ભાજન બનાવે છે વળી એક રીતે કહીયે તો આ ત્રણે તત્ત્વોમા જ સારાયે જૈનદર્શનનું તત્ત્વજ્ઞાન અથવા તો સમગ્ર વિશ્વની રહસ્યમય બાબતો સમાઈ જાય છે દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વ રૂપ અનુક્રમે તેના નામો છે દેવ તત્ત્વમા દેવ કોણ હોઇ શકે? કેવા પ્રકારના હોઈ શકે? દેવ છે એમ સાબીત કરવાના સાધનો આદિ વસ્તુનો વિચાર આવે છે

દેવ તેજ હોઇ શકે કે જેનામાથી દાનાન્તરાય, લાભાન્તરાય ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય, વીર્યાન્તરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, કામ, અજ્ઞાન, મિથ્યાત્વ, નિદ્રા, અવ્રત, રાગ અને દ્વેષ રૂપ અઢાર મહાન્ દૂષણો સર્વથા નષ્ટ થઇ ગયા હોય અર્થાત્ જેમનામાના એમાંનો એક અંશ સરખો પણ ન રહ્યો હોય વળી જે અશોકવૃક્ષ, સુરપુષ્પ વૃષ્ટિ, દેવતાઈ ધ્વનિ, ચામર આસન, ભામડળ, દુંદુભિનાદ અને છત્રરૂપ આઠ પ્રાતિહાર્યની દેવતાઈ શોભાથી યુક્ત હોય અને જેમનામા જ્ઞાનાતિશય, વચનાતિશય, પૂજાતિશય અને અપાયાપગમ અતિશય રૂપ ચાર પ્રકારની સર્વોત્કૃષ્ટ વિશેષતા હોય. વળી જેમની વાણી પાત્રીશ ગુણથી અલંકૃત હોય અને આવા બીજા સખ્યાબંધ ગુણોનો જેમા વાસ હોય તેજ દેવપણાને યોગ્ય છે

અતિશય એટલે જ દુનિયાના અન્ય જીવો કરતા જેમા કોઈ પ્રકારની વિશિષ્ટતા વા ચમત્કૃતિ છે તે અર્થાત્ આશ્ચર્યકારક શક્તિ

જ્ઞાનાતિશયથી એ સુચવવામા આવેલ છે કે એમના જેવુ જ્ઞાન અન્ય સામાન્ય કક્ષાના આત્મામા નજરે પડે નહીં સપૂર્ણ જ્ઞાનીઃશા વચનાતિશયથી એમના વચનો સત્ય અને ટકશાળી હોય, એમા શકા કિવા અસત્યનો અગ માત્ર ન સભવે પૂજાતિશયથી દુનિયાના પદપદ રેક સ્થાને પોતામા રહેલ ઉત્તમ ચારિત્ર યાને વર્તનથી પૂજાને યોગ્ય બને જનવૃંદ તેમની હર્ષથી સેવાભક્તિને બહુમાન કરવા પ્રેરાય અને અપાયાપગમ અતિશયથી જ્યા જ્યા તેઓ વિચરે પગ મૂકે ત્યા ત્યા મારી-મરકી રોગ પીડા, દુર્ભિક્ષ (દુકાળ) આદિ કષ્ટોની પરપરા નાશ પામી જાય એટલે કે ત્યા મગળ-મયતાવર્તી રહે પુન્યવાનના પગને પગલે રિદ્ધિ સિદ્ધિ પેદા થાય' એ કવિ વચન યથાર્થ છે અહીં તો પુન્યના રાશિ (ઢગલો) પ્રભુ જ્યા ત્યા પછી આપ દાઓનુ નામ રહેવા જ ક્યાથી પામે?

ગુરૂ તેજ હોઈ શકે કે જેઓ મુખ્યતાએ કરી કચન કામિનીના સગથી સર્વથા મુક્ત હોય અહર્નિશ અહિસા, સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અકિંચનતા રૂપ પચ મહાન્ વ્રતો યા નિયમોને દૃઢતાથી પાળનારા હોય જેઓને માત્ર એક જ મોક્ષ મેળવવારૂપ અભિલાષા વર્તતી હોય સયમી જીવનનુ પાલન કરી કેવળ માધુકરી વૃત્તિએ અને તે પણ રસની લોલુપતાથી નહિ પણ ધર્મ કરણીમા શરીર એક અગત્યનુ સાધન છે એમ સમજી તેને ટકાવવા પુરતો આહાર ગ્રહણ કરી પોતાનો બાકીનો સમય કેવળ ધર્મ પરિશિલન અને આત્મ ચિંતનમા વ્યતીત કરતા હોય જીજ્ઞાસુને મીઠા શબ્દોમા ધર્મનો બોધ આપી જાણતા હોય છતા કોઈ પણ સજોગોમા તુષ્ટ થઈ ન તો આશીર્વાદ આપે અગર તો રૂષ્ટ થઈ ન તો શ્રાપ દે તેવી પ્રકૃતિવાળા હોય એજ સાધુપણાનો આદર્શ

ધર્મ તેજ હોઈ શકે અગર તેવા ધર્મના પાલનથી આત્મા દુર્ગતિમા ગબડી જતા બચી જઈ સદ્ગતિનું ભાજન થઈ શકે અને એ દ્વારા આત્મ-કલ્યાણ સાધી શકે છે, કે જે ધર્મ યાને શાસ્ત્ર પ્રથમમા અહિંસા, સત્ય, ચારિત્ર, તપ અને દાન આદિ મહાન ગુણોને અગ્ર સ્થાન મળ્યુ હોય, જ્યા વિષયવિલાસનુ નામ ન સભવતુ હોય, વળી જ્યા માત્ર આ દુન્યવી સુખના જ લાભો દેખાડી સંતોષ ન પકડાયો હોય, પણ એની સાથે એ સુખોથી લાખગણા ચઢીયાતા એવા આત્મિક સુખોની વાતો વિશેષ પ્રમાણમા બતાવી હોય, વળી જેમા કાપાકાપી કે મારામારી અથવા ભાગભોગ કે નિં। કુથલીના વર્ણનની છૂટ પણ ન હોય એ પ્રમાણે ધર્મ જ આપણે બાની ગયા છે લક્ષણ જેનુ એવા ફળને દેનારો થઈ શકે એટલુ ધ્યાનમા ભેતરી રાખવુ કે આવા સુન્દર પ્રકારના ધર્મના કથક અવશ્યમેવ અઢાર દૂષણોથી સર્વથા રહિત જ હોય. જે વૃક્ષના મૂળમા અગ્નિ પ્રદીપ્ત હોય તે ઝાડ કદાપિ નવપલ્લવિત થયુ સાંભળ્યુ છે ખરૂ ? અથાત્ જ્યા એ અઢાર દોષો ઓછાવત્તા પ્રમાણમા પ્રવર્તતા હોય ત્યા અહિંસા કે સત્યની પૂર્ણ સ્વરૂપવાળી વાતોનો સભવ પણ ન હોઈ શકે કદાચ ક્યાંક્પે દૃષ્ટિગોચર થાય તો પણ પાછળ અજ્ઞાન તિમિરના પડળો જરૂર હોવાના ધર્મની શ્રેષ્ટતાનો મુખ્ય પાયો એના કથકની પ્રતિષ્ઠા ઉપર અવલબે છે **पुरुष विश्वासे वचन विश्वास** એ પ યથાર્થ છે જેના રાગ દ્વેષાદિ દોષ ગયા હોય તેજ નિષ્પક્ષપાતપણે વસ્તુનું શુદ્ધ સ્વરૂપ પ્રતિપાદન કરી શકે કથની કરતા આચરણ સચોટ છાપવાળી હોય છે કહેવુ સોહેલુ છે પણ આચરણમા મુકવુ જ દોહેલુ છે એ અનુભવનુ વચન છે નીતિકારે કહ્યુ છે કે-' જેના મન, વચન, અને કાયામા-એટલે કે જેવા મનમા વિચાર તેવા જ પ્રકારના વચનમા ઉચ્ચાર અને તેને અનુરૂપ કાયાનુ વર્તન- એકતા છે તે મહાત્માઓને માગ વદન છે ' આ ઉપરથી સારાશ એ તારવી શકાય છે કે જ્યા દાક્ષિણ્યતા-રાગ કિંવા મોહ કે કામ તૃષ્ણાની

જણાતા છતા હોય કે ત્યા શુદ્ધ વચન કે સંપૂર્ણ વસ્તુ-તત્વની આશા મગજ્જાનત્ નિરર્થક છે કારણ એવા વચનોનો પ્રથમ દર્શને પ્રતિભાસ થાય પણ ખરો છતા કિંપાક વૃક્ષના ફળ માફક એની મનોહરતા ઉપર ચોટી જ હોય છે કેટલી વાર તે અમભૂતને ઉન્માર્ગે ન દેનારી નિવડે છે તેથીજ ધર્મ પમતી વેળા સાવચેત રહેવાનુ છે અગાઉ આપણે જોઈ ગયા તેમ મુનિ અને ગ્રંથો ઉપરથી કયા ધર્મમા ઉત્તમ દોરો મળે છે અને ક્યામા નથી સભવના એની ખાત્રી કરી લેવાની છે આનો અર્થ એમ કરવાનો નથી કે અન્ય ધર્મોની નિંદા કરી પોતાના ધર્મના યશોગાન ગાવા અગર તો ન્યાયબુદ્ધિએ વિચારવાનુ છે કે સર્વ વૃક્ષ ગણમા જેમ બધા વૃક્ષો આમ્રના નથી હોતા, પણ કોઈ લીમડાના તો કોઈ પીપળાના પણ હોય છે તેમ દુનિયાભરના સર્વ ધર્મો આત્મ-કલ્યાણ કરનારા નથી હોતા તેમા પણ ઓછીવત્તી તરતમતા રહેલી છે ઉભયવૃક્ષના ફળ ખાઈ જોવાથી જેમ આમ્ર લીમડાની પરીક્ષા કરી શકાય છે તેમ અગર પણ યુક્તિપૂર્વક વિચારણા કરવાથી કયો ધર્મ આદરણીય છે એ સમજાઈ જાય છે

જો દેવમૂર્તિની સાથમા સ્ત્રીજાતિ યાને લક્ષ્મીની મૂર્તિ હોય તેથી શુ એવો સ્પષ્ટ ખ્યાલ નથી આવી શકતો કે તેની વિષય લાલસા હજુ સવાંગે પૂર્ણ નથી થઈ શકી? તે વિના દેવ ગણાતી વ્યક્તિને સાથમા શૃંગારભાવ સૂચક લલનાની અગત્ય પણ શી? હાથમા કમળ દેખાય તો પછી એમ ધારવુ જ પડે કે દેહની પવિત્રતા અર્થે તે રાખવાના આનંદ છે જપમાળાથી કોઈનુ ધ્યાન ધરવાનુ હજુ તેને બાકી છે અને તલવાર કિંવા ગદા વા ધનુષ્યનો દેખાવ ચોકખુ સમજાવે છે કે એ રાખવાનુ પ્રયોજન ક્યા તો શત્રુને હણવાનુ છે કિંવા તેનો ભય હોવાથી હાથમા શસ્ત્ર ધારવુ પડે છે રૂદ્ર પ્રકૃતિ પરથી જ ફલિતાર્થ થાય છે કે કષાયનો નાયક ક્રોધ અહીં ઘર કરી બેઠો છે વારંવાર ધ્યારી કરનાર વિકરાળ ચહેરાવાળી દેવીના હાથમા

મસ્તકોની માળા જોઈ ક્યુ હૃદય ક્ષુબ્ધ થવા તત્પર થાય ? એ અમારી અમા છે? એ દિવ્ય વત્સલ માતા છે? એવું વત્સલ માતૃત્વ આવા વિકૃત રૂપમા હોઈ પણ શકે? વળી જગતની માતાને—આદ્યશક્તિને અગર મહામાયાને વેશ્યા બનાવી તે ભોગ ચાહતા હોય! એવી જાતના ચિત્રો, દેખાવો કિંવા એ પ્રકારની મૂર્તિઓ જોતા જ કમકમાટ ઉભરાઈ આવે ત્યા દેવપણાની કે પ્રભુપણાની ભાવના જન્મે જ ક્યાથી! જો આવા દારૂણ સ્વભાવવાળા અથવા તો આવી બાળોચિત ટામશીના કરનાર દેવ કે ભગવાન હોય તો પછી શો ઉપાધિ તે સ્વરૂપ લક્ષ્ય થતા ઝાંખીવાર નજર લાગે. સસારમા ક્યા એવા પ્રકારની લીલાઓની ખોટ છે! તો દેવત્વના આટલા વર્ણન શા? એની સાધનામા તપ જપનું શું પ્રયોજન! ખરેખર એ બધા ચિન્હો અપૂર્ણતા જ સૂચવે છે અગર ગોપીઓના ચોર ધણાની અન્તિ ભાડી આપે છે અજ્ઞાનના કે દષ્ટિરાગથી એ વાત ન સમજાય તેથી અન્ય વાત મિથ્યા થવાની નથી ઇસ્લામ ક્રાઈસ્ટની મૂર્તિ તો જ્વ તેજ નયન પથમા આવે છે ધણે ભાગે ક્રોસનું ચિન્હ જણાય છે અને તેમા દયાળુનો આરોપ કરીએ ત્યા કુવારી મેરીના પેટે જન્મ એ વાત આ બુદ્ધિવાદના યુગમા કેવી રીતે ટકી શકે! ઈસ્લામની સંસ્કૃતિ ઉપરથી જ એ ધર્મમા કેવા પ્રકારની ઘટનાઓ ઉપર એનો પાયો રચાયો છે તેનો ખ્યાલ આવે છે દયાના રસ્તા તરિકે પ્રસિદ્ધ થયેલા મહાત્મા શ્રી ગૌતમ બુદ્ધ, એમની ધ્યાન મુદ્રા ઉપરથી જ અહિંસા અન્ય આદિ ધર્મલક્ષણોને માન આપનાર હતા એમ નયન પથમા આવે છે છતા સપૂર્ણતા ત્યા પણ નહોતી એમ ઉપસ્થિત થતા વિરોધી વાક્યોથી પુરવાર થાય છે એમના અનુયાયીના જીવનો એમના મૂળ સિદ્ધાન્તથી કેટલા વગળા ગયા છે તે ઉંડા ઉતરતા સહજ સમજાય તેમ છે એમા તત્ત્વાની નબળાઈ માનવી કે અર્થના અનર્થ થવાનો આરોપ લાવવો એ એક જુદો જ પ્રશ્ન છે

આ સાથે એટલુ કહેવું આવશ્યક છે કે ઉપર કહેલ માર્ગમાવી

વિરના મનુષ્યો આવી ઉચ્ચકોટિના પુરૂષોનું જ્ઞાન એ સત્ય અને કોઇપણ જાતના પૂર્વાપર વિરોધ વગરનુ હોઈ શકે છે આમ વાચ્ય પણ તેમના જ મનાય. કેરડાના વૃક્ષ પાસે જઇ કલ્પવૃક્ષના ફળની માગણી કરવાથી ઓછુ તે પ્રાપ્ત થવાનું હતુ! સાગરનો પાર પામવાના ઇચ્છકે લાકડાના નાવનો આશ્રય લેવો ઘટે પથરનુ નાવ આશ્રય તો આપે નહીં પણ પોતે ડુબે અને આશ્રય લેનારને પણ ડુબાડે

વધુ વિસ્તારનું કંઈ પ્રયોજન ગ્હેતુ નથી જૈનાગમમા આ સબંધી ઘણા પુસ્તકો સસ્કૃત-પ્રાકૃતમા વિદ્વાન પુરૂષોના રચેલા મોજુદ છે ગુજરાતી ભાષામા પણ એ સબંધી લખાણ છે એ બધાનો પાર પામવાનુ વિદ્વાનોને સોપી આપણે આગ્રહત્વ ત્યાગી જૈનત્વ ગ્રહી। ન૨ પ્રખ્ય વિદ્વાન્ શ્રીમદ્ હરિભદ્રસૂરિના વચન અનુસારે રાગ દ્વેષ અને મોહાદિ દૂષણોથી રહિત અને જ્ઞાન, દર્શન ચારિત્રાદિ અનુપમ ગુણોથી સહિત જો કોઇપણ દેવ તરીકે પૂજાને પાત્ર હોય તો તે જીન ભગવાન જ છે માટે તેજ શુદ્ધ દેવ છે તેમણે સ્થાપન કરેલ ધર્મ તેજ શુદ્ધ ધર્મ છે અને કેવળ મોક્ષની જ અભિલાષાથી તેનુ પાલન કરનાર પચ મહાવ્રતને ધરવાવાળા સમારંભત્યાગી સાધુ મહા માઓ તેજ શુદ્ધ ગુરૂ છે એ વાત પર અચળ શ્રદ્ધા ધરીએ

આ પ્રશસનીય શ્રદ્ધા એનુ બીજુ નામ સમ્યક્ત્વ આ 'સમ્યક્ત્વ' નામના અપૂર્વ નાવ વગર આપણાથી જૈનધર્મના અગાધ જ્ઞાનરૂપી સાગરમા પ્રવેશ કરવાનુ બની શકે નહીં એટલે પ્રથમથી જ આપણા હૃદયમા એનુ સચોટ રીતે સ્થાપન કરી લઇએ જેથી પછી આગળ પ્રયાણ કરવુ સેહલુ થઈ પડે. એ વસ્તુનુ યથાર્થ સ્વરૂપ તો અનુભવી જ જાણી શકે આપણે પુરૂષ વિશ્વાસે વચન વિશ્વાસ રૂપ સૂત્ર જોઈ ગયા એનો અર્થ એવો નથી કરી લેવાનો કે કોઇપણ બાબત વિષે જાણે વિચારવુ પણ નહિ અગર જરા સમજને તસ્દી પણ ન આપવી તો પછી પ્રાપ્ત થયેલ બુદ્ધિનો અર્થ શુ ? પ્રભુ ભગવંતના વચનો છે કે તમારી શક્તિ પહોંચે ત્યા લગી દરેકરેક

વચનની ખાત્રી કરવા યત્ન કરો ટકશાળી વચનોને જરાપણ ભય નથી ભય અસત્યને છે સત્ય તો સર્વદા જયવતુ જ વર્તે છે આમ છતા કેટલીક વાતો જૈનધર્મમા પણ એવી છે કે જે પ્રત્યક્ષ પ્રમાણથી સાબીત નથી કરી શકાતી, વળી બીજી કેટલીક અતિશય ઝીણી હોવાથી સ્થુળદષ્ટિ જીવોને સમજવી દુ ર છે એટલે આવી બાબતો પરત્વે અત્યારે આપણે એ આમ પુરુષના કથનમા વિશ્વાસ રાખીને જ આગળ વધવાનુ રહ્યુ દુન્યવી નિયમ છે કે જેની પદર વાત સાચી હોય તેની સોળમી પણ સાચી હોય જ, છતા આપણાથી ન સમજાય તો એમા આપણી જ કઈ કસુર થતી હોવી જોઈએ એ નિશ્ચિત છે પ્રથમ દર્શને દરેક વસ્તુનુ યથાર્થ સ્વરૂપ ન જ સમજાય. વળી કેટલીક બાબતોને સમજવા સારૂ સારા પ્રમાણમા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ પણ જોઈએ જે અભ્યાસ વગર ને કર્મક્ષય વિના ન સભવી શકે તેથી પણ શ્રદ્ધાની આવશ્યકતા પુરવાર થાય છે

## જૈનધર્મની કેટલીક માન્યતાઓ—

(૧) જૈનધર્મ પ્રમાણે આ જગતની રચના ઈશ્વરે નથી કરી પણ તે અનાદિકાળથી છે છતા કાળપ્રભાવે તેમા વૃદ્ધિ-ક્ષય થતા રહે છે

(૨) કેટલાક શોધક્ના મત અનુસાર અત્યારની દુનિયા આસ્ટ્રેલિયા સાથે ૭ ખડ જેટલી જ છે, જે જૈનધર્મ પ્રમાણે ખરૂ નથી. આ ૭ ખડ ધરતી એ જબુદ્વીપનામા વિશાળ બેટનો ભારત તરિકે ઓળખાતો, અને તે પણ અપૂર્ણ ભાગ માત્ર છે એ ભરત જેવા તો કેટલાયે બીજા ક્ષેત્રો 'જબુ'મા છે અને ઉપરાત જબુદ્વીપ જેવા સખ્યાબધ દ્વીપો અને એને ફરતા મોટા સમુદ્રો છે વળી એ સર્વ થાળીના આકારે ગોળ છે વળી કેટલાક પૃથ્વિને સૂર્યની આસપાસ ફરતી માને છે તે વાત પણ અત્રે મજુર નથી ધરતી જેવા પદાર્થને ગતિ કરતો માનવાનુ કઈ કારણ નથી એમા કલ્પનાજાળપર અવલબી

મતમ્ બાધતા પહેલા જ્ઞાનીના વચનો જ વધુ શ્રધ્ધેય છે એટલે સૂર્ય ચન્દ્રના વિમાનો ઉક્ત જમ્બુદ્વીપના મધ્યભાગમા આવેલા મેરૂનામા ઉચા અને વિશાળ પર્વતની પ્રદક્ષિણા કરતા ગતિ કર્યા જાય છે તેથી અમુક ભાગમા દિવસ અને અમુક ભાગમા રાત્રિ થવારૂપ ક્રમ જળવાય છે

(૩) જગતના જીવોને પ્રાપ્ત થતા સુખ દુખોમા ઘણા ઈશ્વરનો હાથ જુએ છે ભા ઈ એ તો પ્રભુની મરજી એમ મન મનાવે છે પણ એવુ કઈ જ નથી એ સર્વનુ નિમિત્ત કારણ જીવે કરેલા પોતાના પૂર્વભવોના તેમજ ચાલુ જન્મનુ કર્મોજ છે એટલે કર્મ-સત્તાથીજ આ સચરાચર ભાવના ચક્ર વલા કરે છે

(૪) કેટલીક માન્યતા જ્યારે એવી હોય છે કે કોઈપણ જીવ વધારેમા વધારે ધર્મકરણી કરી, ભગવાનના ભક્તપણાને પામી શકે છે પણ તેથી આગળ તે જઈ શક્તો નથી, જ્યારે જૈનધર્મ તો સ્પષ્ટ કહે છે કે દરેક જીવ જો કર્મક્ષય કરવામા ઉત્કૃષ્ટ વીર્ય ફોરવે તો, તે પોતાના મૂળ ગુણોને નિર્મળ કરી અને પરમાત્મા બની શકે છે

(૫) જગત રચના–તેમા વારવાર થતા ફેરફારો દરેક કાર્યોની નિષ્પત્તિ અને ભિન્ન ભિન્ન સ્વભાવ આદિમા કોઈ ઈશ્વરને કર્તા હર્તા ઠરાવે છે, કોઈ બ્રહ્મા વિષ્ણુ ને શિવની ત્રિપુટીને આગળ ધરે છે, કોઈ પ્રકૃતિના માથે એ બોજો ઢાલવે છે જ્યારે કેટલાક એ સર્વ મિથ્યા છે યાને માયાજાળ છે એમ માની, પરભવ જેવા મહત્વના પ્રશ્નપર આખ બંધ કરી આ ભવ મોજની લ્હેરમા મશગુલ બને છે જૈન ધર્મ આ વાત ખુલ્લી રીતે ઈનકાર કરતા પરભવ છે એ માન્યતાપર ભાર મુકી કર્મ–પુરૂષાર્થ–કાળ–સ્વભાવ અને નિયતિરૂપ પાચ સમવાય–કારણથી વિશ્વના દરેક બનાવો–ફેરફાર કિંવા કાર્યો થઈ રહ્યા છે એ વાત પુરવાર કરી બતાવે છે

આ સિવાય પણ બીજી નાની મોટી બાબતો છે જે વિષે આગળ

વાત કરીશું. પ્રથમ આપણે જૈનધર્મ વિષે ઉપરછલ્લી દૃષ્ટિએ વિચાર કરી જઈએ કે તે શું વસ્તુ છે? તેમાં કયા કયા નવીન વિષયો છે કે જે વિષે અન્ય મતોમાં ભાગ્યેજ એનાદ ઈશારો પણ ઉચ્ચારાયો હોય. વળી વર્તમાન સમયે જૈનદર્શન વિષે વિદ્વાનોનો શો મત છે અને તેમાં કેટલો સત્યાંશ રહેલો છે?

## જૈન ધર્મ અર્વાચીન નથી પણ પ્રાચીન છે—

થોડા વર્ષ પહેલાં એ માન્યતા ચાલતી હતી કે જૈનધર્મ એ બૌદ્ધધર્મ કે બ્રાહ્મણ ધર્મની એક શાખા છે અને તેના પ્રચારક શ્રી મહાવીર છે અને તેના તત્ત્વો નાસ્તિકતાને પેદા કરનારા છે પણ અભ્યાસે અને શોધખોળે આ વાતને જુઠી પાડી છે અને પ્રાચીન કરી આપ્યું છે કે માત્ર બુદ્ધ કે બ્રાહ્મણધર્મના પુસ્તકોના વાચન ઉપરથી અને જૈનધર્મ સબંધી કંઈ પણ જ્ઞાન નહિં ધરાવનાર વિદ્વાનોની આ ઉપજાવી કાઢેલી કલ્પનાજ હતી, વળી એ કલ્પના પર ઓપ ચઢાવનાર કેટલાક વિદ્વાનો શ્રી મહાવીર તેમજ બુદ્ધના કેટલાક તત્ત્વોમાં મળતાપણું જોઈ એમ કહેવા લલચાયા હતા પણ આજે એ બધું અદૃશ્ય થઈ ગયું છે પાશ્ચિમાત્ય વિદ્વાનો પણ માનવા લાગ્યા છે કે જૈનધર્મ એ એક જુદોજ ધર્મ છે જે બૌદ્ધ કે બ્રાહ્મણ ધર્મની હરિફાઈમાં અડગ ઉભો રહી શકે તેમ છે અને પ્રાચીન છે તેને પોતાનો નિરાળો સન્દેશ જગતને પહોચાડવાનો પણ છે, એટલુંજ નહિં પણ આત્મા અને વિશ્વ વિષેના તેના મત યો જોતા વિચિત્ર લાગે તેવા છતા યુક્તિયુક્ત તે સમજમાં આવી શકે છે

તર્કશાસ્ત્રની દૃષ્ટિયે જોતા એની સ્યાદ્વાદની થીયરી કંઈ જુદીજ રીતે તરી આવે છે વિશ્વરચના પરત્વેના પ્રશ્નક્રમમાં તે દલીલપૂર્વક આગળ વધ્યે જાય છે અને આચારમાં એના નિયમો નીતિશાસ્ત્રની ઝીણામાં ઝીણી પરીક્ષાને પણ વટાવી જાય તેવા છે આ રીતે દરેક

દૃષ્ટિબિંદુથી જોતાં જૈનધર્મ એક નિરાળો પણ જાણવા જેવો ધર્મ છે અને માનવ જાત-અરે ! આખીયે જીવરાશિની ઉત્ક્રાન્તિ કિંવા ત્વ કલ્યાણમાં એણે સારો ફાળો આપ્યો છે જૈનધર્મ એ બૌધ ધર્મની શાખા નથી એ વાત હવે દીવા જેવી સ્પષ્ટ છે વળી બૌદ્ધધર્મના ગ્રંથો 'મહાવગ્ગ' અને 'મહા પરિનિર્વાણ સૂત્ર' જેવામાં જ્ઞાતપુત્ર સંબંધી તેમની માન્યતા સંબંધી, અને ગૌતમ બુદ્ધના સમોવડીયા તરીકેના જે ઉલ્લેખો નજરે પડે છે એ ઉપરથી સહજ સમજી શકાય તેમ છે કે ઉભય સમકાલીન છતાં ભિન્ન માર્ગી હતા. જ્ઞાતપુત્ર એ ક્ષત્રિયનો એક ભાગ જે જ્ઞાતક વા નાતક તરિકે ઓળખાતો હતો તેમાં શ્રી વીર જન્મેલા હોવાથી પડેલું નામ છે જ્ઞાતપુત્ર એટલે જ શ્રીમહાવીર. શ્રી કલ્પસૂત્ર અને ઉત્તરાધ્યયન સૂત્રમાં ઘણી વેળા શ્રી વીરને સ્થાને એ શબ્દનો પ્રયોગ કરાયેલો નયનપથમાં આવે છે દર્શનસાર ના કર્તા શ્રી દેવનંદી આચાર્ય તો કહે છે કે શ્રી બુદ્ધ પિહિતાશ્રવ નામના સાધુના શિષ્ય હતા કે જે પિહિતાશ્રવ સાધુ પ્રભુશ્રી પાર્શ્વનાથની છઠ્ઠી પાટે પરંપરામાં થયા હતા ટુંકમાં કહેવાનું એટલું જ છે કે આ અને આવા બીજા ઉલ્લેખો પરથી સાબીત થાય છે કે બૌદ્ધધર્મ કરતાં જૈન ધર્મ જુનો છે પણ તેની શાખા તો નથી જ

જૈનધર્મ બૌદ્ધધર્મથી પણ પ્રાચીન છે કે જે વાત બુદ્ધના સમયમાં તેમની સહ મેળાપ થયેલા કેટલાક જૈન સાધુ કિંવા નિગ્રંથોના વૃતાન્તો ઉપરથી ફલિત થાય છે આ ઉપરાંત મહાભારત પણ એ વાતની સાક્ષી પુરે છે તેમાં કેટલેક ઠેકાણે જૈનધર્મ સંબંધી ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે જ્યારે બૌદ્ધધર્મ સંબંધી ભાગ્યેજ તેમ બન્યું હોય છે

આદિ પર્વમાં ઉત્તંક મુસાફરીમાંથી પાછા ફરતાં એક ક્ષપણકને જોયાનો ઉલ્લેખ છે ક્ષપણક એટલે જૈનસાધુ

શાંતિપર્વમાં સપ્તભંગી ન્યાય વિષે કહેવામાં આવ્યું છે કે એ

(१) नैन्द्र तद्धमान स्वस्ति न इन्द्रो वृद्धश्रवा स्वस्ति न पुरुषा विश्ववेदा स्वस्ति नास्तार्क्ष्योऽरिष्टनेमि स्वस्तिन
( यजुर्वेदवैश्वदेवऋचौ )

(२) दधातु दीर्घायुस्त्वायबलाय वर्चसे सुप्रजास्त्वाय रक्ष रक्षारिष्ट नेमि स्वाहा ( बृहदारण्यके )

(३) ऋषभ एव भगवान्ब्रह्मा तेन भगवता ब्रह्मणा स्वयमेवाचीर्णानि ब्रह्माणि तपसा च प्राप्तः परं पदम् ।
( अरण्यके )

(४) वाजस्य नु प्रसव आबभूवेमा च विश्वा भुवनानि सर्वतः । स नेमिराजा परियाति विद्वान्प्रजा पुष्टिं वर्धमानो अस्मे स्वाहा ॥ (यजुर्वेदसंहिता)

(५) कथिकौपीनोत्तरासङ्गादीना त्यागिनो यथाजातरूपधरा निर्ग्रन्था निष्परिग्रहा ॥ ( सवर्तं श्रुति )
( तत्वनिर्णय प्रासा॰ पा ५०६ )

આ સ્પષ્ટ દર્શાવે છે કે ક્રાઈસ્ટ પૂર્વે પાંચ હજાર વર્ષ પહેલા કે જે વૈદિક કાળની છેલ્લી હદ બંધાય છે તે વેળા પણ જૈનધર્મમા જે જે પુરૂષોની તીર્થંકરો તરીકે પૂજા થાય છે તે ચોવીશ તીર્થંકરોની પૂજા થતી હતી ટુકમા કહેતા વૈદિક કાળની તારિખ પહેલા કેટલાયે કાળપૂર્વે જૈનધર્મ હતો, અને તે હિંદુધર્મની સાથે બૌદ્ધધર્મની સ્થાપના અગાઉ પણ પ્રવર્ત્તતો હતો જૈનધર્મની પ્રાચીનતા સબંધે આથી વધુ શુ જોઈએ!

<u>જૈનધર્મ નાસ્તિક નથી પણ આસ્તિક છે</u>

કેટલાક અજ્ઞાનતાથી જૈનધર્મને નાસ્તિકમતની કોટિમા મૂકી દે છે પણ જરા વિચાર કરવામા આવે તો આમ કરવામા તેઓ કેવી ભયંકર ભૂલ કરે છે તેનો સહજ ભાસ થાય તેમ છે હિંદુધર્મની

માફક જૈનો પણ ઘણી જાતના દેવતાઓને માને છે તેઓમા પણ ઈંદ્રાદિ દેવોના નામો છે અલબત્ત એટલુ કહેવુ પડશે કે હિદુધર્મની માફક જૈનધર્મ ઇશ્વરને જગતના કર્તા તરિકે સ્વીકારતો નથી એની થીયરી (સિદ્ધાત) પ્રમાણે સૃષ્ટિ-મડાણ અને તેના રક્ષણ સબધીનો સર્વ વ્યવહાર કર્મના શીરે છે જૈન સિદ્ધાન્ત પ્રમાણે તે આત્માઓ પરમેશ્વર કહેવાય છે કે જેઓએ સમ્પૂર્ણ પ્રકારે કર્મોનો ક્ષય કરી પૂર્ણપણે અક્ષય જ્ઞાનની પ્રાપ્તિ કરી હોય છે આ સિવાયના ઈંદ્રાદિ દેવો કિંવા અન્ય કોઈ આત્માઓને પરમેશ્વર તરીકે ઓળખવામા આવતા નથી ઉપરોક્ત પ્રકારના પૂર્ણ આત્માઓને પરમેશ્વર કિંવા શીવ, શકર, પુરૂષોત્તમ, બુદ્ધ કે અર્હન્તના નામથી સ્તવવામા આવે છે એ કરતા ઉતરતા પ્રકારના દેવો જેવા કે ઈંદ્ર-ચદ્રાદિ એ સર્વ જો કે ઉચા પ્રકારના શક્તિશાળી આત્માઓ છે, છતા તેઓને પણ પોતાનુ પુન્યરૂપ ભાતુ વાપરવાથી ખલાસ થયે પુન જન્મ ધારણ કરી જપ અને તપ દ્વારા પૂર્ણતા સાધવાની બાકી હોય છે ટુકમા કહીયે તો તેઓનો દરજ્જો સુખ શક્તિમા ને રિદ્ધિસિદ્ધિમા ચઢીયાતો હોવા છતા-પૂર્ણતા-સપૂર્ણ જ્ઞાન નહોવાથી તેઓ પણ ઘણા વેગળા છે પરમાત્મ પદ પ્રાપ્ત કરવા સારૂ તેઓને પણ માનવયોનિમા જન્મ લેવો પડે છે

આ સ્પષ્ટ બાબતથી સમજાય તેમ છે કે જૈનદર્શનની નાસ્તિક મત તરીકે વ્યાખ્યા કરનારા ધુમાડાના બાચકા ભરે છે! ખ કે અધારામા ગોથા ખાય છે! નાસ્તિકની વ્યાખ્યાનુ પણ તેમને ભાન હોય તેમ લાગતુ નથી. મહાન્ વ્યાકરણકાર 'પાણિની' કહે છે—

**સસ્તિ નાસ્તિ દિષ્ટં મતિ ૪।૪।૬૦ અસ્તિ પરલોક ઇત્યેવં મતિર્યસ્ય સ આસ્તિક । નાસ્તીતિ મતિર્યસ્ય સ નાસ્તિક**

અર્થાત્ જેઓ પરલોક કે પુનર્જન્મ નથી માનતા તેઓ જ નાસ્તિક છે જ્યારે એમ માનનારા જરૂર આસ્તિક છે

માફી 'વેદ'ને ન માનવા માત્રથી જો નાસ્તિક થઈ જવાતુ હોય તો કેવળ જૈન દર્શન જ નહિ પણ ખ્રિસ્તીધર્મ-ઈસ્લામધર્મ અને આર્યના સમાજ કે જે હિંદુધર્મની શાખા છે તે સર્વ એ કક્ષામા આવી જશે

જગતકર્તા ઈશ્વર માનવો એ જ માત્ર કંઈ આસ્તિકદશાનુ લક્ષણ નથી અને હોઈપણ ન શકે બુદ્ધિથી જે વાત ગળે ન ઉતરી શકતી હોય અથવા તો જ્યા યુક્તિઓ દ્વારા વાતનું ચોકઠુ બેસી શકતુ નહોય ત્યા કેવળ આસ્તિક થવાના નામે હાજી હા કરવી એ કોના ઘરનો ન્યાય ! ભગવત ગીતા કે જેના કથક શ્રીકૃષ્ણને માનવામા આવે છે તે પણ શુ વદે છે—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभु ।

વિચારો આ શ્લોકથી શુ શ્રીકૃષ્ણ પણ નાસ્તિકતાની ખીણમા નથી ગબડી પડતા ? પણ ખરી રીતે નાસ્તિકતાની વ્યાખ્યા ઉપર બાંધી તેજ છે તેથી જૈનધર્મને નાસ્તિક કહેનારના પ્રલાપ પોતાની જનનીને વધ્યા કહેવા સમાન નિરર્થક જ છે

પ્રારભમા આટલુ કહ્યા પછી આપણે આપણા મૂળ વિષય તરફ વળીએ એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે આપણુ કાર્ય અન્ય દર્શનોની તુલના કરવાનુ કે જૈનદર્શનની શ્રેષ્ટતા સ્થાપવાનુ નથી, પણ શ્રદ્ધાપૂર્વક જૈનદર્શન યાને જૈનધર્મ શુ ચીજ છે તે સમજાય તેવી રીતે અવલોકન કરતા જવાનુ છે દરેક વસ્તુનુ સ્વરૂપ યથાર્થ જાણ્યા પછી જ એના ગુણદોષ જણાય છે એમા રહેલી ચમત્કૃતિ યા વિશિષ્ટતાનો ખ્યાલ પણ ત્યારે જ આવે છે

દેવસ્વરૂપ—

અરિહંત અને સિદ્ધ મહારાજનો સમાવેશ દેવ તત્ત્વમા થાય છે કેમકે સપૂર્ણપણે અગાર દૂષણોપર કાબુ મેળવનાર મહાન્ વિભૂતિઓ એજ છે

દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાંતરાય, હાસ્ય રતિ, અરતિ ભય, જુગુપ્સા, શોક, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતીપણું રાગ અને દ્વેષ મળીને અઢાર દૂષણો ગણાય છે એમાંનો એક પણ દેવત્વના નામને મશીનો કૂર્ચક લગાડે તેમ છે, તો પછી જ્યાં એથી અધિકનું અસ્તિત્વ હોય ત્યાં પ્રભુત્વ કેટલી પળ ટકી શકે એ વિચારણીય છે અત્રે એટલું કહેવું જરૂરી છે કે એ દોષોનું જડમૂળથી નિકંદન કર્યા બાદજ અરિહંત પદની પ્રાપ્તિ થઈ શકે છે, ત્યારે જ પ્રાતિહાર્ય અને અતિશાયીપણાની અનુપમ લક્ષ્મીનો યોગ સાંપડે છે અને એક વાત ધ્યાનમાં રાખવાની છે અને તે એકે સપૂર્ણપણે, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય રૂપ આઠ કર્મોનો ક્ષય કરી નાખ્યા બાદ સિદ્ધત્વ લબ્ધ કરી શકાય છે જ્યારે અરિહંત થવામાં તો એમાંના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતરાય રૂપ ચાર ઘાતી કર્મોનો જ ક્ષય કરવો પડે છે એ આત્મ ગુણને ઘાત કરનાર હોવાથી 'ઘાતી' કહેવાય છે આ રીતે દરજ્જામાં સિદ્ધ અરિહંતથી ઉચા હોવા છતાં ગણત્રીમાં અરિહંત પ્રથમ લેવાય છે તે એટલા માટે જ કે તેઓ પૃથ્વી તળપર વિચરી કેવળજ્ઞાન રૂપી દિવ્ય આરિસાની સ્હાયથી ઉપદેશની અમીવર્ષા દ્વારા ભવ્યજીવોના કલ્યાણમાં સાધનભૂત બને છે, અર્થાત્ 'સવી જીવ કરૂં શાસન રસી' રૂપ ભાવ દયા વિસ્તારે છે તેથી એમનો ઉપકાર સિદ્ધ ભગવાન કરતા વિશેષ છે સિદ્ધપણામાં જ્યાં દેહ, ઇંદ્રિય કે સંસારમાં વસવાટ સરખો નથી ત્યાં કઇપિણ કરવાપણું હોય જ શેનું ? કેવળ આત્મ ગુણમાં રમણતા અને ચૌ. રાજલોકને અંતે રહેલ સ્ફટિક રત્નની શિલા સમી નિર્મળ ભૂમિમાં કાયમનો વાસ એજ સિદ્ધત્વની મહત્તા સિદ્ધચક્રના યંત્રમાં અરિહંત પદની ઉપર એમનું સ્થાન છે એ સર્વોપરિતા સૂચક છે

અરિહંતમાં તીર્થંકરપણાનો ભાવ રહેલો છે તીર્થંકર નામ રૂપ શુભ કર્મ સિવાયના આત્માઓ કે જે 'ઘાતી' કર્મોનો નાશ કરે છે,

તે 'સામાન્ય કેવળી'ની કોટિમા આવે છે તેઓ પણ ઉપદેશ દેવાની શક્તિ ધરાવે છે અને દેવકૃત 'સુવર્ણ કમળ' પર બેસી તેમ કરે છે પ્રાતિહાર્ય કે અતિશયપણાની સપદા તેમને નથી હોતી આમા જ તીર્થંકરપણા રૂપ શુભ કર્મના ઉદયથી તરતમતા રહેલી છે બાકી સિદ્ધ દશામા ઉભયને સરખુ જ સ્થાન છે

જૈન ધર્મ 'કાળ' ને ચક્રની ઉપમા આપે છે એટલે કે ચક્ર જેમ સતત્ ગતિમાન હોઈ શકે છે તેમ કાળ પણ પોતાનુ કાર્ય અસ્ખલિત રીતે કર્યે જ જાય છે અનતોદય રૂપ કાળપક્ષીની ઉભય પાંખોની સરખામણીમા અને અવસર્પિણી, ઉત્સર્પિણીરૂપ કાળચક્રની બે બાજુઓ છે, ચક્રમા જેમ આરા કિંવા લાકડાના સાધાઓ જોડના હોય છે તેમ અને પણ વખતની ઓછી વત્તી બાધણી રૂપ નાના મોટા અથવા સૂક્ષ્મ ન્યૂન ગણત્રીવાળા 'આરા' છે તેની સખ્યા છ ની છે અવસર્પિણી કાળ એટલે જે વેળા સર્વ પદાર્થોમા ક્રમશ ઘટવાપણુ પ્રવર્તતુ હોય તેવો કાળ જ્યારે ઉત્સર્પિણીમા એથી ઉદ્ધુ વધવાપણુ થતુ રહેતુ હોય તેવો કાળ હાલ આટલી સામાન્ય સમજુતીથી આગળ વધવુ જેયસ્કર છે કેમકે એ સબધમા આગળ વધુ વિવેચન આવવાનુ જ છે

જૈન ધર્મ મુજબ આપણે વસીએ છીએ તે મનુષ્ય લોક–દ્વીપ પછી સમુદ્ર અને પછી દ્વીપ પાછો સમુદ્ર એવી રીતે ગણનાને ઉલ્લઘી જાય–તેટલા દ્વીપ સમુદ્રોથી વેષ્ટિત (વીંટાયેલો છે) છે આમા ઉર્ધ્વલોક કે અધો લોકની વાત નથી આવતી એ ધ્યાનમા રાખવુ આપણે અત્રે એ વિસ્તૃત સાગરને એક બાજુ રાખી શાસ્ત્રકાર જેને ખરો મનુષ્ય લોક કહે છે અર્થાત્ જ્યાં માનવીઓનો વસવાટ હોય છે જ તેવા જબુદ્વીપ ધાતકીખડ અને અર્ધ પુષ્કરવર દ્વિપ રૂપ અઢી દ્વિપનુ જ કામ છે કારણકે આપણે જેને છ ખડ ધરતી માનીએ છીએ અને યુરોપ એશિઆ આફ્રિકા અમેરિકાને આસ્ટ્રેલીયા આદિ ભાગોથી

ઓળખીએ છીએ તે માત્ર ઉક્ત જમ્બુદ્વીપનો તો એક નાનો અને છેડાનો ભાગ જે 'ભરતક્ષેત્ર' નામે ઓળખાય છે તેના માત્ર અપૂર્ણ ભાગ રૂપે જ છે જેવો એ છેડે ભરતતેવો સામે છેડે ઐરવત નામનો દેશ છે, વચલા ભાગમા અતિ વિશાળ અને ઘણો ઉંચો એવો 'મેરૂ' નામનો પર્વત છે જેની ઉભય બાજુએ 'મહા વિદેહ' નામા વિશાળ ક્ષેત્ર છે આ રીતે એકલા જમ્બુદ્વીપમા બાજુના 'ભરત' ને 'ઐરવત' અને વચમાનુ 'મહાવિદેહ' મળી ત્રણ ક્ષેત્રો આવેલા છે તેવી જ રીતે 'ધાતકી ખડમા' અને પુષ્કરાર્ધમા ત્રણથી બમણા એટલે એ જ નામવાળા ૭ ૭ ક્ષેત્રો આવેલા છે હાલ આપણને આ ક્ષેત્રો સહ સબધ હોવાથી એ દ્વીપો સબધી બીજી વાતોમા નહીં ઉતરતા એ ક્ષેત્રો કે જે કર્મ ભૂમિ'ના નામથી ઓળખાય છે તેની સાથે તીર્થકરોને શો સબધ છે તે જોઇએ

જ્યા અસિ (તલવાર) કૃષિ (ખેતી) અને મષિ (શાહી-લેખન કાર્ય) રૂપ ત્રિવેણી દ્વારા જીવન નિભાવવાનું હોય છે અર્થાત્ દરેક કરણીમા ઉક્ત ત્રિપુટીમાની એકાદની પ્રધાનતા હોય છે તે કર્મભૂમિ અને કર્મભૂમિ વિના ન તો તીર્થંકરાદિ જેવા શ્લાઘ્ય મહાત્માઓ કે ચક્રી, વાસુદેવ જેવા બળાઢ્ય વીરો જન્મી શકે એ પણ એક સત્ય છે કે દુન્યવી નિયમાનુસારે મધ્ય કક્ષામા રહેનાર જીવત કે નિર્જીવ વસ્તુઓને અતિમ ભાગે રહેનાર કરતા સુખાશયિતા વિશેષ હોય છે તેમ અત્રે પણ તીરપ્રાત તરફના ભરત ઐરવત કરતા મધ્ય પ્રદેશવર્તી મહાવિદેહને એક લાભ વિશેષ છે અને તે એ કે ઉભયને કાલચક્રનો નિયમ સર્વ લાગુ પડે છે જ્યારે મહાવિદેહમા તેની સત્તા માત્ર ૭ આરામાના 'ચોથા' જેટલી જ છે

તીર્થંકરોની ઉત્પત્તિ તેમજ નિર્વાણ ત્રીજા અને ચોથા આરામા જ સમાઈ જાય છે ન તો પાચમો કે ન તો બીજો કદિ એ સમય

નિરખવા ભાગ્યશાળી થતા હોય છે તેમ મહાવિદેહમા સદા ચોથા આરાના ભાવ હોવાથી તીર્થકરોનુ ઉત્પત્તિ નિર્વાણ પણ કલ્લોલિનીના (નદીના) સલિલ (પાણી) માફક વહેતુ જ રહે છે

ભરત ઐરવત માટે દરેક સર્પિણી કિંવા પક્ષમા ચોવીશ' તીર્થંકરોનો આક નિયત કરાયેલો છે છતા એનો ક્રમ એક પછી બીજાનો હોવાથી હૈયાતિ તો એકની જ રહે છે જ્યારે મહાવિદેહમા વધારેમા વધારે બત્રીશનો સદ્ભાવ અને કમનીમા કમતી ચારનો યોગ દેખાડયો છે આ રીતે ઉત્કૃષ્ટ કાલે જબુદ્વીપમા (ભરતમા ૧ ઐરવતમા ૧ મહાવિદેહમા ૩૨=૩૪) ચોત્રીશ તીર્થકરો હોય અને એ હિસાબે અઢીદ્વીપના ૫૬ર ક્ષેત્રોમા ૧૭૦ જીનવર વિચરતા હોય છે

ગુરૂસ્વરૂપ—

'**આ**ચાર્ય ઉપાધ્યાય અને સાધુરૂપ' ગુરૂતત્વના ત્રણ મુખ્ય ભેદો છે અરિહત પરમાત્માના ઉપદેશને જનતાની રૂચિ અનુસાર ગુથવાનુ કાર્ય ગુરૂ વર્ગના શિરે રહેલુ હોય છે તેથી જ ગુરૂ દીવો ગુરૂ દેવતા' જેવી ઉક્તિઓ (કહેવતો) પ્રચલિત છે ભગવાનના ઉપદેશને દ્વાદશાગી કે 'બાર અગ'ના સ્વરૂપમા ગુથનાર ગણધર મહારાજો પણ આ ગુરૂ વર્ગમાના જ જો કે ચૌ પૂર્વના જાણનારા અને ગણને ધરનારા એવા તેઓશ્રીનુ જ્ઞાન શ્રુતના ઉપયોગપૂર્વક કેવળજ્ઞાનીના જેવુ જ હોય છે છતા જ્યા લગી કેવલ્યની પ્રાપ્તિ થઈ નથી હોતી ત્યા લગી એ સર્વનો સમાવેશ નવપદના ત્રીજાથી પાચમા ૫ સુધીમા એટલે ગુરૂપદમા જ થાય છે

સૂરિ કે આચાર્ય છત્રીશ ગુણ યુક્ત હોય છે જેની ગણત્રી આ પ્રમાણે છે પાચ ઈન્દ્રિયોના વિષય રોકનાર નવવિધ બ્રહ્મચર્યરૂપ ગુપ્તિના ધારક ચાર કષાયથી મુક્ત બનેલા પાચ મહાવ્રતધારી જ્ઞાનાચાર દર્શનાચાર, ચારિત્રાચાર તપાચાર અને વીર્યાચાર રૂપ

પાંચ પ્રકારના આચારને પાળનાર, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ધરનાર આ ગુણોમાંના ઘણા અંગ ઉપાધ્યાય અને સાધુમાં પણ જરૂરના છે અને હોય છે છતાં એની પૂર્ણતા સૂચક પદ સૂરિવરનું ગણાય. આવી જ રીતે પઠન પાઠનરૂપ ગુણોની ગણત્રીએ ઉપાધ્યાયમાં પચીશની અને સાધુમાં વર્તનના મુદ્દાપર દૃષ્ટિ રાખી સત્તાવીસ ગુણની ગણના કરાયેલી છે.

સાધુ-મુનિ-શ્રમણ-નિર્ગ્રંથ-અનગાર આદિ ગુરૂના પર્યાયવાચી શબ્દો છે અને કે દરેકમાં અર્થથી તરતમતા રહેલી છે છતાં સામાન્ય ભાવ સરખો જ છે. આ સિવાય પર્યાય તેમજ જ્ઞાન-અભ્યાસ અને યોગવહન આદિ ક્રિયાના યોગે પન્યાસ-ઉપાધ્યાય-પ્રવર્તક, વાચક, પંડિત-ગણિ-અનુયોગાચાર્ય, આચાર્ય, સૂરિ, ભટ્ટારક, ગચ્છાધિપતિ અને યુગપ્રધાન, પૂર્વધર અને ગણધર રૂપ નામાભિધાનો છે.

જે આત્માઓને ત્યાગનું સ્વરૂપ સારી રીતે સમજમાં ઉતરી ગયું હોય અને જેમને મન સંસારમાં રહેવું એ કેદખાનામાં વસવા સમાન લાગતું હોય, તથા જેમનો ભાવ સંસારના ક્ષણિક સુખો પરથી ઠેઠ ડીગ્રી સુધી હેઠળ ઉતરી ગયો હોય, તેઓ મુખ્ય રીતે આત્મકલ્યાણ સાધવા અને ગૌણ રીતે સ્વશક્તિ અનુસાર બીજાને સુમાર્ગના [illegible] થવા એ ઉત્કૃષ્ટ જીવન સ્વીકારે છે. સાધુ જીવન જીવવું સહેલ નથી. એ પથપર સુવાસિત ગુલાબો કરતાં તીક્ષ્ણ કંટકો વધુ પથરાયેલા છે. તેથી જ કહેવામાં આવ્યું છે કે—'સંયમ પંથ અતિ આકરો, મન છે ખાંડાની ધાર.' આમ છતાં દરેકને જ છુટકો છે ? એ વિના આત્મદર્શન કિંવા સ્વ સ્વરૂપ પ્રાપ્તિનો અન્ય રસ્તો નથી જ. પરમાર્થિક સેવા પણ એ દ્વારા જ સુંદર રીતે થઈ શકે છે. એ જીવન જીવનાર જ જનતામાં અગર તો સાહિત્ય ક્ષેત્રમાં સ્વમેવાનો સારો પાક તૈયાર કરી લણી શકે છે. તેમના બોલ કે લખાણની કિંમત અમૂલ્ય અંકાવાની કારણ એટલું જ કે તેમની પાસે ત્યાગી-સ્પૃહા

વગરના—આદર્શ જીવનની-મુદ્રા છે એમને માટે જેવું મનમાં તેવું વચનમાં અને કરણીમાં પણ તે પ્રકાર રૂપ ત્રિપુટીનો સહયોગ સહજ છે 'ખાલી વચન કરતાં શેરભર વર્તન વધુ અસરકારક નીવડે છે' એ વાતનો ઉક્ત પુરૂષોના કાર્યમાં ડગલે ને પગલે સાક્ષાત્કાર થાય છે કહેણી એવી જ કરણી એ તેમનો મુદ્રાલેખ હોય છે તેમના જેવા સંતો માટે ગવાયું છે કે—

मनसि वचसि काये पुण्य पियूषपूर्णा,
त्रिभुवन मुपकार श्रेणिभिः प्रीणयन्ति ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यम्
निजहृदि विकसन्तः सन्ति सन्त कियन्ति ॥

મન વચન અને કાયામાં એટલે વિચાર, વાણી અને વર્તનમાં પુન્યરૂપી અમૃતથી ભરેલા ને સારા વિશ્વમાં ઉપકાર વર્ષાવતા સૌ કોઈને પ્રિય થઈ પડતા, પારકાના અણુ જેટલા ગુણને પર્વત સમો મોટો ગણી સ્વઅંતરને સદા વિકસ્વર યાને પ્રમુદિત રાખતા સંત પુરૂષો વિરલ છે સંતો કે ગુરૂઓની આ વ્યાખ્યાને એકાંત ન સમજવી ઉત્સર્ગ સાથે જ અપવાદ જોડાયેલો છે Hedges have thorws વા વાડને કાંટા હોય એ નિયમાનુસારે આ નિયમ સર્વત્ર લાગુ ન પણ પડે એ છત્રછાયા તળે જ કેટલાક વિપરીત જીવન જીવતા હોય, એમાં અશક્યતા જેવું નથી વળી એનું માપ કાઢતાં માત્ર વર્તમાન કાળને જ જોવાનો નથી. અત્રે જે ઉલ્લેખ થઈ ગયો છે તેમાં ખાસ કરીને ગુરૂતત્વ માં જૈનધર્મની દ્રષ્ટિએ કેવી કોટિના પુરૂષોને સ્થાન છે તેનો કંઈક ખ્યાલ આવે એ અર્થે આટલો વિસ્તાર કરવો પડ્યો છે ટુંકામાં કહીયે તો 'જ્ઞાન પૂર્વકનો વૈરાગ્ય' એ ગુરૂ પદના મૂલ્યવાન અલંકારરૂપ છે ગુરૂપદમાં ઈંદ્રિયજય મળ્યું ને કષાયના રોધ ઉપરાંત પાંચ મોટી પ્રતિજ્ઞાઓ જેવી કે અહિંસા રાખવું સત્ય વદવું દીધા વગર પારકી ચીજ લેવી નહીં આજીવન બ્રહ્મચર્યવ્રત પાળવું અને

સયમી જીવનમા ઉપયોગી થઈ પડના ઉપકરણો વર્જીને કોઈ પણ જાતનો પરિગ્રહ ન રાખવારૂપ-છે આ પાચનુ પાલન કડક રીતે ત્યાગી જીવન વાહકને કરવુ પડે છે ઉપરાત રાત્રિભોજનની બધી તેમને ખાસ હોય છે

જે મહા પ્રતિજ્ઞાઓ વિષે અગાઉ કહેવામા આવ્યુ તેમા કામિની અને ધનનો પરિહાર આવી જ જાય છે એટલે સાધુ જનથી 'કચન અને કામિની' રૂપ સસારની મધનાળ ઘણી દૂર જ રહે છે તેમને કેવળ દેહ ટકાવવા અર્થે જેમ ભ્રમર પુષ્પને કિલામણા વિના કજા પહોચાડયા સિવાય રસ ચુસી એક પુષ્પથી બીજા પર ને ત્યાથી ત્રીજા પર જાય છે તેમ દરેક ઘ મા ફરી થોડો થોડો આહાર લઈ સ્વજીવન જીવવાનુ હોય છે તેઓ નથી તો કોઈને આશીર્વા આપતા કે નથી તો કોઈને શાપ દેતા કેવળ 'મોક્ષ'ની જ સ્પૃહા રાખનાર તેઓ હોય છે, એ માર્ગે ગતિ કરવા દશ પ્રકારના યતિધર્મનુ તેઓ કડક રીતે પાલન કરે છે તે આ પ્રમાણે (૧) ક્ષમા (ગમે તેવા ક્રોધી સામે પણ ખામોશ રાખનાર) (૨) માર્દવતા-સરળતા (૩) આર્જવતા-નમ્રતા (૪) મુક્તિ ધર્મ-નિર્લેપતા, (૫) તપ (૬) સયમ (૭) સત્ય (૮) શૌચ (૯) અકિંચનતા અને (૧૦) બ્રહ્મચર્ય આ ઉપરાત ક્ષુધા, તૃષા વિગેરે બાવીશ પ્રકારના પરિષહો વા કષ્ટો જરા પણ મનમા દુભાયા સિવાય સહન કરવાના અને અનિત્યાદિ બાર ભાવનામા મનને પરોવવાનુ તેમના દૈનિક કર્તવ્યરૂપ લેખી શકાય. નવતત્ત્વમાનુ આખુ સવર તેમજ નિર્જરા તત્ત્વ, આ ગુરૂપદની દિવ્ય પરાને અગે આલેખાયુ છે તે સબધમા આગળ વાત આવનાર હોવાથી અત્રે વધુ લખાણ ઈષ્ટ નથી

શ્રીરૂષભદેવ તેમજ શ્રી મહાવીરસ્વામી અથવા તો પહેલા અને છેલ્લા જીનના સાધુઓ માટે પ્રમાણોપેત શ્વેત વસ્ત્રો પરિધાન કરવાનો ધર્મ છે, જ્યારે મધ્યકાલીન બાવીશ પ્રભુના માટે એ નિયમનુ ફરજી

આનપણું નથી તેઓ કિંમતી તેમજ રંગીન વસ્ત્રો પણ લઈ શકે છે પ્રથમ ચરમનો કાનુન પાચ ભરત તેમજ પાચ ઐરવતને બંધન કર્તા છે જ્યારે બાવીશ જીનના મુનિ જેવુ વર્તન પાચ મહાવિદેહમા વિચરતા સાધુ સમુદાય માટે છે અઢીદ્વીપ બહાર સાધુ જીવન શક્ય નથી વિદ્યાધર દેશોમાના કેટલાક વિદ્યાચારણ કે જંઘાચારણ મુનિઓ સ્વશક્તિના પ્રભાવે નંદીશ્વરદ્વીપ સુધી તીર્થયાત્રા નિમિત્તે જઇ શકે છે બાકી તે સર્વની ચર્ચા કે ગમનાગમનઆદિનુ કાર્ય તિર્છા લોક પુરતુ જ છે

સાધુ જીવનના આશયો ઉપર જ સાધ્વી જીવન ઘડાયેલુ છે પચ મહાવ્રતરૂપ પ્રતિજ્ઞાઓનુ પાલન આદિ સર્વ નિયમની સમાનતા ત્યા પણ છે, વિશેષતા એટલી જ કે સાધ્વીજીવનમા મોટુ પદ માત્ર પ્રવર્તિનીનુ છે અને ચિરકાળ દીક્ષિત સાધ્વી પણ નવી દીક્ષા લીધેલ સાધુને વંદન કરે છે આનું કારણ ધર્મમા પુરૂષ પ્રધાનતા ■ તેજ છે વળી સાધુ–સાધ્વીના વાસ માટે જૂદા જૂદા ઉપાશ્રયો છે ઉભયમા ધર્મ ચર્ચા નિમિત્ત કે કોઈ શંકાના નિવારણ કાર્ય સિવાય જરા પણ મળવા કે સાથે રહેવાપણુ નથી બ્રહ્મચર્યને જરા પણ ડાઘ લાગે તેવુ વર્તન કે આચરણ જૈનધર્મમા લેશ માત્ર સભવે તેમ નથી. અન્ય મતોમા એનો અનેકાંતના પણ શિયળ પાલનના કાર્યમા એકાંત સ્વરૂપ છે શીળને દુષિત કરનારી કલ્પનાને જરા માત્ર ત્યા સ્થાન નથી.

અન્ય દર્શન કે પથના સાધુઓથી જૈનધર્મના સાધુ સાધ્વીનુ જીવન ઘણીખરી બાબતમા ચઢીયાતુ હોઈ પાલનમા અતિ કડક છે તેથી જ તેની પવિત્રતા અને પુણ્યશ્લોકતા અદ્વિતીય છે

ઉક્ત સાધુ–સાધ્વીઓને તપ રૂપ જળથી જ સ્નાન કરવાનુ હોવાથી દ્રવ્ય જળનુ સ્નાન તેમને માટે નિષેધ છે તેવી જ રીતે કેશલોચ

શરીરશૌચ આદિના નિયમોમા કેટલીક વિલક્ષણતા છે એનો મુખ્ય ઉદ્દેશ જ્ઞાની પુરુષોએ જ્ઞાનની ઊંડી દષ્ટિ દોડી અવનો ન કરી ઘડ્યો હોવાથી બાહ્ય નજરે જોનારને કેટલીક વાર અજબમાં પહોંચે તેમ છે છતા તે દરેક નિયમ સહેતુ છે માટે ટુકામા એટલુ કહી શકાય કે સવથી જીવન જરાપણ સ્વચ્છની મર્યાદામા ગમડી ન પડે તે માટેજ એ બધનોની રચના છે એથી સ્વચ્છતા કે શુદ્ધતાની દુર્લક્ષ્યતા છે એમ સમજવાનું નથી શ્રી વીરના શાસનમા થયેના ધુરધર સૂરિ પુગવોએ દેશ-કાળને ધ્યાનમા લઈ કિંવા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ એ ચતુષ્કને અનુસરી કેટલાક સુધારા વધારા કરેલા છે એ સબધમાં અત્રે ઉલ્લેખ અસ્થાને હોવાથી પ્રસ્તુત વિષય પરત્વે અત્ર પૂર્ણ વિરામ થાય છે

## ધર્મસ્વરૂપ—

જૈનધર્મ અન્ય ધર્મો કિંવા પથોથી કેટલીક બાબતમા વિલક્ષણતા ધરાવે છે, તેમા મુખ્યપણે તેની સ્યાદ્વાદશૈલી ચાર ભાવના અને આત્મા જ કર્મજીજીરને તોડી પરમાત્મા થઈ શકે છે એ વાત ખાસ ધ્યાન ખેંચે છે

આગળ દેવ સ્વરૂપમા જોઇ ગયા તેમ અરિહત પદ પ્રાપ્ત કરનાર વ્યક્તિ દેશકાળ તરફ નજર રાખી, ધર્મની પ્રણાલિકા બાંધે છે ધર્મ અનાદિ ચાલ્યો આવે છે છતાં તીર્થંકર પ્રભુ પોત પોતાના શાસનમા એને જે રીતે પ્રરૂપવો હોય તે રીતના રસ્તાઓ યોજે છે અને કહેવાનુ એટલુ જ છે કે પ્રરૂપક કેવળ જ્ઞાનરૂપી દિવ્ય આરીસાથી વિશ્વની સકળ વસ્તુ સકળના સાક્ષાત્ જોઈ લે છે, એટલે અન્ય દર્શનકારોની રચના કરતાં તેઓશ્રીની રચનામા જરૂર વિલક્ષણતા રહે છે, ને વળી વસ્તુસ્વરૂપનો યથાર્થ સાક્ષાત્કાર થાય છે ગુરુ સ્વરૂપમા વર્ણવી ગયા તેવા મહાત્માઓ ઉક્ત જ્ઞાનીના અભાવ સમયે, આનાનું જરાપણ ઉલ્લઘન

કર્યા વગર સ્વશક્તિ અને પ્રાપ્ત કરેલ બુદ્ધિ પ્રભાવ અનુસાર મનુષ્ય ગણની સમજ શક્તિ પર દૃષ્ટિ ફેંકી, એને યોગ્ય ભાષા—અલંકાર સજાવી, રજુ કરે છે

સ્યાદ્વાદ શૈલીની અલૌકિકતા એ છે કે તે કોઈ પણ વાતને સર્વથા નિષેધતી પણ નથી તેમ કેવળ એનું સમર્થન પણ નથી કરતી જૂદી જૂદી અપેક્ષાથી વસ્તુમાં રહેલ સ્વભાવ પ્રમાણે એનું પ્રથક્કરણ કરી સાર ગ્રહણ કરે છે ભિન્ન ભિન્ન દષ્ટિબિંદુઓથી એ શૈલીદ્વારા સત્યની તારવણી થઈ શકે છે તેથી જ એને 'અનેકાંતવાદ' પણ કહેવામાં આવે છે એનું સંપૂર્ણ સ્વરૂપ જાણ્યા વગર કેટલાક તેને અનિશ્ચિતતા કહે છે પણ તે સર્વથા ખોટું છે એમાં ઉંડુ અવગાહન કરનાર માટે કલ્પિત પથોના ઝગડા કિંવા માન્યતા ફેરો જેવુ કંઈજ રહેતુ નથી આ શૈલી અન્ય કોઈ પણ દર્શન કે મતમાં નથી, તેથી જૈન ધર્મની એ એક વિલક્ષણતા છે

ચાર ભાવના એ પ્રસ્તુત ધર્મનું ખાસ ચિહ્ન છે એમ ભારપૂર્વક કહી શકાય. દરેક પંથો પોતાની સત્યતાનો ડંકો બજાવતા અને બીજા સર્વને હલકા ચિતરતા નજરે આવે છે જ્યારે આ ભાવનાઓથી અલંકૃત થએલ જૈનધર્મ પોતાના મતવ્યને દલીલોથી સિદ્ધ કરતા છતા બીજામાં રહેલ સત્ય સ્વીકારવાનું જરાપણ વિસરતો નથી. એની ભાવનાઓથી એ અખિલ વિશ્વસહ મિત્રભાવ રાખી શકે છે ભાવનાઓનુ સ્વરૂપ વિચારતા આ વાત સહજ સમજાય તેમ છે કહ્યુ છે કે—

परहितचिंता मैत्री, परदुःख विनाशिनी तथा करुणा ।
परसुख तुष्टि र्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥

અથવા બીજી રીતે કહીએ તો

सत्त्वेषु मैत्री गुणिषुप्रमोदम् क्लिष्टेषु जीवेषु कृपापरत्वम् ।
माध्यस्थभाव विपरीतवृत्तौ, सदा ममात्मा विदधातु देव ॥

ભાવાર્થ —(૧) મૈત્રીભાવના, એટલે દુનિયાના સર્વ જીવો સાથે મિત્ર જેવો સબંધ. જેમ સુહૃદપણના સંકટને પોતાનું ગણી, યથાશક્તિ એના નિવારણના ઉપાયો યોજાય છે તેમ પોતા સિવાયના દરેક પ્રાણી સાથે બંધુભાવ રાખી તેના હિતની ચિંતામાં તત્પરતા દાખવવી એનું નામ મૈત્રી ભાવના, (૨) પ્રમોદ ભાવના, એટલે પોતા કરતા ગુણોમાં જે આત્માઓ અધિક હોય તેમને જોઈ રાજી થવું અર્થાત્ પારકાના સુખો જોઇ, એની ઉત્કૃષ્ટ દશાને નિહાળી મગ્ન થવું યાને સંતોષ ધરવો એનું નામ પ્રમોદ ગુણીનું બહુમાન કરવાથી પોતામાં ગુણો આવે છે અને એથી ઉલ્ટું એ પ્રત્યે રોષ રાખવાથી હોય તે ગુણો પણ નષ્ટ થાય છે (૩) કરુણા એટલે કર્મે જેને દુખીઆ બનાવ્યા છે અથવા તો ત્રાસ પમાડી ત્રાહ પોકરાવી છે તેવા જીવોના તાપો હરવાની વૃત્તિ અન્યનું કષ્ટ કેમ નિવારણ થાય એવા જે મનના પરિણામ અને એ સાથે તનના પ્રયત્નો એનું નામ જ કૃપાદૃષ્ટિ. (૪) માધ્યસ્થ ભાવના, અર્થાત્ સમવૃત્તિ કે તટસ્થવૃત્તિ દુષ્કૃત આચરનાર કે પાપપંકમાં મગ્ન બનેલને ઉપદેશવારિથી વારંવાર સિંચન કરતા-સમજાવતા-છતાં જ્યારે તે પોતાના કાર્યમાંથી ન હઠે ત્યારે એ આત્મા ઉપર જરાપણ દ્વેષ ન ચિંતવતા, કર્મની પ્રકૃતિઓ સ્મૃતિમાં લાવી, તે જીવ પ્રત્યે તટસ્થવૃત્તિ ધરવી અથવા તો એના એ કાર્યો પ્રતિ દુર્લક્ષ્ય કરવું એનું નામ મધ્યસ્થતા કે ઉપેક્ષા

આ ભાવનાઓ-અંતરની પ્રેરણાઓ-સૌ આત્માઓ પ્રત્યે આચરી દેખાડવાની હોવાથી એમાં જૈન-અજૈનપણું જોવાનું નથી, વળી ખુબી પણ એ છે કે અધિકગુણી પ્રત્યે બહુમાન અને ઓછા કે રીબાતા પ્રત્યે દયા જ્યારે સરખા સહ મિત્રતા અને માઠા કાર્યો કરનાર પ્રત્યે શત્રુતા નહિ પણ કેવળ સમતા કે સમભાવ! જે દર્શનનો આ મુદ્રાલેખ છે તે દર્શન શાશ્વતું હોય તેમાં શી નવાઇ!

આ લક્ષણોવાળો ધર્મ, આત્માને કર્મબંધનોથી સત્વર છોડવી

શકે એ માટે જ એક સ્થાને દાન-શીલ-તપ અને ભાવરૂપ ચાર પ્રકારે ધર્મનિરૂપણ કરાયો છે, છતા મુખ્યતા તો ભાવનીજ છે પરિણામની ધારા ભાવનાપર અવલબે છે એટલે જ ઉક્ત ચારમા પ્રથમના ત્રણ કરતા એનુ સ્થાન શ્રેષ્ટ છે ભાવનાના અદ્ભુત બળ આગળ દ્રવ્યસખ્યા, આચાર વિશિષ્ટતા કે તપાનુષ્ઠાન ગૌણ બને છે 'આત્મા અને કર્મ' અથવા તો ચેતન અને જડ અગર તો Soul and Matter સબધમા અરિહત ધર્મમા જેટનુ કહેવાયુ છે તેટલુ અન્યત્ર નહી જડે સુખોની વ્યાખ્યા પચરગી છતા ખરૂ સુખ તે આત્મિકજ છે અને એની પ્રાપ્તિમા બહારના સાધનો કરતા, મૂળ એ આત્માના પોતાના ઘરના છતા અનાદિ કાળથી કર્મરૂપી આવરણોથી ઢકાયેલા જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ આતરિક ઉપચારો ઘણુ કરી શકે છે તેથી જૈન દર્શનકારે 'આત્મા' અને 'કર્મ' રૂપ ઉભય વિષયમા અતિ બારીકાઈથી છણાવટ કરી એવુ તો સરસ અજવાળુ પાડ્યુ કે એના અભ્યાસકને મુક્ત કંઠે પ્રશસા કરી કહેવુ પડે કે આ દર્શન અન્ય દર્શનોમા અદ્વિતીય છે

જૈન ધર્મના મુખ્ય બે ભાગ પાડવામા આવ્યા છે (૧) સાધુ-ધર્મ (૨) શ્રાવક ધર્મ જેઓ સસારને સર્વથા છોડી દઈ કેવળ આત્મ કલ્યાણ અર્થે જ રચ્યા પચ્યા રહેવાનુ સ્વીકારે તેમનો સમાવેશ સાધુ વિભાગમા થાય છે

પણ સૃષ્ટિનો મોટો સમુદાય આ નિયમથી પર હોય છે તેને સસારની માયા એકદમ છોડવી કપરી લાગે છે તેવાઓ સારૂ જે ધર્મના નિયમોની સકલના એ બીજો શ્રાવક ધર્મ

ખુદ પરમાત્મા મહાવીર દેવ કહે છે કે ઉભય માર્ગે પરમાત્મ-પદની સિદ્ધિ થઈ શકે છે એ વાત ઉભય માટે અર્પિત કરેલી પ્રતિજ્ઞાઓથી પણ સમજી શકાય છે કેમકે પરસ્પર ઘણુ સામ્ય તેમા રહેલું છે

આ ભેદ અધિકારી પરત્વેના છે સાથા જાળને વીર્ય ફોરવી જે જલદી કાપે છે તે સસારનો પાર સત્વર સાધે છે, છતા વીર્ય ઉત્કટ રાખવુ પડે છે એ ભુલવુ જોઈતુ નથી. એનો માર્ગ સાધુપણાનો સીધો છતા કટક બહુલ, ટુકો છતા કષ્ટ સાધ્ય, સુદર છતા ખાડાની ધાર સમો કઠણ! જેનામા એવી વીર્યની જાજ્વલ્યતા નથી, માથાને કાખમા લઈ એની છાતીપર ચડી બેસવાના પરાક્રમ નથી તેને સારૂ સરળ માર્ગ જોઈએ અને તે શ્રાવકધર્મ જ્યા ઝાઝા કાંટા વેરવાના ન મળે અને ઝાઝા તપો આચરવાના ન હોય! તેથી આ રસ્તો સરળ છતા વધુ વાંકવાળો, સુખસાધ્ય છતા લાંબા સમયે ફળ આપનારો અને ટુકમાં કહીએ તો 'વીર'નો નહિં પણ 'મધ્યમ'નો છે

સાધુ ધર્મ પાલન સબધે પાચ 'મહાવ્રત' અને શ્રાવક ધર્મ-વાળા માટે એમા કેટલીક રખાયેલી છુટો રૂપ પાચ અણુવ્રત તથા એ ઉપરાત ગુણવૃદ્ધિના કારણરૂપ ત્રણ 'ગુણવ્રતો' અને શિક્ષાના આધાર-રૂપ ચાર 'શિક્ષાવ્રતો' મળી 'બારવ્રત' રૂપ દ્વિવિધ ધર્મ સબધે પુષ્કળ કહેવામા આવ્યુ છે તત્વવિચાર અને વિધિપ્રરૂપણા પર જૈન ધર્મમા સવિશેષ કહેવાયુ છે એ સાથે નય, નિક્ષેપ કે પાચ સમવાય અથવા તો સપ્તભગી કે પ્રમાણવાદને જરાપણ વિસરવામા નથી આવ્યો

એનુ યથાર્થ માપ કહાડવાને સારૂ કાગળના પૂંઠો એ યોગ્ય સ્થાન નથી. ખરૂ સ્થાન તો હૃદયરૂપી ભૂમિકા છે આમ છતા એ વિષય સબધે આગળપર લખવાનુ હોવાથી આટલી સામાન્ય વિચારણાથી વિરમીશુ

ઉપરોક્ત પ્રકારે 'દેવ, ગુરૂ અને ધર્મ' સ્વરૂપમાથી પસાર થઈ આપણે હવે 'જૈન ધર્મ'ના ભૂતકાળમા દૃષ્ટિ ફેંકવાની છે, તે વિના ચાલુ કાળના ઇતિહાસનુ પાનુ અધુરૂ ગણાય. વળી તત્વની ચર્ચામા ભાગ લઈ આત્મા–કર્મના ભેદ–પ્રભેદો નિરખી લેવાના છે કેમકે તે વગરનુ જ્ઞાન ઉપર ટપકીયુ જ લેખાય. વળી આચાર–વિચાર સબધે

જાણી લઈ અન્ય દર્શનો સહ એની તુલના કરી લેવાની છે તે વિના ઇતર કરતા એની દિશા ભિન્ન નહીં સમજાય અને ઉપર વર્તમાન પરિસ્થિતિ સમક્ષ ખડા થવાનુ છે એ બધુ સમજવા સારૂ જૈન સાહિત્યમા ઘણા ગ્રંથો છે તેના ચાર ભાગ પાડવામા આવ્યા છે.

<u>જૈન ધર્મનું સાહિત્ય</u>-(ચાર અનુયોગ)

આગળ જૈન ધર્મના ત્રણ મુખ્ય તત્વવિષે કહેવાઈ ગયુ હવે એ ધર્મ પ્રવર્તકોએ તેમજ તેમની પરંપરામા થયેલ સાધુ પુંગવોએ જે સાહિત્યની રચના કરી તે તરફ જરા નજર ફેરવીએ

આજે અંગ-ઉપાંગથી માંડી વિદ્યમાન દશામા જેટલુ લખાણ ગ્રંથ-પાના કે પુસ્તક રૂપે દ્રષ્ટિ ગોચર થાય છે, તે સઘળુ નિમ્ન લિખિત ચાર માર્ગમા વહેચી શકાય છે—

(૧) દ્રવ્યાનુ યોગ—આત્મા-કર્મ-છ દ્રવ્ય-પાચ અસ્તિકાય-આઠકર્મપ્રકૃત્તિ-પાચ સમવાય-આદિ સર્વપ્રકારના તાત્વિક વિષયોના પુસ્તકોને આ પ્રથમ કક્ષામા મૂકી શકાય

(૨) ગણિતાનુ યોગ—ખાસ કરીને આ વિભાગમા ગણત્રીના વિષયને સ્થાન પ્રાપ્ત થાય છે એટલે તેમા સૂર્ય-ચંદ્ર-તેમજ જમ્બુદ્વિપ-પ્રજ્ઞપ્તિ-તેમજ તેવા પ્રકારના કાળ ગણત્રી વિગેરેના લખાણનો સમાવેશ થાય છે

(૩) ચરિતાનુ યોગ—આ ભાગ પર સૌથી વિશેષ સાહિત્ય નજરે પડે છે જેટલા ચરિત્રોના ગ્રંથો છે તે તથા એ સિવાયના જેટલા નાના મોટા ક્થાનકોના પુસ્તકો છે એ સર્વની ગણના આ યોગમા થાય છે

(૪) ચરણકરણાનુ યોગ—આ ચતુર્થપ્રકારમા વિધિવાદને લગતા, ક્રિયાકરણીને સુચવતા સર્વ લખાણનો સમાવેશ થાય છે મત ફેરનુ સ્થાન પણ અહીં જ બૃહદરૂપે દેખા દે છે

ઉપર જોયુ તેમ જૈનધર્મનુ સાહિત્ય વિપુલ હોઈ ભિન્ન ભિન્ન

વિષયોમા વિખરાયેલુ છે પ્રવેશકની દ્રષ્ટિએ ક્રમસર યોજનાવાળુ વાચન એકમ ઉપલબ્ધ થઈ શકે તેમ નથી કેટલાક ગ્રથો એવા પણ છે કે જેમા કેવળ ઉક્ત ચાર અનુયોગોમાંનો એકાદો હોય પણ ઘણુ ખરૂતો એક જ પુસ્તકમા અતગાળે દરેક અનુયોગોની વાત આવી જાય તેવી સખ્યા જ વધારે દ્રષ્ટિપથે ચડે છે અત્રેતો એ અનુયોગો ઉપરથી નીચે પ્રમાણે વિભાગની સકલના કરી આગળ વધવુ ઉચિત ધાર્યુ છે—

(૧) ઐતિહાસિક વિભાગ (૨) તાત્વિક વિભાગ (૩) વ્રત-કરણી વિભાગ. (૪) વિદ્યમાન સાધન વિભાગ

એ ચારના સબધમા અનુક્રમે બનતી સરળતાથી, યોગ્ય થઈ પડે તેવી સક્ષિપ્તતાથી લેખિનીને ગતિમાન કરવાની છે

## ઐતિહાસિક વિભાગ—

વીસમી સદીમા ઘણા ભાગનુ મતવ્ય એમ હોય છે કે, જેની સાક્ષવાર નોધ મળતી હોય કિંવા જેના ઉપર આજ શોધકોએ શોધ ટીકા કર્યા હોય તેટલુ જ ઐતિહાસિક ગણાય જ્યારે બાકીનુ બધુ મિશ્રણ વા દતકથાની શ્રેણિમા મૂકાય આ માન્યતા સહ મળતા થઈ શકાય તેમ ન હોવાથી અત્રે ભાગ મૂકી કહી દેવુ પડે છે કે અમારા વિદ્વાન્ પૂર્વ પુરૂષોએ જેની સાહિત્યમા ગુથણી કરી છે અને જેને પ્રત્યક્ષ-અનુમાન-અને આગમ પ્રમાણના મજબૂત આલબનો પ્રાપ્ત થાય છે એ સર્વને પરપરાગત ઈતિહાસની કોટિમા મૂકતા અમને સહજ પણ આચકો નથી આવતો લબ્ધ થતા કાવ્યો-કથાનકો-રાસાઓ કે પ્રશસ્તિઓ એ સર્વમા કવિની શક્તિ મુજબ ઓછી વત્તી અતિશયોક્તિ અગર વર્ણન વિશાળતા અવશ્ય હોઈ શકે છતા મૂળવસ્તુ સાવ કલ્પના જાળતો નથી જ સભવી શકતી શોધકોની દલીલો માર્ગ ન ચીધી શકે તેટલા ખાતર એનુ મહત્વ ઓછુ આકવુ

એ શિષ્ટ ન્યાય ન ગણાય. વળી દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ રૂપ ચોભંગીના કારણે પરિવર્તન ચાલુ રહેતી હોવાથી, વસ્તુના શુદ્ધ રૂપમા અંકોડા મેળવવા પણ દુર્લભ થઈ પડે છે, તેથી એ બાબત સબધમાં અહી વધુ ચર્ચાનુ પ્રયોજન પણ નથી.

ઘણા ઘણા વર્ષો પહેલાની વાત છે જૈન સિદ્ધાંત અનુસાર એ પહેલાથી ત્રીજા આરાની વાત કહેવાય. એ કાળે આ ભારત વર્ષમા માનવીઓ વસતા હતા છતા આપણા જેવા કાવાદાવાથી ભરેલા નહિ કેવલ ભોળા અને ભદ્રિક તેથી એમનુ સામુદાયીક નામ 'યુગલીક' યાને યુગલીઆ પડ્યુ હતુ ખાન કલ્પવૃક્ષની સ્હાયથી ગુજરો ચલાવી ભૌગિક જીવન જીવના–નરનારીના જોડલે જન્મતા અને પકવ વયના થતા તેઓજ પતિ–પત્નિ રૂપે જીવન ગાળતા એમને મન ભાઈ બ્હેન જેવા સબધનો ખ્યાલ ન હતો તેમ પાપ–પુન્ય રૂપી બારાખડી ઘુટવાની સમજ પણ નહોતી ઓછુ જાણતા એટલે ઓછી મૂર્છાથી જીવન વીતાવતા પણ અસ્તોદયના ચક્રમા તેમનો વારો આવ્યો–એ જીવનની સુખપ્રદ ક્ષણો અદ્રસ્ય થઈ પડી યુગલીક કાળની ઘટિકા ભરાઇ રહી કલ્પવૃક્ષ રીસાયા કે શુ? પણ પૂર્વવત્ અભિલાષા પૂરક ન રહ્યા દરમીઆન નાભિકુલકરને ત્યા શ્રી રૂષભદેવનો જન્મ થયો પ્રભુ માતા મરૂદેવીએ ચૌદ મોટા સુપના (સ્વપ્ન) દેખ્યા પ્રથમ વૃષભ નિરખવાથી, ગર્ભનો તેવો મહિમા અવધારી લઈ, પુત્ર જન્મતા 'વૃષભ' એવુ નામ સ્થાપ્યુ દેહકાંતિ સુવર્ણ સમી સુશોભિત હોઈ 'વૃષભ' ના ચિન્હ યુક્ત હોવાથી પણ 'વૃષભ' નામની યથાર્થતા સ્વીકારાઈ યુગલીક કાળ અસ્ત થઈ ચુકયો હતો એટલે પછી કર્મ ભૂમિના સર્જનનો યોગ તેઓશ્રીના હસ્તે નિર્માયેલો હોવાથી શિલ્પ–લિપિ અને કળાના પ્રથમ દાતા–ગુરૂ–તેઓ જ બન્યા વિનય ગુણવાળા યુગલિકોના આચરણથી આનંદ પામી ઈંદ્રે નગરી વસાવી એનુ વિનિતા–નામ આપ્યુ પ્રથમ રાજ્યાભિષેક પણ શ્રી રૂષભનો જ કર્યો પરકીય

કન્યાનુ પ્રથમ પાણિ ગ્રહણ પણ તેમનાથી જ આરભાયુ અર્થાત્ ટુકમા કહીયેતો આજની કર્મ પ્રધાન ભૂમિના મૂળ મડાણનો પાયો તેમનાથી જ નખાયો એટલે તેમનુ દ્વિતિય નામ આદિનાથ પણ સુપ્રસિદ્ધ થયુ

પાચસો ધનુષ્યની ઉચાઇવાળા તે મહાપુરૂષને, સુમગળા, સુનદા નામા બે મહિષીઓ, ભરત, બાહુબલિ વી. સો પુત્રો અને બ્રાહ્મી-સુદરી રૂપ બે પુત્રીઓનો પરિવાર થયો આયુષ્યનો અતિમોટો સમય ગૃહવાસમા વીતાવ્યા બાદ તેઓશ્રીએ, અનગારત્વ સ્વીકાર્યું તેઓ પહેલા જ સાધુ થયા તેમની સાથે જો કે ઘણા રાજપુત્રોએ અને સમોવડીયા ક્ષત્રીપુત્રોએ સયમ સ્વીકાર્યો પણ યોગ્ય રીતે પાલન કરી શક્યા નહીં. શ્રી વૃષભ તો ત્રણ જ્ઞાન યુક્ત હોવાથી ચારિત્રમાર્ગના કાનુનો જાણતા હતા પણ સાથેનો સમુદાય એથી અજ્ઞાત હતો, વળી ભદ્રિક એવા યુગલીકો પણ મુનિદાનની વિધિથી અજાણ હતા એટલે પ્રભુસાથેના કચ્છ આદિ મુનિ સમુદાયે અમુક સમય પર્યંત ક્ષુધાની યાતનાઓ સહન કરી પણ આખરે વનફળ ફળો પર જીવન ગુજારનાર બનવાથી તેઓ તાપસો ગણાયા પ્રભુશ્રીને વર્ષ પર્યંત કલ્પનીય આહાર ન મળ્યો પશ્ચાત્ શ્રેયાસ કુમારને ઘેર પ્રથમ પારણુ ઇક્ષુરસથી કર્યું તે દિન આજપણુ અક્ષય તૃત્તિયાના પર્વતરિકે વિખ્યાત છે

તેમના પુત્રોના નામો પરથી, ભાગમા આવેલી ધરતીના નામો પડ્યા ઉદાહરણ તરીકે અગકુમાર પરથી અગ દેશ, સોવીર પરથી સૌવીરદેશ. ભરત રાજને ચક્રવર્તીની સીમ્બોલ (નિશાની) સમા ચૌદ રત્નોનુ સાનિધ્ય મળતા તેમને છખડની સાધના માટેના પ્રયાણુની તૈયારી કરવા માડી દરમીઆન ધર્મસકટ પ્રાપ્ત થયુ. બન્યુ એમકે આયુધશાળામા ચક્રરત્ન અને પુરિમતાલ નામા પરામા પ્રભુશ્રી રૂષભદેવને કૈવલ્ય ઉપન્યાના સમાચાર સાથે મળ્યા ઘડીભર રાજવીને મનમા ઘડભાગ થઇકે પ્રથમ કોની પૂજા કરૂ ? પણ છેવટનો કે સવો ક્ષણુમા

જ આવી ગયો લૌકિક કરતા લોકોત્તર કાર્યનુ મહત્વ વધુ સમજાયુ અને 'રીઝવવો એક સાઈ, લોમ્ને વાત કરેરી' એવી એકાગ્રતાથી પ્રભુજી તરફ પગલા મ ડ્યા

કેવો દિવ્ય પ્રસગ? બાર પર્ષદા મળી છે નિજ મધ્યે તેજથી ઝળહળ થઈ રહેલા, અશોક વૃક્ષથી અલકૃત બનેલા સિંહાસન પર ત્રિલોકનાથ બિરાજ્યા છે ચતુર્વિધ સઘની સ્થાપના કરી રહ્યા છે અનુજ્ઞા આપ્યા બાદ દિવ્ય ચૂર્ણની વર્ષા વરસી રહી છે આજે એના સ્વપ્ના લાવવા ક્યા! એ યુગનુ જી યુ ધન્ય છે પૌરષીદ્વય (બે પ્રહર) વીતી જતા અનગારીને આગારીના કાર્યો ભિન્ન દિશામા શરૂ થયા પ્રભુશ્રીએ પૃથ્વીતન પર અન્ન ક્રી 'શાસનનો વિજ્ય વાવટો ફરકાવ્યો' ભરતજીએ માગધ, વરદામ અને પ્રભાસ સાધીને વૈતાઢ્યનો માર્ગ લીધો 'તમિસ્રા ગુફાને ઓળગી કિરાત વૃદ પર સ્વામીત્વ સ્થાપ્યુ ' ખડ-પ્રપાતાના' માર્ગે નિકળી નવનિધિ પ્રાપ્ત કર્યા અને એ રીતે સાઠહજાર વર્ષે ભરત ખડની પ્રદક્ષિણા કરી અયોધ્યા (વિનિતા) મા પગ મે યો પણ ચક્ર રત્ને તો રૂસણુ લીધુ ચક્રીત્વની સાધના અધુરી ભાસી નવાણુ ભ્રાતાના રાજ્ય સ્મૃતિપટમા રમ્યા પુન નિશાન ફરકયા પિતૃ રાજ્ય પર ચક્રીની માલિકી તે વૃષભ પુત્રાથી કેમ સહી જાય! અઠ્ઠાણુંતો કમર કસી નિકળી પડ્યા પિતાજીની સલાહ લેવા સસારને તૃણ ગણનાર પરમ યોગી તે લડવાની સલાહ આપવાના હતા?' એમણેતો વૈરાગ્ય રગી અમૃત પાયા શસ્ત્રો ફેકી દઇ એ સર્વે ત્યાગી બન્યા ઉત્ ટ વીર્યે કર્માશ્રવ કરતુ રોકી 'સવર'ના પથમા ફેરવ્યુ રાજ્ય લક્ષ્મીને ટક્કર મારે તેવી કૈવલ્યશ્રીને પ્રાપ્ત કરી

પણ એક હજુ બાકી રહ્યો એનુ નામ બાહુબલિ ગુણમા પણ નામ પ્રમાણે તક્ષશિલાનો સ્વામી બહલિદેશનો માલિક, પ્રજાનો માનીતો પાલક કોઈનુ પણ આધિપત્ય ન સ્વીકારે ત્યા ભરતનુ કેવુ! સાથે રમેલા ને કેટલીયેવાર ભરતજીને હરાવેલા! દૂતનો સદેશ શ્રવણ કરતાજ

જેના રોમે રોમમા અકથ્ય ઉકળાટ વ્યાપી રહ્યો. સારાયે અંગપર વીરતા નૃત્ય કરવા લાગી એટલા જ શબ્દો બહાર આવ્યા—

આટલી રાજ્ય સમૃદ્ધિથી પણ વડિલ ભ્રાતાનો લોભ ન શમ્યો કે પિતૃદત્ત ભાગ પર આખ માડી ? ફિકર નહીં આ ભુજાનો સ્વાદ ચાખ્યા વિના શાંતિ ન વળતી હોય તો આવી જાવ રણમેદાનમા વિજય વિના સ્વામિત્વની આશા કેવી ! ઉભય બધુઓ વચ્ચે ઘોર રણયજ્ઞ આરભાયો અહિંસારૂપી અનુપમ મત્રના પ્રકાશના પુજોને હાથે એનો હ્રાસ થવા લાગ્યો ! લોહીના નદીઓ વહી ! વિબુધોએ વચ્ચે પડી, સૈન્યોને લડતા અટકાવી દ્વદ્વયુદ્ધથી જયપરાજયનો નિર્ણય લાવવાનુ નક્કી કર્યું ચાર વેળા તો વિજયશ્રી બાહુબળિને વરી ચુકી પૂર્વ ભવની વૈયાવચ્ચ ( સેવા )નો એ પ્રતાપ ! છેલી ગમ્ત શરૂ થઈ ભરતજીની મુષ્ટિથી ગીચણ સુધી ભૂમિમા દબાયેલા, પ્રચડ શક્તિધારી બાહુબળિએ જ્યા પ્રલયકાળના વાયુ સમી મુષ્ટિને ભમાવી ત્યા સૌના શ્વાસ શોષાઈ ગયા ! ચક્રી હતા ન હતા થવાની પળો ગણાવા માડી પરા અચાનક વિચાર સ્ફૂર્યો, બાહુબળિએ ભુજા સ્થભાવી ' આખરે જ્યેષ્ઠ ભ્રાતા, પિતાને સ્થાનકે, વળી ચક્રવર્તી ! એનો અત મારે હાથે ન ઘટે ' મુષ્ટિ પાછી પણ ન ફરે ત્યારે કેશલોચન એજ ધર્મ બસ સાધુ જીવનના પૂનિત પથે પ્રયાણ-જ્યેષ્ટ બધુ ચરણમા પડયા ખમા વીને છુટા પડયા ક્રોધ-માયા ને લોભને જીતી લેનાર બાહુબળિ ' માન 'ના ફાસલામા સપડાયા ! લઘુ બધુઓને વાદવા પડે તેના ખાતર પ્રભુ સમીપ ન જતા કાર્યોત્સર્ગમા સ્થિત થઈ ઉભા કેવળ ધર્મ ધ્યાનમા જ મન પરોવ્યુ છતા માનથી ન છુટયા હોવાથી કૈવલ્ય આદ્યુ પણ ન આવ્યુ આ સ્થિતિ લગભગ વર્ષ સુધી ચાલુ રહી વેલડીઓથી વીંટાણા અને પક્ષીઓથી ઘવાણા છતા ધ્યાનમગ્ન દશામાથી એક રૂવાડુ પણ ન ફરક્યુ પણ લાચાર ! સકષાયીને તે કેવળજ્ઞાન હોય પણ ખરા ?

ત્રિકાળદર્શી આદિનાથ પ્રભુ તો જ્ઞાનબળે આ સર્વ વ્યતિકર જાણી ચુક્યા હતા. પરમાર્થના સાગરે મર્યાદા નજીક રહેલી નિહાળી તરતજ પરિસ્થિતિથી વાકેફ કરી બ્રાહ્મીસુંદરીરૂપ સાધ્વીયુગ્મને ત્યાં જવાની આજ્ઞા કરી. એકાંત પ્રદેશમાં અતુલ કષ્ટ વેઠી જેની કાયા શ્યામવર્ણી થઈ ગઈ છે એવા મુનિ બાહુબળને ધ્યાનના ઊંડાણમાં દીઠા–'વીરા મારા ગજ થકી ઉતરો, ગજ ચઢયા 'કેવળ' ન હોય રે' એટલા હિતાગ્રરૂપ વચનો વદી એ તો માર્ગે પડી.

પણ અહીં તો ધ્યાનમાં ભંગાણ પડયું, વિચારમાળાના મણકા ગ્રથનાં પૈડાં માફક ફરવા લાગ્યા. ગજ શો ને વાત શી? સાધ્વીઓ તે મૃષા વદે? આત્મામાં વિચાર જ્યોતિ પ્રજ્વલિત થઈ પુન સર્વ લાઇટથી ખૂણે ખૂણા શોધવા લાગી ત્યાં તો વયે અનુજ છતાં જ્ઞાને કરી ગરિષ્ટ એવા બંધવોને શા માટે વાદું એવા અભિમાનરૂપી હસ્તિ નજરે ચઢયો. એને ઓળખી લીધો 'સત્યનો પથ છે શૂરાનો' એ નિયમ મુજબ તરતજ વાંદવા જવા પગ ઉપાડયો. ગર્વનું ઉન્મુલન થયું અંતર નિર્મળ બન્યું અને તરતજ કેવળ જ્ઞાન પ્રાપ્તિના દુદુંભિ વાગ્યા.

મરૂદેવા માતાને તો પ્રભુશ્રીને કૈવલ્ય થયા પછી રિદ્ધિ સહિત વાંદવા જતાં પુત્રની સંપદાના પૌત્ર ભરત મુખે વર્ણન સાંભળતાંજ હસ્તિ-સ્કંધ પર કેવળ જ્ઞાન થયું હતું અને આયુષ્યનો અંત આવી ગયેલ હોવાથી તરતજ એ મોક્ષે સિધાવ્યાં હતાં.

કુટુંબમાં ઉક્ત પ્રકારે વડિલ તરિકે ચક્રી ભરતેશ્વર રહ્યા હતા. કચ્છ મહાકચ્છના પુત્રો નમિ વિનમિને પ્રભુ પ્રત્યેની તેમની અડગ ભક્તિથી પ્રસન્ન થઇ નાગકુમાર ધરણેંદ્રે વૈતાઢ્ય પર્વતપર ૧૧૦ નગરો વસાવી આપ્યા બાદ, કેટલીક વિદ્યાઓ પણ શિખવાડી હતી ત્યારથી જ વિદ્યાધર વંશનાં બી રોપાયાં હતાં.

રાજપિંડ હોવાથી ભરતરાજના વર્ગનો આહાર પ્રભુશ્રીને તો અગ્રાહ્ય હતો એટલે રાજાને માટે સુપાત્ર દાનનાં દ્વારો બંધજ

રહેવાના ને ! આવી સહજ શંકાનું સમાધાન આપતા તીર્થપતિએ ભરત પ્રતિ કહ્યું કે એમ ન સમજ ત્હારા માટે તો આખું શ્રાવક-શ્રાવિકા યાને સ્વધર્મી બંધુરૂપ ક્ષેત્ર પડ્યું છે એની યથાશક્તિ શુશ્રુષા જરૂર કર એમાંથી જ તીર્થંકરો ગણધરો કિંવા મુનિવરો અને સાધુણીઓ વિગેરે સર્વ પાકવાના છે એના વડેજ ચૈત્ય પ્રતિમા જ્ઞાન અને તીર્થ આદિની રક્ષા થવાની છે એમાં ખર્ચાતી લક્ષ્મીનો સમાવેશ સુપાત્ર દાનમાં જ થાય છે

તરત જ ચક્રીએ રસોઇઆને આજ્ઞા આપી દીધી પણ વિવિધ રસવતીના મોહે અને વિના પરિશ્રમે પ્રાપ્તિ થતી હોવાથી દિવસાનુદિવસ સંખ્યા વધતી જ ચાલી ! ભક્તિ બાજુ પર રહી ગઈ અને યાતના વધી પડી. વિચાર કરતા ભૂપતિને આ માર્ગ વિવેકભર્યો ન લાગ્યો ઉદ્યમ વિના માત્ર ભોજન લાલસા એ તો જીવન બિગાડનું કારણ જણાયું તરતજ તેમણે અધ્યયન માટે ચાર વેદની યોજના ઘડી પ્રતિદિન જમનાર માટે એનું પઠનપાઠન આવશ્યક ઠરાવ્યું વળી તેઓએ 'जितो भवान् वर्धते भय तस्मा न्माहन् माहन्' રૂપી શ્લોક પોતાને (ભરત મહારાજને) સંભળાવીને જ ભોજનશાળામાં જવું એવો કાનુન કર્યો. વળી તેમના શરીરે કાકિણી રત્નવડે 'જ્ઞાન, દર્શન, ચારિત્ર' રૂપ રત્નત્રયના ભાવસૂચક ત્રણ રેખાઓ કરી કે જેથી એમાં અધિકાર વિના અન્ય કોઇ ઘુસી શકે નહીં અને રસોયાને ઓળખાણ પડતા વાર પણ ન લાગે આ રીતે જ્ઞાનાર્જનમાં રક્ત રહેનાર એક નવો વર્ગ ઉભો થયો જે જતે દિવસે 'માહણા' તરિકે ખ્યાતિ પામ્યો જેનું સમય જતા 'બ્રાહ્મણ' રૂપમાં પરિવર્તન થયું ભરતરાજ યોજિત વેદોના નામ (૧) સંસારદર્શન, (૨) સંસ્થાપન પરામર્શ, (૩) તત્વાવબોધ, (૪) વિદ્યાપ્રબોધ હતા પણ પાછળથી તેમાં ઘણી ઘણી ભેળસેળ કરવામાં આવી કુરની બને છે તેમ શરૂઆતમાં મારૂ કાર્ય પરંપરામાં ઓછી સમજથી કિંવા પોતીકી

શિથિલતાના સરક્ષણ માટે કેવુ વિકૃત સ્વરૂપ ધારણ કરે છે તેનો ખ્યાલ ઉપરની વાતથી સહજ આવી શકે છે અષ્ટાપદ ગિરિપર પ્રભુશ્રી તો સિદ્ધિપદને વર્યા, એ વેળા દેવો અને માનવીએ દુખાતે હૃદયે નિર્વાણ પ્રસગ ઉજવ્યો અહીંએ એ સ્થાને સિંહનિષદ્યા પ્રાસાદ કરાવ્યો

ભારત વર્ષના પ્રથમ ચક્રવર્તી ભૂપાળ તરિકે શ્રી ઋષભપ્રભુના ભરતે ચોરાશી લાખ પૂર્વ રાજ્ય કર્યું તેમને સૂર્યયશા પ્રમુખ સવ્વાસો સતાનો પ્રાપ્ત થયા ચોસઠ હજાર તો અતેઉરીઓ હતી. બીજી રિદ્ધિનો પાર ન હતો એક દિન અરિસા ભુવનમા ફરતા અગુલી પરથી એક મુદ્રા સરી જમીનપર પડી નૃપતિનુ ધ્યાન તરત જ એ તરફ ખેચાયુ. દર્પણમા પાછા વિહુણી અગુલી ડાળી સમી ભૂષણ રહિત આગળી જોતા જ મન ભાવના શ્રેણીમા આગળ વધ્યુ એક તરફ દેહપરના આભુષણો એક પછી એક ઉતરવા લાગ્યા અને બીજી બાજુ સસારની અને એમા અહર્નિશ દૃષ્ટિગોચર થતા પદાર્થોની અનિત્યતા નિહાળતુ મગજ વધુ ઉડુ ઉતરવા લાગ્યુ જોતજોતામા વિચારશ્રેણી આધ્યાત્મિક પ્રદેશમા પૂર્ણ જોરથી વિહરવા મડી. ધ્યાનની ઝડી સજ્જડ જામી એની ઉત્કટતા વધી ગઈ ટુક સમયમા ઘડીપરના વિલાસી છખડના સ્વામી કૈવલ્યથી વિભૂષિત બની ત્રણ લોકના પૂજનિક સત થઈ પડ્યા દેવોએ સાધુવેશ હાજર કર્યો અને ભરતજી ગચ્છધુરાના ભારને ફગાવી દઈ તત્રની માયાજાળને તિલાજલિ આપી વિશ્વના ચોકમા કેવળ જનકલ્યાણ અર્થે નીકળી પડ્યા જીવનના અતિમ શ્વાસ સુધી ઉપદેશ વારિના સિંચન ચાલુ રાખ્યા.

પિતા-પુત્રના આયુષ્ય સરખા હતા ચોરાશી લાખ પૂર્વ એટલે અતિ ઘણા વર્ષો પિતા તીર્થંકરની શ્રેણીમાં અગ્રપદે પુત્ર ચક્રવર્તીની ગણનામા અગ્રપદે પ્રભુ પહેલા મોક્ષે સિધાવ્યા અને કેટલાક સમય બાદ મુનિશ્રી ભરત પણ તેજ સ્થાને પહોચ્યા, ઉભયના જીવન સાર્થક

થયા. કર્મયુગની શરૂઆત આ રીતે થઈ અયોધ્યાના સિંહાસને સૂર્યયશા આવ્યા પ્રતિજ્ઞા પાલનની અડગતાથી તેમનું નામ ઇતિહાસ પૃષ્ઠ પર સુવર્ણાક્ષરે કોતરાયેલું છે પરંપરામાં થયેલ કેટલીક પેઢી સુધીના રાજાઓ દર્પણાગારમાં જ કેવળજ્ઞાન પામતા હતા. આઠમી પાટે થયેલ દંડવીર્ય ભૂપાળે શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો વખતના વહેવા સાથે કાંકિણી રત્નના અભાવે સુવર્ણ, રજત, અને અંતમાં સૂતરના ઉપવિતનું પરિધાન શરૂ થયું

અતિ ઘણા વર્ષો પસાર થયા બાદ એ જ અયોધ્યામાં પ્રભુશ્રી ઋષભથી શરૂ થયેલા ઇક્ષ્વાકુ વંશમાં જ, જીતશત્રુ ભૂપની વિજયા નામે રાણીની કુક્ષિએ બીજા તીર્થંકર શ્રી અજીતનાથનો જન્મ થયો તેમની કાયા સુવર્ણવર્ણી હતી અને તેમને ગજનું લંછન હતું પાસા બાજી રમતા કેટલીયે વાર વિજયા રાણીનો પરાજય થતો પણ જ્યારથી પ્રભુજીવ ગર્ભમાં આવ્યો ત્યારથી એક પણ પરાજય ખમવો પડયો નહીં અજીતનાથ નામ પાડવામાં એ પણ એક નિમિત્ત કારણ બાકી તો તાત્ત્વિક દૃષ્ટિએ દરેક પ્રભુના નામના જૂદા જૂદા રહસ્યયુક્ત અર્થો થઈ શકે છે **યથા નામા તથા ગુણા**'નો મેળ પણ તો જ મળે

સગર નામા બીજા ચક્રવર્તી પણ તેમના જ શાસનમાં થયા તેમને જહ્નુ આદિ સાઠ હજાર પુત્રો હતા એકદા તીર્થ અષ્ટાપદની યાત્રાએ તેઓ નીકળ્યા સિંહનિષદ્યા પ્રાસાદમાં વિરાજમાન મણિમય બિંબો જોઈ તેઓ આનંદ પામ્યા ભાવિકાળમાં કોઈ આશાતના ન કરે એ હેતુએ તીર્થની આજુબાજુ ફરતી ખાઈ ખોદવાનો વિચાર થયો દંડરત્ન તો સાથે જ લાવ્યા હતા એટલે ઝટ અમલ કર્યો પૃથ્વીના પડો વિજળીક બળના ધસારાની માફક થતા તીવ્ર ખોદનથી ઉપડવા માંડ્યા ઠેઠ નાગલોક સુધી ભોંય પોલી થઈ ગઈ નાગરાજ આટોપ કરી દોડી આવ્યા, પણ ચક્રીના સંતાનોને નિરખી ધીરા પડ્યા

પોતાના ભુવનમા પડતા કચગની કહાણી કહી કાર્યથી વિરમવા જણાવી એ તો સિધાવી ગયા પણ જન્હુ કુમારનુ હૃદય શાંત ન બન્યુ, ખાઇ પાણી વગર રહે તો પૂરાઇ જવાની ધાસ્તી લાગી એટલે લાગના જ ગગા નદીનો પ્રવાહ વાળી લાવ્યા સરિતાના પ્રવાહે કેટલુયે નુકશાન કરી નાખ્યુ, નાગ ભુવનોમા પાણી ભરાવા માડ્યુ નાગદેવ પુન ક્રોધાયમાન થયા સગર તનુજોની ઉદ્ધતાઇથી આવેશમા આવી જઇ તેમને બાળીને ભસ્મ કરી નાખ્યા આમ અચાનક એકી સાથે સાઠે હજારનો કોળીયો થઇ ગયો આમા ભવિતવ્યતાના હાથ અને કર્મરાજના પ્રપચ જરૂર સમજી લેવાના પૂર્વે એ સર્વ જીવોએ સાથે જ કર્મ ઉપાર્જેલુ તેથી વિપાક પણ સાથે પામ્યા સામતાદિ સકલ પરિવાર જો કે આ પ્રકોપમાથી બચી ગયો છતા ચક્રીને શુ જવાબ દેવો એવા ભયથી એટલી હદે ગભરૂ થઇ ગયો કે ત્યાથી અતિ મદ ગતિએ રાજધાની પ્રતિ કૂચ કરવા લાગ્યો ચક્રીશ્વરના પ્રબળ હુતાશનમા તેઓ ભસ્મ થઇ જવાના એમ તેમને ડગનેપગને પ્રતિતી થવા લાગી કેટલાકને તો રાજવીને પોતાનુ મુખ બતાવવા, કરતા ત્યાજ યમરાજના અતિથિ થવાનુ ઉચિત લાગ્યુ

સગર ચક્રી જો કે ધર્મવાસિત હ્રદયનો હતો છતા આખરે એક મનુષ્યજ હતો એક ઉચ્ચારે પોતાના તનુજ ગણના પરલોક પ્રયાણ સમાચાર શ્રવણ કરતા જરૂર તેનુ હૃદય ચીરાઇ જાત દેવના સ્વામીએ અવધિ જ્ઞાનથી આ સ્થિતિ પારખી લઇ વિપ્ર વેશે ત્યા આવી પોતિકા મૃત પુત્રને પુન જીવન અર્પણ કરવાના મિષે સસારની અસારતા અને આયુષ્યરૂપી દોરીના તૂટવા બાદ ફરીથી સાધવાની અશક્યતા સબધે તેમના જ મુખે શબ્દોચ્ચાર કરાવ્યા સગરરાજ અતમા વિપ્ર વેશમા રહેલા શક્રને મરેલા તે જીવતા થયા જાણ્યા છે ?" એમ કહી "अनित्यं संसारे भवति सर्वम् यत् नयनगम् " વાક્યનુ સ્મરણ કરતા શોકને વિસારે પાડવાની સલાહ આપી જ્યા અતપુરમા પધારે છે ત્યા સામતગણના મુખથી સાઠ હજારના સ્વાહા થયાના સમાચાર કર્ણ પર પડ્યા સખત વાવાઝોડાના તોફા–

નથી જેમ વૃક્ષ ઉખડીને જમીન પર પડી જાય તેમ ગજન્ પણ ધરણી પર ઢળી પડયો બેભાન દશાને પામી ગયો તરત જ ગજ વૈદ્યોને તેડવા માણસો દોડયા અંત પુરમા વાયુવેગે વર્તમાન પ્રસરતા સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. મત્રીશ્વરના યત્નથી ભૂપ શુદ્ધિમા આવ્યો, છતા પરિતાપ લેશમાત્ર ન્યૂન નહોતો થયો પૂર્વેને સસારની અસારતા સમજાવનાર ધરીપરના એ રાજવીમા અત્યારે બૃહત્ અતર ભાસતુ હતુ આ પરિવર્તનનુ કારણ 'મારાપણાની બુદ્ધિ' સિવાય અન્ય ન હતુ, તેથી જ જ્ઞાનીપુરુષોએ 'હુ અને મારૂ' રૂપ મત્રને જગતને અધ કરનાર તરીકે કથ્યો છે દ્વિજ દૂર ગયો જ નહોતો એટલે ઉપચારકોના આગમન પૂર્વે જ ત્યા દોડી આવ્યો અને રાજાને શુદ્ધિ સપ્રાપ્ત થતા જ પૂર્વનો પ્રસગ યાદ કરાવી ઉપદેશને આચરણમા મૂકી બતાવવા વિનતી કરી એના વાક્બાણોથી રાજાના મોહ-આવરણો દૂર હડસેલાયા કર્મો પર નજર ગઈ અજીત જીને લીધેલા માર્ગની ઉત્કૃષ્ટતા ધ્યાનમા આવી દુર્લભ ધૈર્યનુ અવલબન ગ્રહી, સગાસબધી અને પ્રજાજનને શાન્ત કરી, સૌને વિદાય કર્યો હિમવાન પહાડમાથી ઉભરાઈ જતા પાણી પ્રવાહથી જેના ઘરો પ્રલયદશાને પામતા હતા એવા પાસે નજીકના ગ્રામ્યજનોની વિનવણીથી જન્હુપુત્ર ભગીરથને પ્રવાહ-નિયમન કરવા સારૂ મોકલવામા આવ્યો એણે પહાડના પ્રવાહને પુનઃ ગગામા પાછો વાળ્યો અને પુનઃ પાણી ન ઉભરાય તેવી વ્યવસ્થા કરી ગ્રામવાસીઓને નિર્ભય કર્યા ત્યારથી ગગાનુ બીજુ નામ ભાગીરથી પડયુ વળી ભગીરથે સ્વપિતાના તેમજ અન્ય કાકાઓના અસ્થિઓને પણ પ્રવાહ સાથે પાછા વાળીને ગગાના ઝડપથી વહેતા નીરમા મેળવી દીધા ત્યારથી જનનામા અસ્થિને ગગામા પધરાવવાની પ્રથા શરૂ થઈ

ભગીરથને રાજ્યાસન સોપી, ચક્રી સગરે શ્રી અજિતપ્રભુ પાસે પ્રવજ્યા સ્વીકારી, શુદ્ધભાવે તેનુ પાલન કરી સિદ્ધગતિ પ્રાપ્ત કરી.

કેટલોક કાળ બીજા તીર્થપતિના મોક્ષગમન બાદ વ્યતીત થયો

ત્યારે શ્રાવસ્તી નામા નગરીમા જીતારી રાજાની સેનાભિધાના રાણીની કુક્ષિએ ત્રીજા જીન સંભવદેવનો જન્મ થયો દેશમા સખત દુકાળ પડ્યો હતો પણ પ્રભુ ગર્ભમા આવ્યા બાદ અણચિંતવ્યો પૃથ્વી પર ધાન્યનો સંભવ થવાથી સુવર્ણ વર્ણની કાંતિથી દીપતા ને અશ્વના ચિન્હથી અંકિત થએલા પુત્રનુ નામ સંભવ સ્થાપવામા આવ્યુ

ત્યારબાદ દશલાખ ક્રોડ સાગરોપમ જેટલી મોટી સંખ્યામા વર્ષોના વહાણા વાયા બાદ અયોધ્યામા સંવર નામા નૃપ અને સિદ્ધાર્થા નામા રાણીને ઘેર ચોથા જીન અભિનંદનનો જન્મ થયો પ્રભુના ગર્ભે આવ્યા બાદ શક્રેન્દ્ર વારંવાર સિદ્ધાર્થા માતાની સ્તુતિ કરી જતા હોવાથી એને ગર્ભનો પ્રભાવ માની સોના સમી દેહલતાવાળા બાળકના નામ કરણ સંસ્કાર કાળે 'અભિનંદન' એવુ ગુણસંપન્ન નામ રાખવામા આવ્યુ

પાંચમા સુમતિનાથનુ જન્મસ્થાન પણ એજ પવિત્ર પુરીમા નિમાએલુ પિતાનુ નામ મેઘરથ અને માતાનુ નામ સુમંગળાદેવી પ્રભુશ્રીનુ નામ સુમતિ રાખવામા તેમના ગર્ભમા આવ્યા બાદ રાણીએ તોળેલ નિમ્નલિખિત ન્યાય-નિમિત્તભૂત હતો એક વખત એક વણિક શ્રેષ્ઠિના અવસાન બાદ એની ઉભય સ્ત્રીઓ મિલ્કત અર્થે લડવા લાગી નાની સ્ત્રીને પુત્ર થયો હતો જ્યારે મોટી વાંઝણી હતી છતા બાળકને ઉછેરવામા ઉભયે ભાગ લીધો હોવાથી ભાગ્યે જ કોઈ જાણી શકતુ કે આ બાળક અમુકનો જ છે પણ હવે તો હકનો મુદ્દો ઉપસ્થિત થવાથી આખરે તકરાર રાજદરબારે આવી બન્ને પુત્રની માતા થવાનો દાવો કરવા લાગી કેવી રીતે ન્યાય તોળવો એ એક ગૂઢ પ્રશ્ન થઈ પડ્યો આખરે આ વાત અંતઃપુરમા જઈ પહોંચી ગર્ભપ્રભાવથી રાણીને એનુ નિરાકરણ કરવુ સહજ લાગવાથી પડદો નખાવી તે દરબારમા આવી બેઠી તરતજ દરેક વસ્તુઓને સરખે ભાગે વહેંચણી કરવાની આજ્ઞા કરતા પુત્રના પણ બે સરખા કટકા કરવા કહ્યુ આ સાંભળતા જ પુત્રની ખરી માતાના હોશકોશ ઉડી ગયા તેણીનો પુત્ર

પ્રત્યેનો નૈસર્ગિક પ્રેમ ઉછળી આવ્યો એટલે કટકા થવામાં પુત્ર અમ જગો જીવતરથી જાય એ તેનાથી કેમ સહ્યુ જાય! તરત જ એ આગળ આવી બોલી ઉઠી ગજમાતા, મ્હારે એ પુત્રનો ભાગ નથી જોઈતો તેમ આ સંપત્તિથી પણ સર્યું મારો પુત્ર જીવતો રહ્યો તો ટુ રહી છુ તેનું મુખ જોઈ સંતોષ માનીશ માટે મ્હારી મોટી બ્હેનને સર્વ સોંપી દ્યો સભાજન સૌ ચકિત બન્યા રાણીએ ધૈર્યતાથી કહ્યુ કે સૌ કોઈની હવે ખાત્રી થઇ ચુકી હશે કે આ પુત્ર આ નાની બાઇનો જ છે પુત્રના શરીરપર મરણાંત કષ્ટ આવી પડવા છતા જેના હૈયાનુ પાણી સરખુ ઉછળ્યુ નથી એવી આ મોટી બાઇ તેની માતા હરગીજ નથી, માટે સર્વ માલમિલ્કત ન્હાનીને સોંપી તેણીને ઘર બહાર કાઢી મૂકો કે જેથી પુન આવુ આચરણ ન આચરે

છઠ્ઠા પદ્મપ્રભુનો જન્મ, પાંચમા જીનના નિર્વાણ પછી કેટલોક કાળ વ્યતીત થયા બાદ, કૌશાંબી પુરીમા શ્રીધરરાજાને ઘેર થયો હતો તેમની માતુશ્રીનું નામ સુસીમા રાણી હતુ પ્રભુ ગર્ભમા આવ્યા બાદ પદ્મ અર્થાત્ રક્તવર્ણી કમળોની શય્યા પર સુવાનો ડોહલો થવાથી તેમ જ જન્મ બાદ પ્રભુશ્રીની દેહકાંતિ લાલવર્ણી પદ્મસમ શોભતી હોવાથી પદ્મપ્રભુ એવુ ગુણ નિષ્પન્ન નામસ્થાપન થયુ

સાતમા સુપાર્શ્વનાથની જન્મભૂમિ વણારસી નગરી હતી પિતાનુ નામ સુપ્રતિષ્ઠ અને માતાનું નામ પૃથ્વિવી હતા માતાના બન્ને પાશ (પડખા) રોગવ્યાપ્ત હતા પણ પ્રભુ ગર્ભમા આવ્યા ત્યારથી એ દશા પલટાવા માડી રોગ નિર્મૂળ થઈ ગયો અને ઉભય પડખા કોમળ બની સોના સરખા દિપવા લાગ્યા એ કારણથી જ જન્મથી કાંતિવાળા પ્રભુનુ નામ સુપાર્શ્વ રાખવામા આવ્યુ

આઠમા ચંદ્રપ્રભુ એ ચંદ્રપુરી નામા નગરીના સ્વામી મહસેન રાજા અને લક્ષ્મણાદેવી રાણીના પ્રતાપી પુત્ર થાય તેમની દેહલતા

શ્વેતવર્ણી હોઈ ઉજ્જ્વળ શશી સમ શોભતી હતી. પ્રભુના ગર્ભમાં આવ્યા બાદ રાણીને ચંદ્રનું પાન કરવાનો દોહદ થયો. બુદ્ધિમાન્ મંત્રીની સલાહ અનુસાર પૂર્ણિમાની રાત્રિએ બાકોરાવાળા છાપરા તળે દુધથી ભરેલા થાળમાં ચંદ્રમાના પ્રતિબિંબને આકર્ષી લઈ તેનું પાન કરાવી એ પૂર્ણ કરવામાં આવ્યો. માતાના ભાવ ઉપરથી ને દેહની કાન્તિને લઈ ચંદ્રપ્રભુ એવું નામ સ્થાપ્યું હતું.

નવમા સુવિધિનાથ યાને પુષ્પદંત પ્રભુ કાકંદી નગરીના સુગ્રીવ રાજા અને શ્યામા રાણીના પોતા પુત્ર હતા. ગર્ભમાં પ્રભુ આવ્યા બાદ રાજા રાણી સારી પ્રકારે ઉત્તમ વિધિ-વિધાનથી ધર્મકરણી કરવા લાગ્યાથી સુવિધિનાથ નામ સ્થાપ્યું. વળી તેમની દંતપંક્તિ મચકુંદના પુષ્પની કળી સરખી ઉજ્જ્વળ હોવાથી ઇતર નામ પુષ્પદંત. શરીરનો વર્ણ શ્વેત હોઈ પ્રભુની શોભામાં અભિવૃદ્ધિજનક હતો.

આ જીનના નિર્વાણ પછી આ ભારતભૂમિમાં ધર્મના નામે ઘણા ધતીંગો પ્રવર્ત્યા. ભરત સ્થાપિત માહણા કે જેમના વંશજો ઉત્તમ પ્રકારે બ્રહ્મચર્ય પાળી પઠનપાઠનરૂપ જ્ઞાનાધ્યયન કરતા હોવાથી 'બ્રાહ્મણ' નામથી સુપ્રસિદ્ધ થયા હતા. તેમનામાં શનૈ શનૈ શિથિલતાએ પ્રવેશ કર્યો. વંશ ઉતારે આચારવિચાર નરમ પડવા માંડ્યા. બ્રહ્મચર્ય અને જ્ઞાન વિસરાઈ જઈ એને સ્થાને તૃષ્ણા અને અજ્ઞાનતા ઉભરાવા માંડી. સમય જતાં તેમના વંશજોએ લોભને પૂર્ણ કરવા સારૂ દાન પ્રશસ્તિના નામે સ્પોન કલ્પિત સૂત્રોની રચના કરી, લોકવૃંદમાં એનો પ્રચાર શરૂ કર્યો. સુવિધિનાથના શિવગમન બાદ શીતલ જીન થયા તે દરમિયાનના લાંબા ગાળામાં આ બ્રાહ્મણ સમુદાયે એટલી હદ સુધી પોતાનો પ્રભાવ પ્રસરાવ્યો કે ઘણા તેમને ગૃહસ્થ વેશમાં ગુરૂ તરીકે પૂજવા લાગ્યા. અસંયતિ પૂજાનો પ્રારંભ અહીંથી જ આગળ વધ્યો. આદિકાળની સરણીના અત્યારે જવલ્લે જ

નયનપથમા આવ્યા માડી પગનેપગને ખોટી માન્યનાના કેતાનહેો દેખા દેવા લાગ્યા

આ સ્થિતિ મધ્યાન્હે પહોંચે તે પૂર્વે દશમા પ્રભુ શ્રી શીતલ નાથનો ઉદ્ભવ થયો ભદ્દિલપુર નગરના દૃઢરથ રાજાને વેર ન ! રાણીની કુક્ષિએ પ્રભુ અવતર્યા પિતા કેટના- સમયથી દાહ જ્વરના રોગથી પીડાતા હતા, ઘણા ઘણા ઉપચારો કરી ચુક્યા હતા છતા શાતિ નહોતી થઈ દરમિયાન ગર્ભવતી રાણીના હાથ ફરવાથી અચાનક શીતળના પ્રસરી ગઈ, અ પકાળમા જ જ્વર જડમૂળથી નષ્ટ થઈ ગયો એથી જ ગુણયુક્ત શીતળનાથ નામ સ્થાપ્યુ સુવર્ણવર્ણી કાયાવાળા એ જીને સયમ સ્વીકાર્યા બાદ પ્રથમ કાર્ય અસયતિ પૂજામા રહેલ અજ્ઞાનતા અને અસત્યતાને ઉખાડી પાડવાનુ કર્યું

સિહપુરીના વિષ્ણુરાજા અને વિષ્ણુરાણીના પુત્ર તે અગીયારમા શ્રેયાસ પ્રભુ કચન સમી નિર્મળ કાયાવાળા પ્રભુ ગર્ભમા આવ્યા પછી એકવાર નગરીના એક દેવાલયમા દેવો સાથે પૂજાતી શય્યા હતી તે ઉપર માતા બેઠા પૂજારીઓની અત્યાર લગી એવી માન્યતા હતી કે એ શય્યાની તો પૂજા જ કરી શકાય એના ઉપર કોઈ ભૂલેચુકે પણ બેસે કિંવા શયન કરે તો જરૂર તેને ઉપદ્રવ થયા વગર ન રહે ગર્ભવતા રાણીથી એની પૂજા મનાય પણ માત્ર શય્યા પૂજનિ- બને એ તો તદ્દન વહેમીપણુ લાગ્યુ તેથી તે ટાળવા પોતે જ પહેલ કરી પછી તો રાજા પ્રમુખે શય્યા વપરાશમા લીધી. કઈ પણ વિઘ્ન ન થયુ એ પ્રભાવ ગર્ભનો ગણી શ્રેયાસ ( કલ્યાણ કરનાર ) નાથ નામ સ્થાપ્યુ

ચપાપુરીના વસુપૂજ્ય રાજા અને જયા રાણીને ત્યા પુત્રપણે જન્મ લેનાર બારમા જીન વાસુપૂજ્ય નામથી વિખ્યાત થયા એ પ્રભુ પદ્મવર્ણી દેહલતાવાળા હતા તેમના નામ સબધમા એવી વાત

ઉપદ્રવ થાય છે ? જ્યારે તેઓ ગર્ભમાં આવ્યા ત્યારે ઇંદ્ર મહારાજ વારંવાર ચંપા નગરીમાં પધારી રત્ન સોનૈયાની વૃષ્ટિ કરી દંપતીની પૂજા કરતા હતા એની સ્મૃતિમાં વાસુપૂજ્ય (વાસવપૂજ્ય) એવું નામાભિધાન રાખવામાં આવ્યું.

તેરમા તીર્થપતિ વિમળનાથનો જન્મ કાંપિલ્યપુરમાં થયો હતો. પિતાનું નામ કૃતવર્મા અને માતાનું નામ શ્યામાદેવી હતું. તેમની દેહડી કંચનના રંગ સમી દીપીમંત હતી. વિમળ નામ સ્થાપનમાં નિમ્ન લિખિત વિલક્ષણ કથાનક કહેવાય છે.

ભગવંત ગર્ભે આવ્યા બાદ એક રોજ એવું બન્યું કે એક સ્ત્રી ભરથાર પરદેશથી આવી નગર બહારની એક દેવ કુલિકામાં ઉતર્યાં. એમાં એક વ્યંતરીનો વાસ હતો. તેણ સુંદર સ્વરૂપના પુરૂષને જોતા જ કામક્રીડા કરવાની લાલસા જન્મી. નિશાકાળે દંપતી જાણે નહીં એવી ગુપ્ત રીતે પેલી સ્ત્રીના જેવું રૂપ કરી તેમના ભેગી એ વ્યંતરી દેવી પણ સુઇ ગઈ. પ્રભાતકાળે પેલા પુરૂષે પોતાની બન્ને બાજુ સરખા ગાત્રવાળી લલનાઓ જોતા અજાયબી પામી સહજ પ્રશ્ન કર્યો કે આમાં મારી સ્ત્રી કઈ ? ઉત્તરમાં ઉભય બોલી ઉઠી કે 'અમે તમારી છીએ.' આટલું થતાં તો ખરી અને કૃત્રિમ રૂપવાળી સ્ત્રી વચ્ચે કંકાસ ઉદ્ભવ્યો. એક પતિની બે માનુનીઓની તકરારનો અંત કેમે કર્યો આવ્યો નહિ અને વાત ઠેઠ દરબાર પહોચી. સમાન આકૃતિધારી લલનાઓમાંથી ખરીને પારખી આપવાનું કાર્ય રાજા પ્રધાનને પણ મુશ્કેલ થઇ પડયું. પડદો નખાવી યવનિકામાં વિરાજેલા સ્વામી રાણીને મન આ સવાલનો ઉકેલ સહજ ભાસ્યો. તરત જ તેમણે પુરૂષને દૂર ઉભો રખાવી બન્ને સ્ત્રીઓને હુકમ ફરમાવ્યો કે 'જે પોતાના શિયળના પ્રભાવથી સ્વસ્થાનેથી જરાપણ ખસ્યા વગર સ્વપતિને સ્પર્શ કરે તેનો એ ભર્તાર જાણવો.' વ્યંતરીને આ કાર્ય સહજ લાગ્યું. તરત જ દેવભવ પ્રાપ્ત શક્તિથી હસ્ત લંબાવી સ્પર્શ કર્યો એ પછી નિર્ણય સંભળાવવામાં

આવો કે, તુ વ્યતરી હોવાથી આ કાર્ય કરી નકી માટે હવે આ યુગલનો પીછો છોડી સ્વસ્થાનકે ચાલી જા પુન આવો ભ્રમ ન પેદા કરીશ માતાની વિમળમતિના નિમિત્ત પરથી વિમળનાથ કહેવાયા

શ્રી અનત નાથ એ ચૌદમા જીનનુ નામાભિધાન, અયોધ્યા નગરીના સિંહસેન રાજાના એ પનોતા પુત્ર માતાનુ નામ સુયશા દેવી, વર્ણે કચન સમા, ગર્ભમા હતા તે કાળે માતાએ ચૌદ સ્વપ્નો ઉપરાત જેનો છેડો ન દેખી શકાય તેનુ એક મોટુ ચક્ર ભમતુ જોયેનુ વળી સખ્યા ન લાધે તેવા ગણનાતીત રત્નોની માળા નિરખેલી, એ બવા ચિન્હોથી પ્રભુશ્રીનુ નામ અનત સ્થાપેનુ

પદરમા શ્રી ધર્મનાથ એ ભાનુનૃપને સુવ્રતા રાણીના તનુજ તેઓશ્રીની જન્મભૂમિ રત્નપુરી, એમની દેહલતા સોના સદશ દીપ્તિમત હતી. ઉભય પતિ, પત્નિને પૂર્વે ધર્મ પર અપ પ્રીતિ હતી પણ પ્રભુના ગર્ભમા આવ્યા બા એમા અતિશયના વધી પડી નામસ્થાપ વામા એ નિમિત્તકારણ

શાતિના મૂર્તિમત્ત સ્વરૂપ સમા શાતિનાથ એ સોળમા શાસના ધિશ. જન્મસ્થાન ગજપુર કિંવા હસ્તિનાપુર, વિશ્વસેન ભૂપાળ અને રાણી અચિરાના એ અમાપ યશસ્વી પુત્ર સારોય દેશ મરકીના ઉપ દ્રવથી વ્યાપ્ત થઈ ગયો હતો ચોતરફ સખ્યાબધ આત્માઓ દિવસ ઉગ્યે સોનાપુરની વાટે સિધાવતા હતા ચિકિત્સકોના યત્નો રાખમા ઘૃત ઢોળવા સમાન નિરર્થક થઈ પડ્યા હતા લક્ષ્મીઆન પ્રભુગર્ભપણે ઉપન્યા ત્યાર પછી માતા જ્યા જ્યા વિચરતા ત્યા ત્યા શાતિ રહેતી એટલે સારા નગરમા જાતે ફરી વારિ છાટણુ સ્વહસ્તે કર્યું અને અપ ઘટિકામા મરકીની અસર નાશ પામી આનું અનુકરણ દેશમા ગવ વામા આવ્યુ અને થોડા સમયમા મરકી ડાકિનીનુ નામોનિશાન પણ ન રહ્યું આ પ્રભાવ ગર્ભનો રાણી નામકરણ વેળાયે અનુરૂપતા જાળવી સોના જેવી દેહડીવાળા પ્રભુએ ચક્રવર્તીની રિદ્ધિ ભોગવી છ ખડ

ધરતી સાધી સમય પ્રાપ્ત થતા શાસન પ્રવર્તાવ્યુ શુભકર્મો બાંધેલા એટલે ભોગવવા પડે જ

કુંથુનાથ એ સતરમા તીર્થનાયકનુ નામ. સુરરાજાની શ્રીરાણી દેવીના એ જાયા હસ્તિનાપુર કિંવા શાંતીનાથની જન્મભૂમિ એજ એમની પણ એમના જેવા એ પણ ષટ્ખંડ ભોક્તા ચક્રીનૃપના શત્રુઓ બિચારા નાના કુંથુવા જેવા ગર્વ ગળિત થવાથી તેમજ સ્વપ્નમા રત્નનો શુભ પૃથ્વીને વિષે રાણીએ દેખવાથી અને એ વૃતાંત પ્રભુના ગર્ભમા આવ્યા બાદ બનવાથી અભિધાનનુ કારણ

જેવા કુંથુનાથ એવા અરનાથ જન્મ સ્થાન અને ચક્રીપદ એ સાથે કંચન સદૃશ દેહ યષ્ટિ એ મધુ સરખુ સુદર્શન એ જનકનુનામ જ્યારે જનનીનુ નામ દેવીરાણી પ્રભુના ચ્યવન કલ્યાણક પછી માતાએ રત્નમય આરા દેખવાથી અરનાથ નામ રખાયેલુ

શ્રીમલ્લીનાથ એ ઓગણીશમા પ્રભુનુ નામ. એમનો અવતાર કુવરી રૂપે મિથિલા નગરીના કુંભ રાજવીને ઘેર પ્રભાવતી રાણીની કુક્ષિએ થયો હતો ચાલુ અવસર્પિણીનો એ એક આશ્ચર્યભૂત બનાવ હતો સામાન્ય નિયમ તો તીર્થકર પુરૂષ પણે અવતરવાનો છે ગર્ભમા પ્રભુના આગમન પછી માતાને છએ ઋતુના પુષ્પથી ભરપુર શય્યામા સુવાનો દોહલો ઉત્પન્નો દેવતાના સાનિધ્યથી એની પૂર્ણતા થઈ એ મલ્લિ નામ રાખવામા કારણરૂપ થયો નીલવર્ણી ગાત્રવાળા મલ્લી કુવરીને પૂર્વભવના સ્નેહી છમિત્રો કે જેઓ આ ભવમા જૂદા જૂદા દેશના રાજાઓ તરિકે ઉપન્યા હતા તેઓ તરફથી પરણવાનુ એક આમંત્રણ ઈજન આવ્યુ મિથિલાપુરી ઉપર છ ભૂપોના સૈન્યથી ઘેરાઇ ચુકી સ્વામિત્વ સ્થાપવા પરસ્પર યુદ્ધના મોરચા મડાયા આ અનર્થ પરંપરાનુ નિવારણ પ્રજ્ઞા બળથી પુતળીના દ્રષ્ટાંત દ્વારા કુવરીએ કર્યું વિશેષમા એ છને વૈરાગ્ય વાસિત બનાવી જાતિસ્મૃતિ કરાવી, સયમ પથના પથિકો બનાવ્યા અને નારિ જાતિમા પણ અમાપ શક્તિ ભરેલી છે એનુ વિશ્વને ભાન કરાવ્યુ

વીશમા શ્રી મુનિસુવ્રત સ્વામીનો જન્મ વિશ્વ વિખ્યાત મગધ શના પાટનગર રાજગૃહમા થયો હતો પિતાશ્રીનુ નામ સુમિત્ર અને માતુશ્રીનુ પદ્માવતી હતુ ગર્ભમા પ્રભુશ્રીના સંક્રમણ બાદ એ દંપતીને શ્રાવક ધર્મના આદર્શરૂપ દ્વાદશવ્રત અગીકાર કરવાના ભાવ થવાથી, એને ગર્ભનો પ્રભાવ માની નામ સ્થાપનસમયે એ પ્રતિનામ અપાયુ વર્ણે શ્યામ હોવા છતા કાંતિમા જરા પણ ક્ષતિ નહોતી તીવ્રતર તત્ત્વોપદેશ ધારાથી જગતને નવપલ્લવિત કરતા તેમનો એક પૂર્વભવનો મિત્ર જે આભવમા અશ્વરૂપે ઉપજ્યો હતો તેને પ્રતિબોધ પમાડવા લાંબી મજલ કરી તેઓશ્રી ભૃગુકચ્છ પધાર્યા ને તિર્યંચનો ઉદ્ધાર કર્યો અશ્વાવબોધ તીર્થ આજે પણ એ તીર્થ ભરૂચમા સુપ્રસિદ્ધ છે શકુનિકા યાને સમળી વિહાર તીર્થ પણ એની સાથે સંકલિત હોવાથી ભરૂચ એ તીર્થધામ રૂપ છે

મિથિલા નગરી જેમ ઓગણીશમા જિનની જન્મભૂમિ તેમ એકવીશમા શ્રી નમિનાથની પણ છે વિજયરાજની રાણી વપ્રાદેવીની કુક્ષિએ તેઓશ્રીનો જન્મ નામ કરણમા બનેલ ચમત્કૃતિ નીચે મુજબ— પ્રભુના ગર્ભમા આવ્યા પછી સીમાડાના શત્રુ નરેન્દ્રો અચાનક વિજયરાજ પર હલ્લો લાવ્યા કિલ્લાને ચાર બાજુથી ઘેરો ઘાલ્યો રાજા ઘડીભર કિંકર્તવ્યમૂઢ બની ગયો પણ ગર્ભવતા દેવીએ ચિંતાનો પ્રતિકાર કરતા પોતાને અને એકવાર કિલ્લાના ઉચ્ચતમ પ્રદેશ પર લઈ જવાની સુચના કરી એમના વીરશ્રી ભર્યા મુખ દર્શન થતા જ વૈરીદળ મા ખળભળાટ થઈ ગયો માતાની તેજ દ્રષ્ટિ રાજાઓની ન સહી ગઈ શરણે આવી, પગે પડતા પોતા પર સૌમ્યદ્રષ્ટિ રાખવા આજીજી કરવા લાગ્યા જગતના માતા વપ્રાદેવીએ સૌમ્ય નજર કરી તેમના મસ્તકે હાથ મૂકતા આશીર્વાદ આપ્યા આમ રિપુઓ પગ જેમના આગમનથી નમી પડ્યા તેથી નમિનાથ નામ સ્થાપ્યુ સોનાના સમી કાયા વાળા પ્રભુશ્રી દિનિયાના ચંદ્ર સમ વૃદ્ધિ પામ્યા

શ્રી અરિષ્ટ નેમી અથવા તો નેમનાથ એ જૈન દર્શનમાં બાવીશમા જીનપ્રભુ તરીકે સુપ્રસિદ્ધ છે જન્મભૂમિ સૌરીપુરી જે ઉત્તર હિંદમાં આવી હતી પિતાનું નામ સમુદ્ર વિજય હતું જે દશ દશાર્હ તરિકે ઓળખાતા યા વંશના દશ મહાભૂજોમાં અગ્રજ હતા અંધકવૃષ્ણિ નામા પ્રખ્યાત ક્ષત્રિયવંશમાં એમનો જન્મ થયો હતો તેમની રાણીનું નામ શિવાદેવી હતું જેમણી કુક્ષિએ ચૌદ મહાસ્વપ્ન સુચિત પ્રભુશ્રી નેમીશ્વરે જન્મ લીધો માતાએ ઉક્ત સ્વપ્નો ઉપરાંત શ્યામરત્નોની શ્રેણી તેમજ આકાશમાં ચક્ર ઉછળતું દીઠું હતું એ ઉપરથી અરિષ્ટનેમિ નામનો પ્રાદુર્ભાવ થયો વર્ણે પ્રભુશ્રી શ્યામ હોવા છતાં કાંતિમાં અનુપમ હતા કા । એવા વસુદેવના બળવાન પુત્રો કૃષ્ણ-બળભદ્રે કંસનો વધ કરવારૂપ બનાવ બન્યા પછી અંધકવૃષ્ણિ અને ભોજવૃષ્ણિ શાખાના સારાયે ક્ષત્રિય વર્ગે સૌરીપુરનો ત્યાગ કરી ગુજરાત તરફ પગલાં માંડયા અને દ્વારામતીમાં કાયમનો નિવાસ કર્યો હતો કૃષ્ણ વાસુદેવના અધિષ્ઠિત દેવોએ આ નગરી વસાવી હતી અને એના દુર્ગને રૂપ્યસુવર્ણમય બનાવી સંપૂર્ણ રીતે સુશોભિત કર્યો હતો એ કાળે એનો વિસ્તાર અડતાળીશ ગાઉનો હતો એટલે કે અત્યારે અંતરે પડેલો રૈવતાચળ ગિરિ તે સમયે એ અનકાપુરીના સીમાડામાં ગણાતો ઘણીયે વેળા કૃષ્ણ બળભદ્ર આદિ બંધુઓ સહિત શિવા સમોવડીયા સુહૃદો સાથે અથવા તો સ્વ-ગોપાગનાઓથી પરિવરી ક્રીડાર્થે એ ગિરિ પર જતા

એક । બાળ એવા શ્રી નેમિકુંવરે શ્રી કૃષ્ણ વાસુદેવની આયુદ્ધ-શાળામાંના શંખને ફુંકવા રૂપ સામાન્ય ક્રીડા મિત્રોથી પ્રેરાઈ કરી. આ કાર્યથી સારા નગરમાં જબરો ક્ષોભ થયો ખુદ વાસુદેવ કૃષ્ણ વિચારમાં પડી ગયા એમને બાળવયના પ્રભુમાં આટલી હદે બળાતિશયના નિરખી ગાદ્ય ખોવાની ચિંતા ઉદ્ભવી. પ્રભુસહ પોતાકા બળની તુલના કરવાથી તેમની આંખ ખુલી ભ્રમ ભાગ્યો કેટલાથી યત્ને નેમી-કુંવરને પરણાવવાનો નિશ્ચય કર્યો. સાગ્રેજ તેમનું બળ-પરાક્રમ નગર

પડશે એમ નિર્ધાર કર્યો કેટલીયે વાર માતુશ્રી શીવાદેવીએ પુત્રની લગ્ન નિમિત્તે સમતિ મેળવવા યત્ન સેવેલો આ પરિણામ શૂન્યમા જ આવેલુ હવે આ કાર્ય શ્રીકૃષ્ણે જાતેજ ઉપાડી લીધુ ઠેરેક ક્રીડાકેલિમા તેઓ નેમીકુવરને સાથે તેડી જવા લાગ્યા વસત ઋતુમા એ તક દાવ સાધીને ગોપીઓ સાથેની ક્રીડા વેળા નેમીકુવરને બરાબર રમતમા નાખી તે આઘા ખસી ગયા સત્યભામા રૂક્મણી જાબુવતી આદિ તેમની પટરાણીઓએ વિવિધ પ્રકારે આલાપ સલાપ અને ઉપાલભોથી સ્થિર એવા નેમીકુવરને વિવાહ મનાવવા મોરચો માડયો એ લલનાઓની હાસ્યજનક દલીલોથી પ્રભુથી જરા હસી દવાયુ એ ઉપરથી આ રાણીવૃદે તરત જ માની લીધુ કે પોતાની વાત દિયરને ગળે ઉતરી ચુકી એટલે એ વાત શ્રી કૃષ્ણને જણાવી અને તરત જ કન્યાનીશોધ શરૂ થઈ

અલ્પ સમયમા જ ભોજવૃષ્ણિ કુળના ઉગ્રસેન રાજવીની કન્યા રાજેમતીની ભાળ મળી એટલે વાસુદેવ તેમની સમિપ પહોચી ગયા સમાનવય, કુળશીલ આદિ જ્યા ગુણોનુ સમાનપણુ અને સરખે સરખાનો જ્યા મેળ મળ્યો ત્યા વાર ક્યાથી સભવે ? વિવાહ સબધ સધાયા કૌટુંબિક જ્યોતિષીને લગ્ન દિન નિયત કરવાની સુચના થઇ અને બને તેટલો નજદિકનો દિવસ નક્કી થયો ‘ શિવનગમા વિઘ્ન ઘણા ’ એ ઉક્તિનુ દૃશ્ય મહારાજે અક્ષરશ પાલન કર્યા જ્યા હોણહાર મિથ્યા ન થયુ સાજન સહિત વરરાજનો સુદર સ્વાગ વારણુ કરી યદુવશ ભૂષણ કુમાર અરિષ્ટનેમિ, રાજવી ઉગ્રસેનના આવાસ લગભગ આવી પુગ્યા. ત્યાતો અચાનક એક પ્રાસાદમા પુરાયેલા સખ્યા બધ વનચર પ્રાણીઓના કરૂણ સ્વર કર્ણે પડયા એ. દીન મુખે પોકાર કરતા મૃગલાને જોતાજ ભાવિ અરિહતના હૃદયમા જબરી ઝણઝણાટી થઈ રહી પશુરક્ષકના ઉત્તરમા ‘ એ બધાના જીવનોની સમાપ્તિ રવ લગ્નના ગૌરવ પ્રસગે થઈ જવાની છે ’ એ શબ્દો કાને પડતા જ અતર ભેદાયુ જેમા આટલા બધા જીવોનુ પ્રત્યક્ષ અકલ્યાણ સમાયુ

છે એવા લગ્ન પ્રત્યે સખત અણગમો ઉદ્‌ભવ્યો યા વસ્તીઓમાં ચાલ્યા આવતા આ રિવાજ સામે તે દયાનિધિએ બળવો પોકાર્યો ‘ પરના આત્માને પીડા કરી, તમો જે ગ્રંથગ ઉજવી રહ્યા છો એને શુભ કહેવાય જ શી રીતે ! ’ તરત જ રક્ષકને આજ્ઞા કરી સર્વપ્રાણી ગણને છોડી મૂકાવ્યો અને એ સાથ ‘ દયા ’ શું ચીજ છે એનું સર્વ ક્ષત્રિયગણને ભાન કરાવ્યું લગ્ન તો બાજુએ રહ્યા અને કુમારે રથ પાછો વળાવ્યો આ સાંભળતા તો રાજેમતીને સખત આઘાત પહોંચ્યો ત્રણલોકના નાથ અમો નાવનીયો કરગરવા સિવાય આમ પાછો ફરે એ શી સહુજાય ! પુત્ર વત્સલ માતા શિવાદેવી તો સામે આવી ઉભી અને વૃદ્ધ સમુદ્રવિજયતો સમુદ્ર સમા ગભીર નાદથી ઉપાલંભ દેવા લાગ્યા :—

વિવેકીપુત્ર ! ત્હને આમ કરવુ ઘટતુ નથી. ગૌરવવંતા થનાર જીવ હિંસા રૂપ મહાપાપને જ્યા ત્હારા કહેવાથી ત્યજવામા આવ્યું [illegible] ત્યાં હવે શુ બાધ નડે છે કે તુ આમ ક્ષાત્રિય રીતિને નેવે મૂકી પાછા પગ મૂકે છે ! કદાચ તુ એમ ધારતો હોઇશ કે ત્હારે તીર્થ પ્રવતાવવાનુ છે એટલે સસારમા પડવુ નિરર્થક છે, પણ વત્સ, વિચારને, શ્રી ઋષભ વથી માંડીને એકવીશમા નમિનાથ પર્યતના તીર્થંકરોમા અપવા સિવાય લગભગ ઘણાતો ગ્રહસ્થધર્મના પાલનપૂર્વક સયમ ધુરાના વાહક બન્યા છે સાથે એ પણ સ્પષ્ટ છે કે બ્રહ્મચારી માટે કંઈ જૂદા શીવપુરની ગોઠવણ નથી કે જેથી ત્હારો નબર આગળ આવે ! તો સાજન સહ આવ્યાનુ સાર્થકય કર.

પુત્ર ! અદ્યાપિ સુધી ત્હે મારી એક પણ વાત અવગણી નથીતો આ વેળા વધુ (વ) મુખ દર્શન કરાવવા રૂપ મારી આશા સફળ કર ’ ગણી શિવાદેવી એ દ્રવીભૂત સાદે કહ્યુ

અરિષ્ટનેમિનુ હૃદય આ બધુ શ્રવણ કરતા જ આદ્ર થયુ તિર્યંચોને બચાવનાર એ મહાત્મા સ્વજન એવા આ માનવગણો

દુભવવા નહોતા ઈચ્છતા માતાપિતાની આજ્ઞા એમને મન અનુ-
લંઘનીય દિવાલ સમ હતી, 'વિનય વડો સંસારમાં' એ તેમનો મુદ્રાલેખ
હતો વિશ્વ કલ્યાણ એ તેમનુ ધ્યેય હતુ, એટલે તેઓશ્રી અતિ મીઠાશ-
ભરી ગિરામા કહેવા લાગ્યા—

માતુશ્રી! મળ-મૂત્રથી જેના ગાત્રો દુર્ગંધ મારી રહ્યા છે અને
જેમા કેવળ માંસના લોચા અને લોહી ભર્યુ છે એવી માનુષી સ્ત્રીનો
મને મોહ નથી રહ્યો, મારૂ મન તો એકાંત વગરની મુક્તિ સુંદરીમા
રત હોવાથી, પાણિગ્રહણ સારૂ આગ્રહ ન ધરો વળી મારા રાજી
મતી માંનો પ્રેમ કંઈ આજ કાલનો નથી એ સ્નેહથી બંધાયાને
આજે આઠ ભવોના વહાણા વહી ચૂકી, નવમાનો ઉષ:કાળ ઉગ્યો છે
જે ભોગ વિલાસ અર્થે આપ શિક્ષા દઈ રહ્યા છો, એને અમો ઉભય
ભોગવીને હવે ધરાઈ ચુક્યા છીએ અમને હવે તેના કોડ નથી રહ્યા!
એની તૃપ્તિ જ અમારા બેઉની અભિલાષાની શુષ્ક બની ગઈ છે।
અને ત્યા ભાગાવલિ કર્મ જડમૂળથી ભોગવાઈને ધૂળધાણી થઈ ગયુ
છે કિંવા નષ્ટ થઈ ચુક્યુ છે ત્યા પછી એમા દિલ ક્યાથી લાગે?
અમારા ઉભયનો નવમો ભવ આદર્શ ઈશારારૂપ દંપતીજીવનનો હતો
તમારા જેવા વૃદ્ધ અને સમજુ પુરૂષો આદર્શ સ્વીકાર્યા પછી,
પુનઃ મને કર્મની કારાગારમા ફસાવવાની સલાહ તો નાજ આપે।

પ્રભુમુખથી આ વ્યતિકર ( વૃત્તાન્ત ) શ્રવણ કરતા જ પ્રેક્ષકગણ
આશ્ચર્યાન્વિત થઈ ગયો ચીરકાળના પ્રેમીઓના જીવન-ચરિત્ર સામે
સૌના જીવન ઝાખા પડ્યા આગ્રહ-પ્રત્યાગ્રહના ચક્રના પૂર આપોઆપ
ઓસરી ગયા નેમીકુમાર સુખે પાછા ફર્યા

વરસીદાન આપી સમય થતા આગાર ત્યજી અનગાર બન્યા
બાળબ્રહ્મચારી શ્રમણપ્રભુ અરિષ્ટનેમીને ઉપસર્ગોની શ્રેણીનો નતો
સામનો કરવો પડ્યો કે નતો કષ્ટપરંપરાનો પાર પામવો પડ્યો અલ્પ
કાળમાં જ રૈવતાચળ પર્વતના સહસ્ત્ર આમ્રવનમા કેવળજ્ઞાનની

પ્રાપ્તિ થઈ લોકાલોકના સર્વ સ્વરૂપને પૂર્ણપણે જાણનાર અપૂર્વ જ્ઞાતા બન્યા

જળ વિણ માછલી સમી રાજીમતીને શ્રીનેમના પાછા ફરવાથી અમાપ દુઃખ થયુ હતુ. પણ તો માનુષીનુ ને! વળી ઓછુ જ કંઈ તેણીને પ્રભુ જેવુ જ્ઞાન હતુ! આમ છતા આઠભવની પ્રીત એ તે કંઈ જેવી તેવી હોય? બાલ્યથી શ્રીનેમિનો પ્યાર થઈ ગયા હતા છતા તેણીના હૃદયમા નેમ સિવાય હતુ પણ શુ? ત્યાર પછી એ મહાસતીને ન ગમ્યા સ્વાદુ સલિલ કે ન રુચ્યા મિષ્ટ પક્વાન! ઘડીભર એ મહાદેવીએ ન લીધી સુખે સેજ પર સુખભરનિદ્રા કે મુહૂર્તમાત્ર ભોગવ્યો આનંદ. ખરેખર એ દિવ્ય પ્રેમી લલનાને મનતો અરિષ્ટનેમિ ભરથાર જ હતા–ક્યારે કૈવલ્ય પામે ને પોતે તેમની સમક્ષ ઉપસ્થિત થઈ, તેઓશ્રીએ જે માર્ગ સ્વીકાર્યો તે ગ્રહણ કરે એજ એક માત્ર તાલાવેલી લાગી હતી સ્નેહના મહાસાગરોમા મોટી મોટી સફરો ખેડી ચુકેલા એ મહામાયાને કંઈ છીછરા એવા માનવી જીવનના ક્ષુદ્ર ભોગોની આશા બિંદુ માત્ર પણ નહોતી ભિન્ન હૃદયો હોવા છતા જે અદ્યાપિ સુધી એક રૂપ થઈ રહેલા તે જુદા કેમ રહે? ક્યા લગી રહે? એજ એક ખટકો હતો? છતા સ્વામી નેમ છદ્મસ્થ હોય ત્યા લગી અન્ય ઇલાજ પણ નહોતો કેવલી થયા વિના તેમની શિષ્યારૂપે તે સ્વીકારી શકે તેમ હતુ જ નહિ

જ્યા અરિષ્ટનેમિ ભગવાન થયાનુ કાને પડ્યુ કે પછી તો એક ક્ષણ પણ તેમને થોભવુ ભારે પડ્યુ રાજુલ હવે ભગવતી રાજે મતિ થવામા શો વિલબ ધરે? ઝટ પહોચ્યા સહસ્ત્ર આમ્રવનમા અને પાણિ ગ્રહણ કર્યા વિના તરછોડી ગયેલા નાથનો હાથ ફરજીયાત શીર પર રખાવ્યો

દિવ્ય પ્રેમી કાન્તાએ પતિવ્રતના કાનુન અનુસાર સત્ય રીતે જ

પતિનું અનુસરણ કર્યું સયમ પથને દર્શાવી આત્મામા મૂક્યો ગુફાના એકાતમા ચારિત્રથી ચુકેલા દિયર રથનેમિને સ્થિર કર્યા અને કેવલ્ય પામી પ્રભુ પહેલા શીવપુરના અતિથિ થયા

ભગવાન અરિષ્ટનેમિએ કેવલી અવસ્થામા ઠામેઠામ વિહાર કરી ' શાસન રસી અવિ જીવ કરૂ ' એ ભાવના આચરતા સ્વ તીર્થંકર કર્મ ક્ષીણ કર્યું એમના જ શાસનમા કૃષ્ણ જરાસધ ( વાસુદેવ પ્રતિ વાસુદેવ )ના યુદ્ધ તથા કૌરવ પાડવના યુદ્ધ થયા અને એ સબધી ઉલ્લેખ અત્રસ્થાને હોવાથી વસુદેવહિંડિ, પાડવ પ્રબોધ કિંવા જૈન મહાભારત કે શ્રીમદ્ હેમચદ્રસૂરિકૃત ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર વાચવા ભલામણ છે

જેમના પુનિત નામથી જૈનધર્મ ઓળખાય છે એ ત્રેવીશમા પ્રભુ પુરૂષાદાની પાર્શ્વનાથ, વાણારસી ( હાલનુ બનારસ=કાશી )મા થયા ભૂપાળ અશ્વસેન અને દેવી વામાના એ પનોતા પુત્ર એમના ગર્ભે આવ્યા પછી એક અધારી રાત્રિએ વામા રાણીએ પોતાની પાસેથી જતા એક શ્યામવર્ણી સર્પને જોયો હતો વચમા ભૂપ અશ્વસેનનો હાથ આડો પડેલો હતો તે રાણીએ ખસેડવાથી સર્પ તો પસાર થઈ ગયો પણ રાજા જાગી ઉઠ્યો પ્રિયા મુખથી સર્વ બિના ? સુણી, પુરી ખાત્રી કરવા દીપક પ્રગટાવતા સારીએ વાત સત્ય નિવડી એ સર્વ ગર્ભનો પ્રતાપ જાણી પ્રભુ જન્મના પાર્શ્વ એવુ નામ સ્થાપ્યુ વર્ણે તેઓ નીલ હતા, તેમનો પ્રભાવ સર્વત્ર વિસ્તર્યો તેનું મૂળ આ પ્રમાણે છે

એક । ઝરૂખામા બેઠેલા પાર્શ્વકુમારે હસ્મા પૂજાપાની સામગ્રી સહિત નગરવાસીઓને શહેર બહાર જતા જોઈ, પડેરેગીરના મુખથી તપાસ કરાવતા જાણ્યુ કે કોઈ મહા તપસ્વી ઉદ્યાનમા પધાર્યા છે તેમની સેવા અર્થે તેઓનુ જવુ થઈ રહ્યું છે તેઓ પગ એ તરફ

નિકળી પડયા અશ્વારોહી રાજકુમારને આવતા જોઈ લોકોએ બાજુ પર ખસી માર્ગ આપ્યો. પ્રભુએ તાપસ સન્મુખ આવતા જ જોયુ કે જેના સમગ્ર અંગો પર રક્ષાની રેખાઓ કેવળ આભૂષણોની ગરજ સારે છે જેને માત્ર એક કૌપિન ધારણ કર્યું છે અને જેના સામે કાષ્ટની ધૂણીના ના ગોટેગોટ પ્રગટ થઈ ગગન માર્ગે ગતિ કરી રહ્યા છે એવો એક માનવી પોતે કલ્પેલા ધર્મકાર્યમા લીન બન્યો છે અવધિ જ્ઞાન તો જેને જન્મતા સહોદર રૂપ મળ્યુ હોય છે તેના ઉપયોગથી પ્રભુએ વેદીપર ગોઠવેલા કાષ્ટના પોલાણમાં એક નાગને બળતો દીઠો. તરત જ કરુણાનિધિ પ્રભુએ આ વાત સુણાવના અજ્ઞાન કષ્ટથી વિરમવા જોગીને કહ્યુ પણ હઠાગ્રહી જોગી કે જેનું નામ કમઠ હતું તેને આ વાત ખરી ન માનતા વધારામા પ્રભુને ઉપાલભ દેવા માંડયો કે–'તમે રાજકુમાર છો એટલે કેવળ અશ્વખેલાવવાનુ જાણો છો! તમને ધર્મની વાત ન સમજાય!'

પાર્શ્વકુમાર તરત જ નોકર દ્વારા એ બળતા પોલાણવાળા લાકડાને બહાર ખેચી કઢાવ્યુ કે તરત જ તેમાથી એક તરફડતો નાગ બહાર નિકળી પડયો. મરવાની અણી પર આવેલા એને પ્રભુએ સેવક દ્વારા નમસ્કાર મત્ર સુણાવ્યો. ઉપકારી સામે નયન માંડી રહેલા એ નિર્મળ સદ્બુદ્ધિથી એનુ શ્રવણ કરી નાગકુમાર દેવનિકાયના સ્વામી પદની પ્રાપ્તિ કરી એનું નામ ધરણેદ્ર

આ તરફ સત્ય પરિસ્થિતિનો સ્ફોટ થતા તાપસ કમઠ ઝખવાણો પડી ગયો. પાર્શ્વકુમાર તો નગર તરફ પાછા ફર્યા છતા જનતા તેમની શૈશવાવસ્થાની આ જ્ઞાન શક્તિથી આશ્ચર્ય પામી–શેરીએ અને ચૌટે પુરમા ને ઉદ્યાનમા–સર્વત્ર તેઓશ્રીની પ્રશસાના સુર પુરવા લાગી અજ્ઞાન કષ્ટથી દેહને તપાવતો છે એવા કમઠથી આ સહ્યુ ન ગયુ. તેનો ક્રોધાનળ ભભુકી ઉઠયો. આ નગરમા તેનુ કંઈ ચાલે તેમ ન

હોતું એટલે વિલખો થઈ ત્યાંથી વજ્ર માપી ગયો, અને પાર્શ્વકુમાર પર વેર વાળવાના નિમિત્તો શોધતો રહ્યો

આમાં નવાઈ જેવું કંઈ નથી એ બધા કર્મરાજના તમાશા છે! કમઠ અને પાર્શ્વકુમારના જીવો વચ્ચે છેલ્લા નવભવથી વેર ચાલ્યું આવે છે, આ દશમો ભવ છે ઘડો લેવા જેવી વાત તો એ કે પાર્શ્વ કુંવરના જીવે એ દરમીઆન સમતાનું શરણું લઈ ઉન્નતિ સાધી છે જ્યારે કમઠનો જીવ તેના અભાવે હાનનો ભવ ગર્તાના ઉંડાણમાં જઈ રહ્યો છે

એ વાતને ઘણાં વર્ષો વીત્યા દરમીઆન પાર્શ્વકુંવર, પ્રભાવતી નામા ઉચ્ચ વંશીય રાજ તનયા સહ લગ્ન સબંધથી જોડાયા, ને ભોગાવળી કર્મનો ક્ષય કરતા જીવન વ્યતીત કરી રહ્યા એ અવધિ પણ ભરાઈ જવા આવ્યો ક્રીડા કરતા રાજેમતીને ત્યાગી જતા શ્રીનેમિના એક ચિત્ર પર નજર પડી, એ પરથી વિરાગ દશાનો વિચાર કરતા ઉપયોગમાં લીન થતા વરસીદાન દેવાનો અવસર ઓળખી લઈ તે કાર્ય શરૂ કર્યું અને વર્ષ વીત્યે અણગાર થઈ ચાલી નિકળ્યા ગામ કે શહેર, સરિતા કિનારે કે કૂપકાંઠે, સુવાસિત વાટિકામાં કે ઘોર જંગલમાં નાનીશી ટેકરી સમીપે કે અંધારી ગિરિ કંદરામાં આર્યોથી વસાયેલા શોભનિક સ્થાનમાં કે અનાર્યોના વિચિત્ર પ્રદેશમાં કેવળ કર્મોની નિર્જરા અર્થે, ઉપસર્ગોની સામે જઈ, માત્ર સમભાવના અવલંબનથી પ્રભુ વિચર્યા, અને સમતા રસમાં તરબોળ રહી આવી પડતા દરેક કષ્ટોને સહ્યા

એકદા વિહરતા પ્રભુ કાદમ્બરી નામા શિલાળતાના અવતાર સમી અટવીમાં આવી ચડ્યા કુંડ સરોવરના કાંઠા નજીક કાયોત્સર્ગ મુદ્રામાં લીન થઈ રહ્યા દરમીઆન હાથી બાળથી પુંડ પકડી રહેવા છતાં વૈરનો બદલો નહિં લઈ શકવાથી, જેને તીવ્ર તપ તપીને મેઘમાળી

નામા દેવપણાની સિદ્ધિ પ્રાપ્ત કરી છે એવા કમઠજીવે જ્ઞાનોપયોગથી પ્રભુની આ દશા નિહાળી અને તરત જ તેનો ચીરકાળ સંચિત ક્રોધ દાવાનળ સળગી ઊઠ્યો વેરની વસુલાત કરવાનો નિરધાર કરી લઈ સ્વ શક્તિ વડે એકદમ ચોતરફ અંધકાર પ્રસારી આસમાનને ઘનઘોર બનાવી મુશળધાર વરસાદ શરૂ કર્યો પહાડમાંથી પડતા બહલ જળ ઘોધ સમ જળ ચોતરફ ઉભરાવા માંડ્યું આવનું પ્રમાણ વધી પડ્યું એટલે એ વધતું વધતું ઉંચે ચડ્યું ધ્યાન મગ્ન પ્રભુ એમાં ડુબવા લાગ્યા જોત-જોતામાં ગ્રીવાને ડબોળી લઈ જળ વધતું વધતું નાસિકાના અગ્રભાગ સુધી આવી ચુક્યું કમઠજીવ વૈરના પ્રતિશોધથી નૃત્ય કરવા લાગ્યો છતાં ચરમદેહીને મરણાંત ઉપસર્ગો પણ મારી શકે જ કેવી રીતે?

આસન પ્રકંપથી ધરણેંદ્રે ઉપયોગ મૂકતા જ્ઞાનદર્પણમાં જોયું કે અહો જેના ઉપકાર વારિથી હું આ સ્થાને આરૂઢ થયો છું એ ઉપકારી મહાત્માને શીરે મહાન કષ્ટ આવી પડ્યું છે અને તે પણ મારા નિમિત્તનું! સત્વર દેવી પદ્માવતી યુક્ત પરિવાર સહ ત્યાં આવી ખડો થયો અને દેવી પદ્માવતીએ સ્વ મસ્તક પર પ્રભુને અદ્ધર ધારણ કર્યા જ્યારે ધરણેંદ્રે સ્વ ફણાઓ વિકુર્વી એવું તો છત્ર વિસ્તાર્યું કે પાણીનું એક બુંદ પણ પ્રભુના દેહ પર પડી ન શકે અહીં મેઘમાળી કમઠના બળનો હેડો આવ્યો તેની શક્તિનું દેવાળું નિકળ્યું પરાજય પામી દેવ મેઘમાળી આરંભેલ કાર્યને સંકેલી લઈ, સ્વ સ્થાનકે પાછો ફર્યો ધરણેંદ્રના ઉપાલંભથી તેને ભાન થયું કે પોતે ત્રણ જગતના નિસ્તારણ બંધુ સમાન પ્રભુ પર ઉપસર્ગ કરવામાં તીવ્ર પાપ સેવ્યું છે એટલે સહજ પશ્ચાત્તાપ રૂપી અગ્નિથી એનું અંતર જળવા લાગ્યું. એટલા પુરતો એનો લાભજ થયો

દુઃખોના ડુંગરા વટાવી પ્રભુશ્રી સદૈવકલ્યાણ વર્તતા દુર્ગમાં પ્રવેશી ચુક્યા અપૂર્વ એવા કેવળજ્ઞાનની તેમને પ્રાપ્તિ થઈ ત્યારથી જ

સત્ય ઉપદેશ વારિથી સર્વ જગતને સિંચન શરૂ કર્યું. તેઓશ્રી એવા શુભકર્મી હતા કે આગળે ભારતવર્ષમાં એમણી યશ કીર્તિ પ્રસરી રહી વિધર્મીઓ જૈન શાસન કિંવા જૈન ધર્મને તેમના નામથી ઓળખાવા લાગ્યા તેમની મૂર્તિઓ અસંખ્યાતીત ભરાઈ, જુદા જુદા સ્થાનકે પ્રતિષ્ઠિત થઈ હજાર અધિક આઠ નામથી તેઓ પ્રસિદ્ધિને પામ્યા વીતરાગ એવા તેઓશ્રીના અતરમા નતો ધરણેંદ્ર પર રાગ હતો કે નતો કમઠ–મેઘમાળી પર દ્વેષ હતો ઉભય પર સમાન ભાવ છતા જનતામા તેમની ચમત્કૃતિ વધી પડી. ભક્ત એવા ધરણેંદ્ર–પદ્માવતી માનતાના પૂરક બન્યા એટને ચમત્કાર ત્યાં નમસ્કાર વરી પડ્યો.

જેમના શાસનમા અત્યારનો જૈન ધર્મ કિંવા જૈન સઘ ગણાય છે એ ચોવીશમા ચરમજીનનું નામ શ્રી વર્ધમાન સ્વામી, વર્તમાન જૈન જનતાના એ નિકટ ઉપકારીને વિદ્યમાન જૈનાગમના તે આદ્ય પ્રરૂપક–ક્ષત્રીયકુંડનગર એ તેમની જન્મભૂમિ–સિદ્ધાર્થભૂપને ત્રીશલા રાણીના એ પુણ્ય શ્લોક પુત્ર. તેઓશ્રીના ગર્ભમા આવ્યા પછી દરેક પ્રકારે રાજ્યની મંદિરમા વૃદ્ધિ થતી ચાલી એટને નામ સ્થાપન કાળે એ હેતુ ધ્યાનમા રાખી વર્ધમાન કુવર એવુ અર્થસૂચક નામ રાખ્યુ સુવર્ણ વર્ણી કાયા વાળા પ્રભુશ્રી દ્વિતિયાના ચદ્ર સમ વધવા લાગ્યા તેમનુ જીવન જરા વિસ્તારથી જોવાની જરૂર છે કેમકે વર્તમાન જૈન જનતાનુ એ કેદ્રસ્થાન છે

શ્રી ઋષભદેવને સમક્તિ ફરસ્યા પછી તેરમે ભવે જીનત્વ પ્રાપ્ત થયુ શ્રી શાન્તિજીનને બાર, શ્રી અરિષ્ટનેમીને નવ, શ્રી પાર્શ્વનાથને દશ અને શ્રી વર્ધમાનને સત્તાવીશ એ સિવાયના તીર્થંકરોને ત્રીજે ભવે મર્યનિષ્પત્તિ થઇ છે એ ઉપરથી ચરમજીનનુ ભવ ભ્રમણ સવિશેષ છે તો તે તરફ ઉડતી નજરે ફેરવી દઇએ. તે જાણવાથી તેમના અંતિમ જીવનના અંકોડા મેળવવા સુગમ થઈ પડશે,

નયસાર નામા ગ્રામ્યપતિનો ભવ એ સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપકાળ સામાન્ય દયા અને નહિં જેવું જ્ઞાન આમ છતાં સરળ હૃદય ખરૂં એટલે ભૂમિ શુદ્ધ. એકદા વનમાં કાષ્ટ લેવા નયસાર ગયેલ ત્યાં આકસ્માતિક રીતે વિખુટા પડેલા એક સાધુ મહાત્માનો એને યોગ થયો. ભોજનવેળા હતી એટલે નયસારે આહાર વાપરી લેવા વિનતી કરી અને ભાવપૂર્વક મુનિને આહાર વહોરાવ્યો. આ રીતે સુપાત્રદાનથી મહાપુણ્ય ઉપાર્જન કર્યું. એમાંથી પરિવારી મહાત્માની સાથે જઈ એમના સાથ ભેળા કર્યા. પરોપકારી સંત છુટા પડતા આ ભાદ્રિક જીવને કહ્યું—

ભાઈ, ત્હું મને દ્રવ્ય માર્ગ દેખાડ્યો તો હું ત્હને આત્માનો ભાવ માર્ગ બતાવું એમ કહી નમસ્કારરૂપ મહામંત્ર ત્હને સમજાવ્યો. નિર્ગ્રંથ એવા સાધુજી પ્રત્યે મૂળથી જ નયસારને બહુમાન ઉદ્ભવ્યું તો હતું તેમાં અજબના મહામંત્રની પ્રાપ્તિ થવી એટલે કુદરતી રીતે અણગાર પ્રત્યે હજુ ન પૂર્ણભક્તિથી વધ્યું. અંતરંગે વિચાર દીધું. એટલે આવર્તન એનું ચિંતન મનન ચાલુ રહ્યું અર્થાત્ સમ્યક્ત્વ લાધ્યું. કાળક્રમે નયસાર જીવ બીજા ભવમાં દેવપણાની રિદ્ધિ પામ્યો. ત્રીજો ભવ એટલે શુભાશુભનો સંયોગ કિંવા કીર્તિના શિખરથી ભવસાગરના ઊંડા ગર્તામાં પતન રૂપ કાળ! શ્રી ઋષભેશ્વરના જગપ્રસિદ્ધ વંશમાં ચક્રી ભરતેશ્વરને ત્યાં પુત્ર પણે જન્મ. મરિચી એનું નામ પાડ્યું. બાલ્યકાળથીજ નિવૃત્તિ માર્ગની અભિલાષા. પ્રથમ જીનના શાસનમાં મરિચી સાધુ થયા. આમ અંતરના ઉજળા વેગે સંસારના વિનાશીને ઠોકર તો મારી છતાં મુનિજીવનના અસિધાર સમા નિયમો આકરા લાગ્યા. કાયા યંત્ર માફક કામ કરી ગઈ છતાં મન નબળો. પોકારી ઉઠ્યું એટલે ત્રિદંડી વેશનો પ્રાદુર્ભાવ થયો. મુનિ એવા મરિચીને જેમ ઘેર પાછા ફરવું ઉચિત ન લાગ્યું તેમ સાધુ જીવનમાં દંભ ચલાવવો ઠીક ન લાગ્યો. પોતાની શિથિલતાને ધ્યાનમાં રાખી તેના ચિન્હ સૂચક ઉક્ત નવા વેશની રચના કરી.

વિચરવાનું તો પ્રભુશ્રીની સાથેજ રાખ્યું તે ધર્મના જીજ્ઞાસુને પ્રભુની નો ધર્મ સમજાવતા, પોતાની અશક્તિ જાહેર કરતા, અને દિક્ષાના પિપાસુને શ્રી ઋષભજીન પાસેજ મોકલતા.

એકદા ભરત રાજે પ્રભુ મુખથી સાંભળ્યું કે મરિચીનો આત્મા આ અવસર્પિણીમાં કાળમાં ચરમજીન શ્રી વર્ધમાન તરીકે થશે વળી તેજ આત્મા મહાપુરીમાં (મહાવિદેહ) ચક્રવર્તી અને આ ભારતવર્ષમાં પ્રથમ વાસુદેવ પણ થશે.

ગુણગ્રાહી ભરતરાજ પાછા ફરતા મરિચી પાસે આવ્યા ને પ્રદક્ષિણા દઇ વંદન કરવા લાગ્યા કે—

'હે મરિચી દુનિયામાં જે સર્વોત્કૃષ્ટ પદવીઓ ગણાય છે તે સર્વનો તું ભોક્તા થશે એ ત્હારૂં સત્વ અપૂર્વ છે આમ છતાં હું જે ત્હને વંદન કરી રહ્યો છુ તે નહિં કે ત્હારા આ ત્રિદંડીવેશને, કિંવા નહિં કે ત્હારી ભાવિકાળની એ પદવીઓને ! તું ચક્રીને વાસુદેવ થશે એથી મને કંઇ સબંધ નથી, પણ ભાઇ તું શ્રી મહાવીર નામે આ ભરતભૂમિમાં અંતિમ જીન પણ થઇશ હું ત્હારા એ સ્વરૂપને ઉદ્દેશી નમન કરૂં છું નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ નિક્ષેપે જીન વંદન થઇ શકે છે એ નિયમે હું વાંદી રહ્યો છું" પછી ચક્રી તો વિદાય થયા પણ આ મધુ શ્રવણ કરનાર મરિચીનો જીવ ઝાલ્યો ન રહ્યો.

જ્યારે પિતાશ્રી તત્વની ઉંચી ભૂમિકા પર ઉભા રહી, ભાવ નિક્ષેપાનું-આત્માની આંતરિક જ્ઞાનું-બહુમાન પ્રતિપત્તિ (પ્રણામ) દ્વારા કરી રહ્યા હતા ત્યારે ભાઇશ્રી મરિચી કુલીનપણાની ઉત્તમતાના વિચારમાં તન્મય બની કોઇ જૂદી જ દિશામાં જઈ રહ્યા હતા ! જે પરિસ્થિતિથી ભરતચક્રીના કર્મો નષ્ટ થતા તે જ પરિસ્થિતિએ મરિચીને નવા કર્મોનું મંગલ-સ્થાન બનાવ્યો આત્મ પરિણતિ પર કર્મ-બંધનનો આધાર છે તે યથાર્થ છે આત્મા નિમિત્ત વાસી છે એ સાચું છે

મરિચી વિચારે છે કે અહો મારું કુળ કેવું ઉત્તમ ! અરે એની ઉચ્ચતા તો વર્ણનાતીત છે કેમકે એ ઇક્ષ્વાકુવંશમાં અરે એ નાભિ વંશમાં મારા દાદા એવા ઋષભદેવ એ આ અવસર્પિણી કાળમાં થનાર ચોવીસ તીર્થંકરોમાંના પ્રથમ તીર્થપતિ ! મારા પિતા એવા ભરતરાજ એ ચક્રવર્તી રૂપે હાલ્રીના પહેલા ચક્રી અને તેમનો પુત્ર હું આ ભારતની માતાના કંઠમાં શોભતી નવસેરી માળાના મણિઓ તુલ્ય વાસુદેવમાંનો પ્રથમ વાસુદેવ ! ધન્ય છે તે વંશને કે જેમાં આવા ઉત્તમ કોટિના આત્માઓ જન્મ ધારણ કરે છે અરે દૂર જવાની શી જરૂર છે ? જુઓને મારે જ એ ત્રણ પદ્વીઓનો ભોગ લખાયેલો છેને ! વાસુદેવ ચક્રવર્તી અને તીર્થપતિ રૂપ આ વિશ્વમાં મનાતી મહાન્ પદવીઓનું ત્રિક મને પ્રાપ્ત થવાનું ખરેખર મારી કુલીનતાની તોલે કોઈ આવી શકે તેમ જ નહિં. મારા સરખુ ઉચ્ચ કુલીનપણું ભાગ્યે જ કોઈને પ્રાપ્ત થયુ હશે !

આ સાધારણ પ્રકારની વિચારણા ન હતી પણ 'હું પણાનો' અભિમાન હતો તેથી જ્ઞાનીપુરુષો કહે છે કે મરિચીએ કુળનો મદ કરી અહીંજ નીચગોત્ર કર્મનો દારૂણ બંધ બાંધ્યો જેની તીવ્રતા એટલી ઉગ્ર હતી કે ભોગવતા અનેરા ગ્હેન દરિયા ખુદ તીર્થંકર ભવમાં પણ ઉદય આવ્યા તેથી જ જ્ઞાનીઓ 'બંધ સમયે' ચેતવાનું કહે છે

આગળ ચાલો કર્મ સારના સખત ફટકાની વાત તો હજુ હવે આવે છે ત્રિદંડી મરિચીએ સાધુઓ સહ વિહરતો ચાલુ રાખ્યો હતો પણ ચારિત્રમાં શિથિલ હોવાથી એ સાધુ મહાત્માઓ તેમની કોઈ પ્રકારની શુશ્રૂષા કરી શકે તેમ નહોતું આવી સ્થિતિમાં એકદા મરિચી માંદા પડી ગયા ત્યારે તેમને પોતાની શુશ્રૂષા કરે તેવા એક શિષ્યની આવશ્યકતા જણાઈ આવી આમ છતાં સાજા થતા એકવે પેલી વાત સ્મૃતિપટમાંથી ભુંસાઈ પણ ગઈ અને બોધનું કાર્ય પૂર્વવત્ ચાલવા લાગ્યુ ધર્મ તો પ્રભુના માર્ગમાં છે એ દષ્ટિબિંદુ હજુ પર્યંત અણુવિસર્યું હતુ

પણ ભવિતવ્યતાએ બાજી પલટી, રાજપુત્ર કપિલનો અચાનક યોગ મરિચીને થયો. તત્ત્વની વિચારણા ઉભય વચ્ચે શરૂ થઈ. કપિલને સંયમના ભાવ થયા એટલે મરિચીએ ત્યાગીઓના દર્શાવી પ્રભુના પંથમાં જવા સૂચવ્યું. પણ આ તામસી સ્વભાવી રાજપુત્ર એકદમ માને તેવો નહોતો, એણે સામો પ્રશ્ન કર્યો—'ત્યારે શું તમારા માર્ગમાં સર્વથા ધર્મ નથી જ ?'

અણીનો સમય આવી પહોંચ્યો. ખરી કસોટીની પળ! એ ઉત્તર ઉપર જ ઘોર વાદળ ઘેરાયું, મરિચીને યાદ આવ્યું કે મારે એક ચેલાની અગત્ય હતી તેવો આજે આ મળી ગયો. લાલચમાં ફસાઈ હોણહારે લક્ષ્ય ચૂકાયું. જવાબમાં 'અહીં પણ ધર્મ છે અને ત્યાં પણ ધર્મ છે' એવું મિશ્ર વચન કહ્યું. જ્ઞાનીઓ કહે છે કે—એ ઉત્સૂત્ર વચન કહેવાય. એટલે કોટાકોટિ પ્રમાણ સંસાર ભ્રમણ એથી વધ્યું. વાત સમજવા જેવી છે કે પ્રભુજીના સમયમાં થયેલા નયસાર જીવ ( મરિચી ) ને એટલું બધું ભમવું પડ્યું કે જે ગાળામાં બીજા બાવીસ તીર્થંકર થઈ ગયા. એટલે કે સંયમ માર્ગરૂપી, શિવ સુંદરીના પ્રાસાદની ચાવી હાથ આવ્યા છતાં પ્રમાદવશથી એને એવી રીતે ગુમાવી દીધી કે જે સત્વર હાથ લાગી જ નહિ.

મરિચી કાળ કરી દેવ ઋદ્ધિના ભોક્તા થયા, પછી તો જે નવીન વેષના એ નિર્માતા હતા, જેના પર એમની મૂર્છા હતી તેની એમણે પ્રાપ્તિ થવા માંડી. પાંચમા અને છઠ્ઠા ભવમાં દ્વિજ કુળમાં જન્મી પ્રાંતે ત્રિદંડી થયા ને ચિરકાળ પર્યંત એ સાધનામાં રક્ત રહ્યા. સાતમો દેવભવ કરી પાછા આઠમામાં એજ દ્વિજ ને એજ ત્રિદંડીકપણું! એનો ક્રમ નવમાથી પંદરમા સુધી ચાલુ રહ્યો! અહીં જોવા-સમજવાની વાત એટલી જ છે કે જે પર મૂર્છા-વાસના ચોંટી તેની પ્રાપ્તિ પુનઃ પુનઃ થયા કરે છે. વળી ત્રિદંડી જીવનમાં કષ્ટ ને અજ્ઞાનતપ ઓછાં નથી આચરતાં પણ એની ફળ પ્રાપ્તિ પાંચમા દેવલોકથી આગળ નથી જઈ

શક્તિ, એથી જ જ્ઞાનપૂર્વકની કરણીના મૂલ્ય જ્ઞાનીઓએ વધારે દર્શાવ્યા છે અસ્તુ

સોળમા ભવમા વિશ્વભૂતિ નામા યુવરાજ પુત્ર થયા કર્મના પાતળા પડવાથી કિંવા સંચિત કરેલી વાસના ઘટવાથી—અંતરાય કર્મ તૂટવાથી—અતિ મજાન્ય દશાવાળા વિશ્વભૂતિએ ભાગવતી દીક્ષા લીધી. માસખમણ જેવા તીવ્ર તપથી કર્મ ઇંધનને બાળનારે જેમનુ શરીર તપનગીને શુષ્ક પણાને પામ્યુ છે એવા તે તપસ્વી, પારણે એક વેળા મથુરામા ગોચરીએ જઈ રહ્યા હતા. અચાનક દોડતી ગાયના ધક્કાથી ભૂમિ પર પડી ગયા બન્યુ એમ કે તેમનો જ પિતરાઈ ભાઈ વિશાખનંદી ત્યા લગ્નમા આવેલો તેને આ નજરે દીઠુ તરત જ તેની સ્મૃતિમા સંસારાવસ્થામા વિશ્વભૂતિએ માત્ર એક મુષ્ટિપ્રહારથી આખાયે કોઠના વૃક્ષના કોઠા નીચે પાડેલા તે બળવાન દશા તાજી થઈ એટલે એને હસવુ આવ્યુ સહસા બોલી જવાયુ કે—તમારુ તે શૌર્ય ક્યા ગયુ?

બસ! પાછી પરિસ્થિતિ બદલાઈ ગઈ! પુનઃ એકવાર આંતર યુદ્ધમા કર્મ રાજનો વિજય થયો તપસ્વી, ભાવના ભંગે સ્વધર્મ ભૂલ્યા! '**क्षमा वीरस्य भूषणम्**' રૂપ સુલેખ વિસરી જઈ, ગર્વે ભરાણા તપનુ અજીર્ણ ક્રોધ કહેવાય છે તેના પાશમા પડ્યા અહિંસાના હીરા મટી વૈરના શોધક બન્યા લાગલાજ ગાયને પકડી પાડી શીગડા પકડી તેને આકાશમા ભમાવતા સ્વ પરાક્રમની પ્રતીતિ કરાવવા લાગ્યા એટલુ અધૂરૂ હોય તેમ પાછુ આ તપના અતિ બળવાન થવાનુ નિયાણુ કર્યુ સમજુ છતા ભાન ભૂલી મૂઢ બન્યા ને એ રીતે કાચના ટુકડા માટે હાથમાં આવેલ ચિંતામણી રત્ન ગુમાવી દીધુ કિનારે આવ્યા ન આવ્યા ત્યા તો પાછા ભર સમુદ્રે તણાયા! એ જ ભાવિ! કરેલ તપ નિષ્ફળ જતોજ નથી. સત્તરમે ભવે મહાશુક્ર દેવલોકે દેવ થયા ને નિયાણાના પ્રતાપથી અઢારમા ભવમા પોતનપુર નગરમા પ્રજાપતિ રાજાને ઘેર કે જેમણે રૂપથી મોહ પામી સ્વપુત્રી મૃગાવતીને

પોતાની ભાર્યા બનાવી હતી, તે મૃગાવતીની કુક્ષિએ પુત્ર પણે અવતર્યા, માતાએ સાત સ્વપ્નો જોયા હતા એટલે ને ગર્ભનો જન્મ પ્રથમ થયેલ હોવાથી આ પુત્ર વાસુદેવ થશે એવા નિમિત્તકોના વચન ખરા થયા. પુત્રના લક્ષણ પારણામાંથી જણાય' એ ઉક્તિ અનુસાર વાસુદેવ ત્રિપૃષ્ટ બાળપણાથી પરાક્રમો દેખાડવા લાગ્યા એ વાત ઉડતી અશ્વગ્રીવ નામા પ્રતિવાસુદેવના કર્ણપર પહોંચી. રાજ્ય સંપત્તી એની કરતા જેના પગીયા પણ મજબુત થઈ ચુક્યા છે એવા તે રૂઢ રાજવીને શંકા થઈ કે આ બાળ ત્રિપૃષ્ટ મારું આધિપત્ય ખુચવી તો નહિં લે! ત્યારથીજ તેને મારવાના ઉપાયો લેવા માંડયા, પણ દૈવને તે મંજુર ન હોવાથી સર્વે પ્રયાસો વિફળ નિવડ્યા 'ભાવ ખોટે ને ભોગિ ભોગવે' એ કહેતી અનુસાર આખી જીન્દગી સુધી મહેનત કરી રાજ્યઋદ્ધિ સંપાદન કરી, જ્યા પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ શાંતિથી ભોગવવાનો વિચાર કરે છે ત્યા તો શાશ્વત કાનુનની અટલતા ઉપસ્થિત થાય છે અને વાસુદેવના હસ્તે પંચત્વ પામે છે એ રીતે ત્રિપૃષ્ટ અર્ધ ભારતનો સ્વામી બને છે એ વેળા એની સત્તાનો ડંકો સર્વત્રથી નગારે વાગી રહે છે, મનમાન્યા ભોગો ભોગવતા એ નિયાણુ કરનાર આત્મા આરંભ સમારંભ પ્રતિ કે કર્તવ્યાકર્તવ્ય તરફ અથવા તો પુન્ય પાપ સામે જરાપણ દ્રષ્ટિ કરતો નથી. સ્વચ્છંદી જીવન ગાળે છે અને અત્યારે નાસ્તિવાદી વાપરે છે તારો તો તેની જિહ્‌વાના ટેરવે રમતો હોય છે!

એક પ્રસંગ લઈએ. શય્યાપાળે સંગીત રસમા લીન બની વાસુદેવ નિદ્રિત થતા છતા વાદ્યવાદન ચાલુ રખાવવારૂપ કાર્ય કરી, આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અચાનક ત્રિપૃષ્ટ જાગી ગયા આ કાર્ય જોતાજ શય્યાપાળ પર તેનો ક્રોધ અમાપ વધી રહ્યો. પોતાની 'આજ્ઞાનો ભંગ' એ એના મન એટલો મોટો ગુન્હો થઈ પડ્યો કે ઉકળતુ સીસુ શય્યાપાળના કાનમા રેડાવી બદલો લીધો અર્થાત્ મરણાંત શિક્ષા કરી.

ટુંકમા કહીએ તો નિકાચિત કર્મ સત્તરમા વાસુદેવના ભવમા કર્યો.

એટલે ૧૯ મા ભવમા મરિચી જીવ સીધો સાતમી નર્કમા ચીમાર્યો બાંધેલ કર્મોના પરિપાક ભોગવવા અર્થે સચર્યો તેત્રીશ સાગરોપમ જેવા અતિ લાબા કાળ પર્યંત અસ્થ્ય વેદનાનો અનુભવ કરી, વીસમા ભવમા તિર્યંચ જાતિમા સિંહપણે ઉપન્યો ત્યાથી ચોથી ર્કમા જવા રૂપ એકવીશમો ભવ

બાવીશમા ભવમા મનુષ્યત્વ મેળવી શુભ ક ણી કરી તેથી ત્રેવીશમા ભવે મૂકા નગરીમા પ્રિયમિત નામા ચક્રવર્તી થતા પ્રાંતે શ્રીપોટિલાચાર્ય પાસે પ્રવજ્યા લીધી તીવ્ર તપ તપ્યા કોટિવર્ષનો દિક્ષા પર્યાય પાળ્યો ત્યાથી કાળ કરી મહા શુક્ર વલોકે દેવ થયા

હવે નયસાર કે મરિચી જીવનો ઉત્ક્રાંતિ સમય આવે છે પ્રથમની સામાન્ય કક્ષામાથી એકદમ ભેગ્યથી તે આગળ આવ્યો પણ સયમનો ૧ગ ચોળમજીઠ સદશ ન હોવાથી તીર્થંકરનો ગોત્ર મલ્યા છતા કાર્ય સિદ્ધિ ન થઈ અને કર્મ પ્રપચમા એવી વિચિત્ર રીતે વિંટાયો કે એ ચક્રાવાથી ક્રમે કરી છેડો હાથ ન આવ્યો એમાં તો ઘણો કાળ વ્યતીત થયો ત્યા પુન એ પૂનિત માર્ગની પ્રાપ્તિ થઈ પણ ગર્વે હણાઈ નિયાણુ કરી ફરીથી પરાધિન દશા વહોરી લીધી. આ પછી તો કર્મરાજે અતિ રૂણ બોધપાઠ શિખવાડતા આત્મા અનુભવની વેદી પર બરાબર ઘડાયો, એટલે એની શુદ્ધ કેળવણે આવી, તેથી જ ચક્રીભવમા અધિકાર પ્રાપ્ત થતા છતા એની મમતામા લીન ન બની બેઠો સ્વમાર્ગ નિષ્કટક કરવા કમર કસી તીવ્ર તપરૂપી કૃપાણ હાથમા લીધી પચીશમા નન્દ શ્રેષ્ઠિ ભવે તેનો બરાબર ચમકારો દેખાડી દીધો આત્માની અમાપ શક્તિનું દર્શન કરાવ્યુ માસક્ષપણો કરી વીશ સ્થાનક તપની આરાધના પણ આ ભવમા જ કરી. એક લાખ વર્ષ પર્યંત નિરતિચારપણે દિક્ષા પાળી ને તીર્થંકર નામકર્મ

નિકાચિત કર્યુ અવસાન કાળે જે સલેખના પૂર્વક સમાધિ સાધી તે આજે પણ રોમાચ ખડા કરે તેવા ઉંડા રહસ્ય વાળી લાગે છે

દશમા પ્રાણત કલ્પમા દેવપણાની રિદ્ધિ પામ્યા એ છવીશમે ભવ, આ રીતે શ્રીમહાવીર પ્રભુના પૂર્વ જન્મોમા આપણે ડોકિયુ કરી ચૂક્યા પ્રારભમા નયસાર, સરળ ગામડીઆના જીવનમાથી ઉત્તમ નિમિત્તના યોગથી એમ્હમ રની ઉત્ક્રાન્તિ કરે છે તે આપણે એના મરિચી જીવનમા જોયુ આમ છતા એ પ્રગતિમા ઉડે સમ્યક્જ્ઞાન ઉચિત પ્રમાણમા ન હોવાથી કાટો દેખતા જ આત્મા શિથિલતાનુ શરણુ લે છે, અને પછી તો એક પગનુ ચુકનાર જેમ ગબડવા માડે તેમ ગર્વ, કુલીનતા અને ઉત્સુત્ર પ્રરૂપણાના ભયકર વટોળીયામા અટવાય છે કર્મના અચલ સિદ્ધાન્તમા ચક્રીપુત્ર કે તીર્થંકર પૌત્રની જરા માત્ર મ્હે કામ લાગતી નથી એટલે બધન પછી પરિપાકનો કાળ આવતા જે સ્થિતિ થાય છે તે આપણે જોઈ જ્યા પ્રવ્રજ્યા સ્વીકારી કઈક ઉપર આવવા યત્ન વિશ્વભુતિ ભવમા આરભે છે ત્યા તો અભિમાન અસવાર થઈ પુન નિયાણાના બધનરૂપે પાછો ભવઅટનના અગાધ ગર્તામા હડસેલે છે આમ બરાબર ટીપાતા, કુટાતા, જ્યારે તે આત્મા તપ તપીને, જ્ઞાન સુધાનુપાન કરીને, સમતા રસના ઘુટડા ગળી જઈને, બાહ્ય શત્રુઓમાથી મન ખસેડી લઈ, ખરા એવા અભ્યતર રિપુઓની સામે બાથ ભીડવામા રતાથી રોકાય છે ત્યારે જ રખડપટ્ટીમાથી તે ઉચો આવી સત્યના દર્શન કરે છે પછી જ એની સાધનામા પૂર્ણપણે મડી જાય છે સ્વપરના કોયડા ઉકેલવા માડે છે અને નન્દન ભવમા એને સપૂર્ણ પ્રતિતી થઈ જાય છે કે હવે જ મને ખરો માર્ગ લાધ્યો છે' અને સાથે સમજી લે છે કે હજુ મારે અરિહતની વિસ્તૃત છાવણીમા ચઢીને મારો માર્ગ કાપવાનો છે છતા અતર સાક્ષી પૂરે છે કે એ કરી શકવા જરૂર હું શક્તિવાન થઈશ આમ સુખ દુ ખના ચક્રે ચડેલ નયસાર, ગ્રામ્યવાસી છતા આત્મબળે

ફરતો આગળ આવી ગયો અને સત્તાવીશમા ભવે ક્યા પધાર્યા તે હવે જોઈએ

દશમા સ્વર્ગમાથી નયસાર જીવ સત્તાવીશમા ભવે ભરતક્ષેત્રમા આવે ॥ બ્રાહ્મણ કુ૦ નગરવાસી ઋષભદત્ત દ્વિજને ઘેર, ભાર્યા દેવાનદાની કુક્ષિમા ચવ્યો યાને ગર્ભપણે ઉત્પન્ન થયો નીતિકારોએ પઠનપાઠનના નિયમો અનુસરી ચારવર્ણમા બ્રાહ્મણ જાતિને અગ્રપદ આપેલુ છે છતા સ્વભાવ પર લક્ષ આપતાં એ ક્રમ ફરવેલો છે એટલે પ્રાયે એ જાતિનો માગણ સ્વભાવ મનાય છે એનામા ક્ષાત્રતેજ કે સ્વાશ્રય ઓછો દેખાય છે એથી ધર્મપ્રવર્તકોમા નેતૃત્વ ક્ષત્રિય જાતને ભાગે જાય છે કહેવામા આવ્યુ છે કે બળદેવ વાસુદેવ ચક્રવર્તી કે તીર્થંકર જેવા શ્લાઘનીય પુરૂષોનો જન્મ ઉચ્ચ મનાતા ક્ષત્રિય કુલોમા જ થાય છે,' તો પછી નયસાર જીવ કે જે આ ભવમા શ્રીમહાવીર તરિકે ચરમજીન થવાના છે તેઓનુ આગમન દ્વિજગૃહે કેમ ? સિદ્ધાંતકારો તેનો તોડ આણતા કહે છે કે તે જીવે મરિચી ભવે કુળમદ કરી જે નીચગોત્ર કર્મ ઉપાર્જન કર્યું હતુ તેનો અવશેષ વેદવો બાકી રહ્યો હતો જેથી તેમનો ક્રમ ધોરી માર્ગથી વિપરીત થયો નાચીકુદીને તીવ્રતમ કર્મ બાધવાથી આવેલી હદે એનો વિપાક ભોગવવા પડે છે ! એમાં આ ભોગ કેવળ બ્યાશી અહોરાત્ર વેઠવાનો હતો વળી સિદ્ધાન્તિકો ॥ મત મુજબ તીર્થંકર આદિ મહાપુરૂષો કર્મવશાત્ બ્રાહ્મણ આદિ માગણ કુળોમા ગર્ભપણે ઉપજે છે છતા તેમનો જન્મ એ ઘરોમા થતો નથી કેમકે શક્રેન્દ્રનો એ આચાર છે કે આવા સજોગોમા તે ગર્ભની ફેર બદલી કરે છે જ્યારે આવો બનાવ બને છે ત્યારે વિશ્વપર એ આશ્ચર્ય તરિકે મનાય છે વારે ઘડીએ આવા આશ્ચર્યો ઉદ્ભવતા નથી એ તો અનતા કાળે એકાદ વાર બની જાય દેવેન્દ્ર શક્તિ પ્રભાવે આ કાર્ય એવી રીતે કરી દે છે કે સામાન્ય પ્રજ્ઞાવત માનવીના જાણ્યામા પણ એ આવતુ નથી વળી ગર્ભની બદલી જેવુ કાર્ય

અતિ મહાભાગ્ન નથી, આજે પણ નિષ્ણાત ચિકિત્સકો સાધનો વાગ તે વિનાગેથે કરી શકે છે

અત્રે કહી લેવુ ઉચિત છે કે કેટલાક લેખકો, સ્વબુદ્ધિના ગૌરવમા વિહરી આ ગર્ભ હરણમા તેમજ બીજા કેટલાક પ્રભુશ્રીના જીવન સાથના પ્રસંગમા શ્રદ્ધા ધરતા નથી અને તેને કલ્પિત કહેવા તૈયાર થાય છે, એમા તેઓની ઉતાવળને જ પકડી જ તરી આવે છે કેમકે આ વસ્તુઓ જો જૂદા જૂદા દૃષ્ટિબિન્દુઓથી વિચારવામા આવે તો અન્ય ગમ તરે તેવી છે એમા અતિશયતા જેવુ કઈ જ નથી કર્મની શક્તિ અચિંત્ય છે અને એ નિયમે પુદ્ગલમા અનન્ય શક્તિ છુપાયેલી છે વિજ્ઞાન દ્વારાજ તે દ્રષ્ટિનો વિષય થઈ શકે છે વળી પૂર્વકાળના ભવભીરૂ ને અનુપમ પ્રભાવી ભદ્રબાહુ સ્વામી સિદ્ધસેનજી, હરિભદ્રસૂરિ, હેમચંદ્રસૂરિ જેવા અગ્રગણ્ય મહાપુરૂષો એ વાત સ્વીકારે છે તો પછી આપણા સરખા તુચ્છ બુદ્ધિ જીવો માટે શ્રદ્ધેય હોય તેમા આશ્ચર્ય જેવુ છે પણ શુ ! બસો વર્ષ પૂર્વેના માનવીને કોઈએ એમ કહ્યુ હોત કે મુંબાઈ બેઠા અમદાવાદમા રહેનાર સાથે વાતચિત થઈ શકે છે તો તે વખતે શુ એ ખરૂ માનત ? આજે આપણે નજરોનજર એ બનતુ અનુભવી રહ્યા છીએ એ ન્યાયે કેટલી બાબતો જે આજે આપણી કલ્પનાનો વિષય લાગે તે એ વેળા સહજ હોય. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવના પરિવર્તનમા કઈ પણ અશક્ય જેવુ નથી

ક્ષત્રીકુંડ નગરના સ્વામી સિદ્ધાર્થની રાણી ત્રીશલા દેવીની કુક્ષીમા બાળનો સમય વ્યતીત કરતા અવધિજ્ઞાન યુક્ત રહ્યા એ દરમીઆન માતાનો પોતા પ્રત્યે અસીમ સ્નેહ જોઈ ભક્તિથી આત્માર્દ, વળી બીજા સંતાનોને જનેતા પ્રત્યે ભક્તિવંત થવા રૂપ ઉદાહરણ પુરૂ પાડવા માતાપિતાની હૈયાતિમા સંયમ ન સ્વીકારવો એવો અભિગ્રહ લીધો આ પ્રતિજ્ઞા કરવામા ચારિત્ર માટે ભાવની ખામી હતી

માતા-પિતા એ સમયે સ્વર્ગે સિધાવ્યા. પ્રભુ પણ સ્વધ્યેય સિદ્ધ કરવા સારૂ ઉત્સુક થયા. વડીલ ભ્રાતા નંદીવર્ધનની અનુજ્ઞા માગી. ભાઈએ માતા-પિતાના વિરહરૂપ તાજા શોકનું નિમિત્ત આગળ ધરી બે વર્ષ થોભી જવા સુચવ્યું. આદેશ મસ્તકે ચઢાવી શ્રી વર્ધમાન સાધુ જીવનના ધોરણે પાર ન પડતા હોય તેવું વર્તન આચરતા ગૃહ મહેલના એક એકાન્ત ભાગમાં આરંભ સમારંભથી હાથ ધોઈ નાખી, અનોખું જીવન ગાળવા લાગ્યા. વર્ષ પૂર્વે દાન દેવાનું શરૂ કર્યું. પ્રાતઃ કાળથી શરૂ થતો આ દાન વિધિ એક પ્રહરસુધી ચાલતો. એક પણ યાચક ખાલી હાથે પાછો ફરતો નહિં. મહાપુરૂષોની કરણી સૌને સંતોષનારી હોય છે. વર્ષાન્તે પ્રવ્રજ્યાના દુંદુભિ ગગડ્યા. દેવો અને માનવીઓ ટોળાબંધ ઉભરાયા. શ્રી વર્ધમાન કુંવર ભ્રાતા નંદીવર્ધન ભગિનિ સુદર્શના પત્નિ યશોદા, પુત્રી પ્રિયદર્શના જમાતુ જમાલિ અને દૌહિત્રી શેષવતીમાં રહ્યા સર્વ સ્નેહ લગ્નને સર્વથા તિલાંજલી આપી આગારપણું તજી અણગાર બન્યા. વિભાવ દશામાંથી આત્માને સ્વભાવ તરફ વાળવા લાગ્યા. શ્રી સિદ્ધ ભગવાનની સાક્ષીએ જાવજ્જીવ સુધીનું ત્રિકરણ શુદ્ધ સામાયિક ઉચ્ચાર્યું. આ સમયે તેઓશ્રીને મનઃ પર્યવ નામા ચોથું જ્ઞાન ઉપજ્યું.

પંચમુષ્ટિ લોચ કરી ઇંદ્ર દત્ત દેવદૂષ્ય વસ્ત્રને ખભે ઠવી મુનિ, એવા શ્રી વર્ધમાન તરત જ ત્યાંથી ચાલી નિકળ્યા. દિક્ષા સમયના દેહપર ગોશીર્ષચંદન અને સુગંધી દ્રવ્યો હજુ તાજા હોવાથી એની વાસથી ખેંચાઈ આવી ભ્રમરો પ્રભુના શરીરે ડંખ દેવા લાગ્યા. જ્યારે સુગંધીના અર્થી પુરૂષો પ્રભુ પાસે એની યાચના કરવા લાગ્યા. નારીવૃંદ પણ પ્રભુશ્રીના રૂપમાં લીન બની સૌગંધી યુક્ત દેહલતા નિરખી, સાનુકુળ ઉપસર્ગો ખડા કરવા લાગ્યું. પ્રભુશ્રીએ જે દારૂણ ઉપસર્ગોની શ્રેણી સહી છે તેની શરૂઆત નીચે મુજબ થાય છે. એક સામુદ્રિક સ્વવિદ્યાબળે રેતીપર પડેલા પ્રભુપગલાના ચિન્હો પરથી કોઈ ચક્રવ

રીના પગના માની લઈ ત્યા એને અનુસરતો આવી ચઢીને ગ્યાને અકિંચન એવા પ્રભુને જુએ છે ત્યા તરતજ એને સ્વવિદ્વતા પર અને સામુદ્રિક શાસ્ત્ર પર તિરસ્કાર છૂટે છે પ્રચને પાણીમા બોળવા તૈયાર થઇ જાય છે જ્યા આવા ચિન્હોવાળી વ્યક્તિ ચક્રી થવાને બદલે ફકીરી જીવન જીવતી જોવાય છે ત્યા એ શાસ્ત્રના શબ્દો સાચા શી રીતે હોઈ શકે ? ત્યા તો શક્રેન્દ્ર આવી, શકાનુ સમાધાન કરી, પારિતો ષિક આપી તેને વિદાય કર્યા બાદ પ્રભુ પ્રત્યે ભક્તિભર હૈડે બહુમાન પૂર્વક વદે છે કે-

" હે ત્રિલોકીનાથ, આપને હવે પછી અતિ દારુણ અને મહાન ઉપસર્ગો સહન કરવાના છે, માટે આપ જો અનુજ્ઞા આપો તો હુ આપની પરિચર્યા (રક્ષક) થઈને રહુ "

" ઓ સૌધર્મપતિ ! ભૂતકાળમા બન્યુ નથી, વર્તમાનમા બને તેમ નથી અને ભવિષ્યમા બનવાનુ પણ નથી કે તીર્થંકરો અન્યની સહાયથી સ્વ-કર્મોનો ક્ષય કરી મોક્ષપ્રાપ્તિ કરે તેઓ સામનો કર્યા વગર-અભેજ-અનંત બળ છતા,-સમતાપૂર્વક ઉપસર્ગોની હારમાળા સહન કરીને જ સિદ્ધિની આરાધના કરે છે "

પ્રભુની વર્ધમાનનો આ પ્રત્યુત્તર સાભળી ઇન્દ્ર નમી, ભક્તિની પ્રેરાઈ પ્રભુનો મસીઆઈ ભાઈ કે જેનુ નામ સિદ્ધાર્થ હતુ અને જે અત્યારે વ્યતર દેવપણે હતો તેને પ્રભુની સમિપમા સુશ્રુષામા રહેવાનુ ફરમાવી, સ્વસ્થાને સિધાવ્યા

કર્મની નિર્જરા અર્થે નિરજેતા, શ્રી વીર મૌન રહેવા આદિના કેટલાક અભિગ્રહ ધરી, વારવાર તપ આચરતા ઘણુ ખરૂ કાયોત્સર્ગ મુદ્રામા રહેવા લાગ્યા

એ દા વિહરતા કુમારગામના સીમાડામા કાર્યોત્સર્ગ ધ્યાનમા સ્થિર થયા એક ગોવાળની સામમા જતા બળદની દેખરેખ માટે

પ્રભુપ્રત્યે ભળામણ બળદનું વનમા ચરવા જવુ ગોવાળે પાછા ફરતા બળદો ન જોવાથી આરી ગત વનમા ગમવુ બળદોનુ ચરી પ્રભુ સમય આવી ઉભવુ ચાળીને પાછા ફરતા ગોવાળે બળદોને પ્રભુ પાસે જોતા અને જોતાજ, જાણતા છતા માહિતી ન આપી એવા આરોપસર ' પ્રભુ ઉપર અમાપ ગુસ્સે થઈ ગયા ( જાડી દોરી ) લઈ મારવા દોડવુ ઉપયોગ મૂકતા ઇંદ્ર આ વ્યતિકર જાણી ત્યા આવવુ ને ગોવાળને પાપકર્મથી અટકાવવો આ રીતે ગોપકૃત ઉપસર્ગનુ મઙાણ મોરાક સન્નિવેશમા શૂલપાણિ યક્ષના મંદિરમા પ્રભુનુ કાયોત્સર્ગમા લીન થવુ યક્ષના એક રાત્રિમા ભયંકર ઉપસર્ગો સમતા પૂર્વક સહન કરવા સતને દેખી યક્ષનુ બોધ પામવુ

કનકખળ આશ્રમે ચંડકૌશિક સર્પનો ડસ. રક્તને સ્થાને દુધ નીકળવુ જોતા સર્પનું વિસ્મય થવુ પ્રભુશ્રીનો બોધ. જાતિસ્મૃતિનો ઉદ્ધાર ગંગા ઉતરવા નાવમા બેઠેલા પ્રભુને, વાસુદેવ ભવમા જે સિંહને વિદારેલો તેનો જીવ જે સુદંષ્ટ્ર દેવપણે હતો, તેના તરફથી નાવ બુડાડવા રૂપ ઉપસર્ગ દરમીઆન તરતના ઉપજેલા-જીનદાસ શ્રેષ્ઠિ દ્વારા બળદપણામા ધર્મ પામેના-એવા કંબળ શબળ દેવોનુ આગમન ને ઉપસર્ગનિવારણ વિહરતા એવા શ્રી મહાવીરનુ રાજગૃહીનગરીમા આગમન. પશ્ચાત્ મંખલીપુત્ર ગોશાળાનો મેળાપ. એ જાતે બની બેઠેલા ને કહેવાતા શિષ્યની સાથે વિચરતા પ્રભુને જે અતિ વિડંબનાઓ અનુભવવી પડી છે તેનો, તેમજ સહન કરેલા આક્રોશનો પાર નથી! પણ કર્મને પરાભૂત કરવા નિકળેલા આ મહાત્માએ સમતા ભાવે સહન કરવુ ગેર છે એમ લાગ્યુ ' રૂપ દૃઢ સંકલ્પ કરેલો કે જેથી સુખપૂર્વક તેઓ એ સર્વમાથી પસાર થઈ ગયા તાપસની ઝુંપડી છોડતા જ અપ્રીતિ થઈ પડે તે સ્થાને ન રહેવા રૂપ ને મૌનપણુ જાળવવા રૂપ જે અભિગ્રહો લીધા હતા તેના પાલનમા જ શ્રીવીર તો રમ્ત રહેતા શ્રી કલ્પસુત્રમા આવતા અધિકાર ઉપરથી સહજ પ્રશ્ન થાય કે ગોશાળા સાથે પ્રભુ ઘણીવાર ઓનેના છે એવા ખુલાસામા જણાવવાનુ

કે નિમિત્ત બનાવવામા તેમજ ગોશાળા સહના એ-ાં બે પ્રસગ સિવાયના સર્વ વાર્તાનાપમા પ્રભુશ્રીનો મૌન જ રહેના છે, પણ કુતુહળી ચતર સિદ્ધાર્થ પ્રભુ શરીરમા પ્રવેની પ્રભુના નામે એ સર્વ વ્યતિકર નિપજાવ્યો છે તેજોલેશ્યાના સ્વરૂપ દર્શનમા અને શીંગમા કેટના જીવો છે એ વાતમા ઉત્તરદાતા પ્રભુશ્રી પોતેજ હતા મહાપુરુષો કોઈ તાત્વિક પ્રશ્ન હોય તો જ મૌન છોડવુ ઉચિત સમજે છે એ સહજ સમજાય તેવુ છે આ બાર વર્ષ દરમીઆન જે જે બનાવો બન્યા છે એ સર્વ કર્મગતના પરિણામ રૂપજ છે બાહ્ય દૃષ્ટિએ કેટલીક વાર લાગે કે જો પ્રભુ બોલ્યા હત તો આમ ન થયુ હોત! વળી કોઈ સ્થાને પ્રભુનુ મૌન કેટલાકના મરણનુ નિમિત્તભૂત સમજાય જ્યા આત્મચક્ષુથી એનો તાળો મેળવતા સર્વ પરિસ્થિતિ સ્પષ્ટ પે ખુલ્લી થાય છે પ્રભુ, ઈંદ્ર, કે ગોશાળો તો નિમિત્ત માત્ર , ઉપસર્ગોનો સામનો કરીને જ પ્રભુજીને કર્મસમૂહો ખખેરી નાખવાનો હોવાથી એના પરિપાક સમતા ભાવે ભોગવે જ છૂટકો। કુતુહલો ઉભા કરનાર હૃદયથી આજ્ઞા કરેલ દેવ સિદ્ધાર્થ, એ વેળા ક્યાએ અલોપ થઈ જાય છે। એ પરથી જ કર્મોની અનિયમીત સત્તાનો ખ્યાલ આવી શકશે ઉચ્ચ દશાના મહાપુરુષો એ સમયે સમભાવ હર્ષશોક ધરતા નથી

આ પ્રમાણે જૂદા જૂદા ભાગમા ફરી પ્રભુશ્રીએ નવ ચોમાસા વ્યતીત કર્યા દસમુ ચોમાસુ ચાલી ગીને તપ કરવા રૂપ આવશ્યકીમા પ્રચાર કરી, સત્ત્વ કર્મક્ષયપુને અર્થે તેઓ મ્લેચ્છભૂમિ પ્રતિ સિધાવ્યા પેઢાલ ગામની બહાર પોલાસ ચૈત્યમા અટ્ટમભક્તપૂર્વક પ્રભુશ્રી વર્ધમાન એક રાત્રિની પ્રતિમાથી કાયોત્સર્ગમા સ્થિત થયા, આ વેળા સૌધર્મ દેવલોકમા સભાતરીત પ્રભુની, ખુદ ઈંદ્ર મહારાજ સ્વમુખે પ્રશસા કરી રહ્યા હતા સગમ નામા એક અભવ્યને-મિથ્યાત્વી વને શક્રની ઉક્ત પ્રશસામા કેવળ પક્ષપાતની ગધ આવી।

દેવકની અતિશયોક્તિ ભાસી ક્રોધનો આટોપ કરી પ્રભુ સરખા સંતને ચલાયમાન કરવાનું બીડું ઝડપ્યું સત્વર પોલાસ ચૈત્યમાં આવી પુગ્યો અને ઉપસર્ગોની વર્ષા શરૂ કરી–ધુળની વૃષ્ટિમાં પ્રભુને દાટ્યા વજ્રમુખી કીડીઓથી ચટકાવ્યા તીક્ષ્ણતાથી ડંશ મારનાર ડાંસ-ધીમેલો અને વીંછીઓની વિકુર્વણા કરી એ દ્વારા અતિશય પરિતાપ ઉપજાવ્યો, નોળીયા સર્પ અને ઉંદરાએ અકથનીય કષ્ટ આપ્યા હાથીઓએ દંતુશળને સૂંઢ દ્વારા, હાથિણીઓએ સ્વ [illegible] પ્રભુદેહ સહ રમતા દ્વારા પિશાચોએ વિલક્ષણ કાર્યો કરી, અને વાઘોએ નખને દાઢ મારફતે પ્રભુદેહનું વિદારણ કરી અપાર તેવું કષ્ટ આપ્યું પીડા પમાડવામાં જરા પણ કમી ન રાખી આમ છતાં મહાવીર તે મહાવીર જ રહ્યા શ્રમણપણાના ઉંડાણમાં રમતા એવા એમણે એ સર્વ સમભાવે અનુ ઉપસર્ગો સહવાને અને કર્મને બાળવા અર્થે તો તે અર્થે આવેલા એટલે જેમ એની તીવ્રતા તેમ પ્રભુશ્રીની સમતા આરાધનામાં ઉંડી ઉતરવા લાગી તેઓશ્રીનું ધ્યાન યાતના પમાડનાર સંગમ દેવ નડતો પણ કર્મરાજ હતો એને તેની સાથેના સમરાંગણમાં પ્રભુ તો દૃઢ જ રહ્યા પ્રતિકૂળ કષ્ટોથી જે ન નમ્યા તેમને વશ કરવા સંગમે અનુકૂળ પરિસ્થિતિ ઉપજાવી સિદ્ધાર્થ રાજાને ત્રિશલા રાણીના કરૂણાપૂર્ણ રૂદન દેખાડયા ! ચારૂ ગાનવાળી અપ્સરાઓ દ્વારા હાવભાવથી લઈ આલિંગન દેવા સુધીની દરેક ચેષ્ટાઓ કરાવી આ બધા વચ્ચે પ્રભુ તો પાષાણસ્થંભવત્ અડગ જ રહ્યા ન તો એમાં લેપાયા કે ન તો એની પરવા કરી સંગમે પણ આકાશ પાતાળ એક કરવામાં બાકી ન રાખી સ્વપ્રતિજ્ઞા પૂરવા અર્થે, પ્રભુને ચલાયમાન કરવાના બન્યા તેટલા ઉપાયો યોજ્યા પણ એ સર્વ ઉખરભૂમિમાં બીજારોપણ સમ અફળ નિવડ્યા

પ્રભુ શ્રી વર્ધમાન તો પૂર્વકૃત કર્મોના આ બધા વિપાકો જોઈ જરા પણ ચલાયમાન થયા વગર આત્મરમણતાપૂર્વક ધ્યાનમાં

નિશ્ચળ રહ્યા સગમે'વ પર તેઓશ્રીને કરૂણા આવી મનમા એમ થયુ કે મારા જેવાનો યોગ મળવા છતા એ બિચારાનો અધપાત થશે! ચડકૌશિક જેવા સર્પને પ્રતિબોધ આપનાર આ દયાનિધિ જરૂર સગમ જેવા દેવનો સહજ નિસ્તાર કરી દેત, પણ એ દેવની અભવ્યતા આડે આવી જેને ઉદ્ધારની ઈચ્છા જ થવી દુર્લભ ત્યા પછી પ્રતિકાર શો!

ઘોર યાતનાઓના સમૂહ વચ્ચે ઉઘાડી છાતીએ ઉભા રહી, પ્રભુએ ઘણા કર્મોનો ક્ષય કરી દીધો ત્યારથી પુન વિહાર શરૂ કર્યો, દેવોના સ્વામીએ સગમની કરણીની નિર્ભત્સના કરી, તેને સખત ઠપકો આપી સૌધર્મ લોકમાથી કહાડી મૂક્યો આ પછી અવાર-નવાર દેવેદ્રો સુખ શાતા પૂછવા આવવા લાગ્યા કૌશામ્બીમા પ્રભુએ એ વિલક્ષણ અભિગ્રહ લીધો કે જે ચદનબાળા દ્વારા શીઘ્રજ પૂર્ણ થયો

લાબા કાળ સુધી મૌનભાવે જીવન સ્વ આત્મ શુદ્ધિ અર્થે ભિન્ન ભિન્ન પ્રદેશમા વિચરી પ્રભુશ્રી લક્ષ્યસિદ્ધિ સન્મુખ આવી પુગ્યા પપમાની ગામના પાદરમા પ્રતિમા ધારી પ્રભુ ઉભા રહ્યા એક ગોવાળ તેમની સમીપ બળદો મૂકી, સાચવવાની ભલામણ કરી ગામમા ચાલ્યો ગયો ન તો પ્રભુના ધ્યાનમા બળદનો વિચાર સરખો હતો કે ન તો બળદના મનમા તે સ્થાન છોડવા માટે નિયત્રણ કરાયુ હતુ એટલે ઉભય સ્વકાર્યમા લીન બન્યા ધ્યાનસ્થ પ્રભુએ જતા બળદને રોક્યા નહી અને વનમા સ્વતત્રતાથી ચરવા-ફરવાનુ છોડી નિર્દય ત્યા થોભ્યા પણ નહી

મૂઢ ગોવાળે પાછા ફરતા મહતને તો પૂર્વની મુદ્રામા સ્થિત જોયા પણ પોતાના બળદને ન દીઠા તરત જ ધ્યાનમગ્ન મૂર્તિ સામે પ્રશ્નપરપરા શરૂ કરી. જ્યા ઉત્તર ન મળ્યો તે નજ મળ્યો

બસ. આજ વિફરી ચૂકી અજ્ઞાન ગોપથી–પરિસ્થિતિના અજાણ ગોવાળથી–આ સહ્યું ન ગયું તેના અંગો ગુસ્સાના આવેગથી ધ્રુજી ઉઠ્યા અને ક્રોધથી મુખ લાલચોળ બની ગયું ઝટ નજીકના વૃક્ષ પરથી બે તીક્ષ્ણ શલાકાઓ કાપી લાવ્યો અને પ્રભુ સમીપ પહોંચી જોર કહેવા લાગ્યો કે– હે આર્ય! મેં આટઆટલું પૂછ્યું છતાં તું ચ સાંભળીને નહિ કે જેથી ઉત્તર દેતો નથી? ત્હારા આ કર્ણછિદ્રો નકામા છે કે શું? ભલે ત્યારે તેને હું બંધ કરી દઉં કે જેથી ત્હારી કરણીનું પુરું ફળ ભોગવે, એમ કહેતાની સાથે જ ઉભય કર્ણરંધ્રમાં પેલી તીક્ષ્ણ શલાકાઓ ( સળીઓ ) જોરથી ખોસી દીધી બહારના છેડા એવી રીતે કાપી નાખ્યા કે સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર સિવાય કોઈ જાણી પણ ન શકે શિક્ષા કરી ગર્વ ધરતો મનમાં મલકાતો મૂઢ ગોવાળ વનના પથે પડ્યો કીનો લેવાના નિશામાં એ જડાત્માએ ગાઢી માચીને આતમી નર્કમાં જવા જેવા દારૂણ કર્મદળનો સંચય કર્યો

જ્ઞાની પુરુષો કહે છે કે ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં શય્યાપાળના કાનમાં ઉકળતું સીસું રેડાવી પ્રભુ જીવે આ કર્મ ઉપાર્જન કર્યું હતું જેનો ઉદય આ ભવમાં આવ્યો શય્યાપાળનો જીવ ભ્રમણ કરતો કરતો આ ગોવાળ થયો, એટલું જ નહિ પણ વેરનો પ્રતિશોધ વાસુદેવના પરિણામ કરતા પણ વધારે આકરા ભાવોથી કર્યો માઠા પરિણામથી એ તો ભવાટવીમાં પુનઃ ધકેલાયો પણ સમતા ધારક પ્રભુ તો કર્મ ભોગવી મોકળા થયા તેથી જ કર્મ બાંધતા ચેતવાનું જ્ઞાનીઓ કહે છે

બહુ જ મજાનું છે કે—

બંધ સમય ચિત્ત ચેતીએરે, શો ઉદયે સંતાપ સલુણા

સમરસમાં લીન પ્રભુશ્રીને કાનોમાં શલાકા પરસ્પર સ્પર્શતા દારૂણ દુઃખ પડ્યું છતાં એક ચિત્કાર સરખો ન કર્યો ધ્યાન શાથી

મુક્ત થયા બાદ ગામમા સિદ્ધાર્થ વણિકને ત્યા તેઓશ્રી ભિક્ષાર્થે પધાર્યા એ વેળા તેનો ખરક નામા એક વૈદ્યમિત્ર ત્યા બેઠેલો હતો તેને સ્વામીના ચહેરા પરથી તેમજ વાણી પરથી અનુમાન કરી લીધુ કે પ્રભુ કોઈ જાતના શલ્યથી પીડાયા છે આહારગ્રહણ બાદ શ્રી મહાવીર તો ત્યાથી વન તરફ સિધાવી ગયા પછી ખરકે આ વાત સિદ્ધાર્થને જણાવી કે તે બોલી ઉઠ્યો-મિત્ર! આપણે પ્રભુનુ શલ્ય દૂર કરવુ જ જોઈએ, માટે ચાલો તેમની પાછળ કાયોત્સર્ગ મુદ્રામા સ્થિત થયેલા પ્રભુ સમક્ષ આવી ખરકે તપાસ કરતા કર્ણમા નાખેલી શલા કાનો પત્તો લાગ્યો તરતજ તેના મુખમાથી ઉદ્ગાર નિકળી પડ્યો કે-સુહૃદ, કોઈ અધમે સ્વામીના કાનમા શલાકાઓ નાખી તેના છેડા પણ કાપી નાખ્યા છે! મહા ભયકર આચરણ કર્યું છે! તરત જ એ આપત્તિના નિવારણમા જોઈતી સામગ્રી સગ્રહિત કરવામા આવી અને ઉભય સખાએ સાથે મળીને પ્રભુશ્રીના કાનમાથી શલાકાઓ ખેચી નાખી કેટલાક સમયથી ઉભય શલાકા પરસ્પર મળતા તેમની આસ પાસ જે માસ બાઝી ગયુ હતુ તેનાથી છુટા પાડતા એટલુ તીવ્ર કષ્ટ પ્રભુને થયુ કે જેથી સમતાના નિધાન છતા તેઓશ્રીથી અચાનક અરેરાટનો ઉચ્ચાર થયો સારૂ યે વન અને સમીપનો પહાડ મહા ભયથી ગાજી રહ્યા

આમ સાડા બાર વર્ષના છદ્મસ્થ કાળમા શ્રી મહાવીરે મહા વીરના પૂર્વક કેટલાયે પ્રકારના દારૂણ અને અગણીત ઉપસર્ગો પ્રતિકાર કરવાનુ અનત બળ છતા, ક્ષમા ભાવથી, આત્માવલબી બની ઉઘાડી છાતીએ ને મૂક ભાવે સહન કર્યા એથી નવા કર્મોના સચયને રોક્યો અને જુના જે સત્તામા હતા તેની ઉદીરણા કરી તેનાથી છુટકારો મેળવ્યો ઉપસર્ગોની શરૂઆત ગોવાળથી થઈ તેમ અત પણ તેનાથી જ આવ્યો

ખરી ખૂબી તો એ સમાયેલી છે કે એવા એવા ઉપસર્ગોની

ઝડી મધ્યે પણ પ્રભુશ્રીએ તપ તપવામા જરાપણ મણા નથી રાખી.
'तपोवीयण युक्तश्च तस्मात् वीर इति स्मृत ' એ શ્રીમદ
હેમચદ્રસૂરિનુ વચન યથાર્થ જ છે શ્રીમહાવીર તે ખરેખર મહાવીર
(મહાન યોદ્ધા) જ છે છમાસી ૧ પાચદિન ન્યૂન છમાસી ૨
ચોમાસી ૯ ત્રિમાસી ૨ અઢી માસી ૨ બેમાસી ૬ દોઢ માસી
૨ માસ ક્ષપણ ૧૨ પક્ષક્ષપણ ૭૨ બે દિનની અવધિવાળી ભદ્ર
પ્રતિમા ચાર દિનની મહાભદ્ર પ્રતિમા અને દશ દિનની સર્વતો
ભદ્ર પ્રતિમા કરી છઠ ૨૨૯, અઠમ ૧૨ એ રીતે સર્વ તપ જળ
સરખુ પણ વાપર્યા વિના કર્યો માત્ર એટલા લાબા કાળમા પારણાના
દિવસ ૩૪૯ થયા લાગતાગટ બે દિન સાથે તો ખાધુ જ નથી. આ
ઉપરથી તપની અચિત્ય શક્તિનો સાક્ષાત્કાર થાય છે તદ્ભવી મોક્ષ
ગામી શ્રીતીર્થપતિએ પણ જ્યારે આટલી હદે તેનુ આલબન લીધુ
ત્યારે અન્યો માટે તે ઉત્કૃષ્ટ અવલબન રૂપ હોય તેમા શી નવાઈ!
'सर्वं तपसा साध्यम्'

વૈશાખ શુક્લ દશમીનો દિવસ છે સરિતા ઋજુવાલીકાના તટ
સમિપ પ્રભુશ્રી વિહરતા આવી પહોચ્યા છે શ્યામાક નામા ખેડુતના
ખેતરમા તેઓશ્રી ગોદાહાસને ધ્યાનમા લીન બન્યા છે ધર્મધ્યાનમાથી
તેમનો આત્મા શુક્લમા પ્રવેશી ચૂક્યો છે જ્યા તેના પ્રથમના બે
પાયા પર એકાગ્ર વૃત્તિના તાર બધાયા ત્યા પ્રભુશ્રીને ચાર ઘાતી
કર્મોનો સર્વથા ક્ષય થઈ જવાથી કેવળજ્ઞાન અને કેવળ દર્શન ઉપન્યુ
ગજ્ય હતા તે કેવળી થયા આરાધક હતા, તે હવે આરાધ્ય બન્યા
અર્હન્ત થયા એટલે દેવત્વની કક્ષામા પહોચ્યા મૌનપણે વિચરી
જેની પ્રાપ્તિ અર્થે અગણિત ઉપસર્ગો સહ્યા હતા તેની સિદ્ધિ થઈ
હવે અન્ય જીવોને ઉપદેશ આપવાના દ્વાર ખુલ્લા થયા એટલે કે
સ્વાનુભવ જ્ઞાનનો એ દ્વાર સદુપયોગ કરવાનો તેમનો ધર્મ થઈ
ચૂક્યો સવી જીવ કરૂ શાસનરસી' એવી ભાવનાથી અતર ઉભરાયુ

દેવોએ સમવસરણ રચ્યું, પ્રભુશ્રીએ તેમાં નિરાળી દેશના દીધી પણ કોઈને વિરતીના ભાવ ન થયા, ત્યાંથી પ્રભુ ત્વરિત વિહાર કરી રાજગૃહ નગરના મહસેન વનમાં આવી સમોસર્યા, અહીં સોમિલ દ્વિજને ત્યાં મોટો યજ્ઞ ચાલતો હતો જેમાં મોટા મોટા પંડીતો એકઠા મળ્યા હતા આમ આ વિદ્યાવારિધિઓ એક-એકની સ્પર્ધા કરે એવા જ્ઞાન પ્રત્યેના હૃદયમાં કંઈ ને કંઈ સંશય ઘર કરી બેઠો હતો, ધમકથી કિંવા પંડીતાઈમાં ઉતરી જવાના ભયથી પરસ્પર એનું સમાધાન કરવાની કોઈએ તસ્દી લીધી નહોતી એમની સંખ્યા અગીઆરની હતી જેમાં ગૌતમગોત્રી ઈન્દ્રભૂતિ મુખ્ય મનાતો

એ સમયનો ઈંદ્રભૂતિ એટલે ગર્વના શિખરે ઉભેલો અને બીજાની વિદ્વતાને જરામાત્ર ન સહી શકે તેવો સ્વજાતને પંડીત શિરોમણિ માનતો અને સર્વજ્ઞની કોટિમાં મૂકતો માનવી! જનતાના મુખે દેવકૃત સમવસરણ ને પ્રભુશ્રી મહાવીરની વાત સાંભળતા જ તેનો ગુસ્સો ૯૦ ઉનચી ગયો યજ્ઞવિધાન બાજુ પર રહ્યું અને મન ક્રોધના ઘટાટોપથી ધમધમી રહ્યું પોતે બેઠા છતાં અન્ય સર્વજ્ઞ પદ ધારીજ કેમ શકે? અરે એ સાંભળ્યું જાય જ શી રીતે? અરે મૂર્ખ માનવી એનાથી ઠગાય પણ આ તો વિબુધો ઠગાયા ત્યાં ધિરજ ધરાય જ શી રીતે? કોઈ પણ રીતે પ્રથમ એ વાદીનો પરાભવ કરવો જ જોઈએ એમ નિરધાર કરી પાંચસો જેટલી સ્વશિષ્યસંપત સાથે ઈન્દ્રભૂતિ ચાલી નીકળ્યા પોતાની સત્તા ને શક્તિ માટે માર્ગે બહુ વિચાર્યું પણ જ્યાં સુરકૃત સિંહાસન પર બેસી ઉપદેશામૃતનું પાન કરાવતી શ્રી ચરમ જિનની સૌમ્ય આકૃતિ દ્રષ્ટિયે પડી ત્યાં એકદમ મદ ગલીત થઈ ગયો મુખ જોતા જ સામો ઉભો રહ્યો ત્યાં તો હે ગૌતમ ઈન્દ્રભૂતિ! તું સુખપૂર્વક આવ્યો' એવા કર્ણપ્રિય સ્વરો સંભળાયા એ આગળ વધ્યા ને જ્યાં ઉત્તર આપવા યત્ન કરે છે ત્યાં તો પુનઃ મીઠી વાણીમાં 'મહાનુભાવ, તારે જીવનો સંશય રાખવાનું

કઈ જ કારણ નથી જે પદો સમજવામાં તે ભૂલથાપ ખાધી છે એ પદોનો અર્થ હું કહું તેમ બેસાડવાથી તારા સંશયનું ક્ષણમાં નિવારણ થઈ જશે' પંડિતપ્રવર ઇન્દ્રભૂતિ તો સાંભળી જ રહ્યા, હૃદયગત શંકા આજ સુધી સર્વ પાસે વસનાર અગ્નિભૂતિ બંધુ પણ જાણી શક્યા નથી ત્યાં આ પ્રભુશ્રીએ તે જાણી લીધી, માટે એ સર્વજ્ઞ તો ખરાજ એમ વિચારતા શું સમાધાન કરે છે તે પ્રીતિ મીટ માંડી રહ્યા

શ્રી મહાવીરે ગંભીર નાદે-અપૂર્વ ધ્વનિમાં વિજ્ઞાનઘન આદિ વેદપદોનું ઉચ્ચારણ કર્યું અને ત્યાર પછી એનો અર્થ સ્ફુટ કર્યો ઉદાહરણ દ્વારા એની સિદ્ધિ કરી દેખાડી ઈંદ્રભૂતિ પંડીત એ રહસ્ય સમજ્યા કે તુરતજ પ્રભુશ્રી પાસે પ્રવ્રજ્યા સ્વીકારી જ્યાં આ વાર્તા સોમિલ દ્વિજના યજ્ઞ મંડપમાં પહોંચી કે એક પછી એક એમ દશે પંડીતો સ્વશિષ્યસમૂહ સાથે આવ્યા અને પોતપોતાની શંકાઓનું સમાધાન કરી પ્રભુશ્રીના શિષ્ય બન્યા એ સંબંધી જાણવાના જિજ્ઞાસુએ ગણધરવાદ અવલોકવો

પરમાત્મા મહાવીર દેવે શક્રેન્દ્રે આણેલા થાળમાંથી સુગંધીદ્રવ્ય મિશ્રિત ચૂર્ણ લઈ એ અગીઆરે પંડીતોના મસ્તક પર નાખી તેમને સ્વ ગણધર તરીકે સ્થાપન કર્યા 'उत्पाद व्यय, ध्रुव' રૂપ ત્રિપદીનું રહસ્ય સમજાવ્યું એટલી ટુંકાક્ષરી પામીને એ મહા બુદ્ધિ નિધાનોએ દ્વાદશાંગીની રચના કરી તેમના ચુંમાલીસ સો શિષ્યોને મુનિપદે સ્થાપ્યા ચારિત્રની પ્રવ્રજ્યાની અભિલાષા ધરાવતી વસુમતી-ચંદનબાળાને સાધ્વીપદનું દાન કરી પ્રવર્તનીપદે સ્થાપ્યા

પ્રભુશ્રી મહાવીરને તીર્થ સ્થાપીને શાંતિથી બેસી રહેવાનું નહોતું તીર્થંકર નામકર્મનો ઉદય થયો હોવાથી સારા ભારતવર્ષમાં પથરાઈ રહેલ પ્રવૃત્તિમાં સ્યાદ્વાદ માર્ગનો પુનઃ ઉદ્ધાર કરવાનો હતો સારાયે વિશ્વને સ્વ શાસન-જૈનશાસનનું રસિયું બનાવવાનું હતું એ કાળે

શાસ્ત્રથી જ તોડી નાખી પોતાના કાર્યના, મુખ્ય સુનધાર બનાવી લઈ તેમના જ હાથે સ્વ ઇચ્છિત કાર્યનો પાયો નખાવ્યો

રાજગ્રહીના શ્રેણિકભૂપ, વૈશાલીના ચેટ રાજ અવંતિનો ચંડ પ્રદ્યોત, કૌશામ્બીનો શતાની, રાજર્ષિ પ્રસન્નચંદ્ર, તેમજ ઉદાયન વગેરે રાજાઓ, અભયકુમાર મેઘકુમાર નંદીષેણ આર્દ્રકુમાર કુણિક આદિ રાજપુત્રો તેમજ રૂપવંત જમાલી હાલિક, દુર્ગંધ્રદેવ, અમડ પરિવ્રાજક સ્કંદ પરિવ્રાજક, દશાર્ણભદ્ર શાલ મહાશાલ હ્ન, વિહ ■ શાલિભદ્ર, ધન્યશેઠ પુન્ય શ્રાવક રોહણીઓ ચોર ઇત્યાદિ ઇત્યાદિ નામીચા પુરૂષો પ્રભુશ્રી વીરના શાસનમા થયા છે અને આત્મ કલ્યાણ સાધ્યા છે જેમ સાધુવૃંદમા ની ઇંદ્રભૂતિ પ્રમુખ મુખ્ય થયા તેમ સાધ્વીસમૂહમા આર્ય ચંદનબાળા-મૃગાવતી આદિની મુખ્યતા છે જ્યારે શ્રાવક-ગણમા બારવ્રતને ધરનાર, તેમજ શ્રાવકની અગીઆર પડિમાને વહનાર આણંદ, કામદેવ, ચુલનીપિતા સુરદેવ ચુલ્લશતક, કુંડકોલિક, સદ્દાલપુત્ર, મહાશતક નંદનીપિતા લેતની પુત્ર, નામા દશ શ્રાવકો સુપ્રસિદ્ધ છે તેવી જ રીતે સુલસા રેવતી જયંતિ, તેમજ ઉક્ત શ્રાવક ભાર્યાઓ પણ નારી સમુદાયમા અગ્રપદે છે પ્રભુશ્રી મહાવીરદેવના ચતુર્વિધ સંઘના એ બધા મુખ્યપાત્રો કહી શકાય. એ સબંધી વિશેષ અધિકાર શ્રી વર્ધમાન દેશના અને કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ રચિત ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧૦ મા આવે છે લાખો જીવો પ્રભુશ્રીની ઉપદેશઅમીનદથી સ્વપરહિત બન્યા છે કે જેની નોંધ લેવાની શક્તિ નથી તો લેખિનીમા કે નથી તો કાગળમા

પ્રભુશ્રી વીર અરિહંત થતા-તીર્થંકર થતા-બાદ ભાગ્યે જ એક સ્થાને સ્થિર રહ્યા ■ ઉદય આવેલ તીર્થંકર નામ કર્મના યોગે સતત વિહરી સર્વત્ર કેવલ્ય આરિસા દ્વારા નિર્પીત કરેલ લોકસ્વરૂપનુ, કર્મજાળનુ આત્મશ્રેયનુ યથાર્થ સ્વરૂપ પોતીકી પીયુષ ભરી વાણીમા

વર્ણવી લાખોગમે આત્માઓમાં બોધિબીજનું રોપણ કરવા લાગ્યા એ કાળે પ્રવર્તી રહેલ અધર્મ, અજ્ઞાન, દારૂણ, હિંસાના ધામરૂપ યજ્ઞો, અને સ્વર્ગ મોક્ષના પરવાના આપવા રૂપ સત્તામાં ચકચૂર બનેલ દ્વિજવર્ગની ધર્મના નામે ચાલતી પ્રવૃત્તિઓ ઉપર સખત કાપ મૂકાયો. સર્વજ્ઞના ઉપદેશથી એમાં છુપાયેલ પ્રપંચ જાળના પોકળો ઉઘાડા પડ્યા. જનતા ચીરકાળના અંધશ્રદ્ધારૂપી વમળમાંથી છૂટવા લાગી અને સત્ય જ્ઞાનરશ્મિ તેની ચક્ષુઓ પર ફરવા લાગ્યાં આમ પ્રભુશ્રીએ લગભગ ત્રીશ વર્ષો સારા ભારતવર્ષમાં વિચરી, જીવોને સ્વ નામનરૂપી બનાવવા રૂપ ભાવદયાના અણમૂના કાર્યમાં વ્યતીત કર્યા. ચોમાસાના ચારમાસ સિવાય ભાગ્યે જ તેઓ એક સ્થાને ઝાઝી સ્થિરતા કરતા ચાતુર્માસ મુખ્યતાએ અસ્થિગ્રામ, ચંપા અને પૃષ્ટચંપા, વૈશાલી ને વાણિજ્ય ગ્રામની સમીપમાં, રાજગૃહી અને અનુપમ વિદ્યાપીઠોના ધામ સમા નાલંદામાં, મિથિલા, અનાર્યના તેમજ વજ્રભૂમિ આદિ સ્થાનોમાં રહ્યા છે

જીવનગીનો ઉલટનો ભાગ આવી લાગ્યો બોતેર વર્ષનો અવધિ થયો. પ્રભુશ્રી વીર અપાપા નગરીમાં, હસ્તિપાળ રાજાની લેખશાળામાં ચોમાસું રહેલ છે એ વેળા વૈશાલીપતિ ચેટકરાજના નવ મલ્લકી તેમજ નવ લચ્છવી જાતિના મળી અઢાર ગણ રાજાઓ-સામંતો- એમના રાજકાર્યને અંગે ત્યાં એકત્ર થયા છે પ્રભુશ્રી પણ પુણ્યપાપ વિપાકી અધ્યયનોનું બ્યાન પોતાની મધુર ગીરામાં વર્ણવી રહ્યા છે કારતક વદ અમાસની રાત્રિનો સમય આવી ચૂક્યો (ગુજરાતી ગણત્રી મુજબ આસો વદ અમાસ) બાકી રહેલા ચાર અઘાતી કર્મો, વેદનીય, નામ, ગોત્ર અને આયુ ક્ષીણ થઇ આત્માથી અલગ થઈ ગયા એટલે પ્રભુ શ્રી વીર આ ભારતભૂમિમાંથી સદાને માટે સિધાવી ગયા અરિહંત પદ પૂર્ણ કરી સિદ્ધ બન્યા જન્મ-મરણના રોગમાંથી સદાને સારૂ હાથ ધોઈ નાખ્યા કૃતકૃત્ય બની ચૂક્યા આત્મિક સંપત્તિ ભોક્તા

થયા દશ દ્રવ્ય પ્રાણ સાથે કાયમના છુટકારો કરી અનંત જ્ઞાન, અનંત દર્શન અનંત સુખ અને અનંત વીર્યરૂપ ચાર ભાવ પ્રાણથી યુક્ત બન્યા ચૌદ રાજલોકને અંતે આવેલી પીસ્તાલીસ લાખ યોજન પ્રમાણ સિદ્ધશીલા પર વાસ કરી રહ્યા સાદિ અનંત સ્થિતિ સુધીના નિવાસી બન્યા એમના મોક્ષ ગમનથી સારાયે ભારતવર્ષે ગોમકુળ થયું જૈનસમાજના શીરે મોટો પહાડ તૂટી પડ્યો હોય તેવી વિષાદની છાયા વ્યાપી રહી રાજા-પ્રજા સૌ શોકમાં ડુબ્યા અપાપા નગરી 'પાપા' કહેવાણી અને તેમાંથી આજની પાવાપુરી બની ગઈ પ્રભુ નિર્વાણનો સખત આઘાત ખુદ ઇંદ્રભુતિ સરખા પ્રથમ ગણધરને લાગ્યો ત્યાં અન્યની શી કથા! ભાવ દીપક જતાં જનતાએ દ્રવ્ય દીપો કરી દિપોત્સવી પર્વનો પાયો નાખ્યો.

શ્રી વીર ત્રીસ વર્ષ સુધી ગૃહવાસમાં રહ્યા સાડાબાર અધિક બાર વર્ષ છદ્મસ્થાવસ્થામાં ગાળ્યા અને દેશઉણા ત્રીસ વર્ષ સુધી કેવલી બની ઉપદેશદ્વારા જગતભરમાં ઉપકાર કર્યો એ રીતે બોંતેર વર્ષનું આયુષ્ય પુરૂં કરી નિર્વાણ પામ્યા એમની યુગાંતકૃતભૂમિ (અનુક્રમમાં વર્તનાર-શિષ્ય પ્રશિષ્ય આદિ પુરૂષોના પ્રમાણ યુક્ત થયેલી) જંબુસ્વામી સુધી અને પર્યાયાંતકૃતભૂમિ (પ્રભુના કેવલીપણાને આશ્રિત થયેલી) પ્રભુશ્રીના કેવલ્યના ચાર વર્ષથી શરૂ થઈ એટલે ત્યારથી તે છેલ્લા જંબુસ્વામી સુધી મોક્ષ ગમન ચાલુ રહ્યું.

પ્રભુની મહાવીરદેવના અગીઆર ગણધર યાને પટ્ટશિષ્યો હતા. ગણધરો અગીઆર છતાં ગણ યાને શિષ્ય સમુદાયની સંખ્યા-નવની હતી સમાન વાચનાવાળા શિષ્યવૃંદનો એક ગણ બને છે નવ હોવામાં બે ગણધરોની શિષ્યસંખ્યા ભિન્ન છતાં વાચના સરખી હોવાથી સાથે જ અધ્યયન કાર્ય થતું એટલે જ ગણ નવ. પ્રભુનીની હયાતિમાં જ ઉક્ત અગીઆર ગણધરોમાંના ઇંદ્રભૂતિ ને સુધર્મ સિવાયના નવ મોક્ષે ગયા હતા વળી તેઓ શ્રી એ જ્ઞાનદૃષ્ટિથી જોયું હતું કે

પોતાના નિર્વાણ બાદ અલ્પ કાળમાં પ્રથમ ગણનાયક શ્રી ગૌતમ ઇંદ્રભૂતિને પોતા પ્રત્યેના 'રાગબંધન' તૂટવાથી 'કેવળજ્ઞાનની પ્રાપ્તિ થવાની હતી એટલે ગચ્છાધિપતિના પદ પર શ્રીસુધર્મ નામા પાંચમા ગણધરને સ્થાપન કરવામાં આવ્યા હતા અદ્યાપિ જે સાધુ સમુદાય દૃષ્ટિગોચર થાય છે અને ગત કાળે થઈ ગયો છે એ સર્વ શ્રી સુધર્મા સ્વામીની પરંપરામાં જ સમાઈ જાય છે

પ્રથમ ગણેન્દ્ર શ્રી ઇંદ્રભૂતિ, ગૌતમ ગોત્રીય હોવાથી શ્રી ગૌતમ સ્વામિ તરીકે સુપ્રસિદ્ધ થયેલ છે તેમનુ ચરિત્ર પણ વિસ્મયકારક છે વિશ્વમાં જે મોટા અવગુણ રૂપ મનાય છે અને જેના સેવન કરવાથી આત્માઓ નિઃસંશય ભવસાગરમાં ડુબ્યા છે એવા દોષોનુ નિમિત્ત પામી શ્રી ગૌતમ ઉન્નતિ સાધે છે જ્યારે પ્રખર પંડિતપણાનો તેમણે ગર્વ કર્યો ત્યારે શ્રી વીરનો સમાગમ મળ્યો, સંયમ લીધા પછી ગુરૂ એવા શ્રી વીર પ્રત્યે નિબિડ રાગ ધર્યો ત્યારે તે ઉત્કૃષ્ટ ભક્તિ તરીકે પરિણમ્યો અને શ્રી વીરનુ નિર્વાણ સાંભળી અતિ મોહ ધરી હે વીર, એવો પોકાર કર્યો ત્યારે કૈવલ્ય પામ્યા તેઓ મહાલબ્ધિનિધાન હતા તેમના હાથે દિક્ષિત થનારને કેવળજ્ઞાન થતા વાર ન લાગતી.

**શ્રી વીર પ્રભુની પાટ પરંપરા—**

અત્રે આરંભ કરતા એ વાતનું નિરૂપણ કરી દેવાની જરૂર છે કે શ્રી વીર પ્રભુની પહેલાના ત્રેવીસ જીનના શાસનમાં સંખ્યાબંધ ગીતાર્થો અને સુરિપ્રવરો થઈ ગયા છે તે સંબંધી લખવા બેસીએ તો પાર પણ ન આવે. તેમની ચમત્કારિ-પ્રભાવનાના પૂર્ણ વૃત્તાંતો જૂદા જૂદા ગ્રંથોમાં નવાયેલા દૃષ્ટિગોચર થાય છે અહીં તો માત્ર પરમાત્મા મહાવીર દેવ પછી તેમની જ પરંપરામાં થયેલા કેટલાક મુખ્ય ગચ્છાધિપતિઓના સંક્ષિપ્ત વૃત્તાંતો આપવામાં આવે છે

**શ્રી ગૌતમસ્વામી—**

મગધદેશના ગોબરગામવાસી, દ્વિજવસુભૂતિ અને ભાર્યા પૃથ્વીના

એ પનોતા પુત્ર તેમનુ નામ ઈંદ્રભુતિ રાખવામા આવ્યુ બાલ્યકાળથી સંસ્કારી માતા પિતાના સહવાસમા રહેવાનું મળ્યુ હોવાથી અલ્પ કાળમા જ તે શાસ્ત્રનિપુણ પંડિત બન્યા વેદ આદિ દર્શન શાસ્ત્રોના સાંગ જ્ઞાતા થયા પંડિત સમુદાયમા ધુરિણપદ પ્રાપ્ત કર્યું જોતજોતામા તેમની કીર્તિની સુવાસ પ્રત્યેક દિશ પ્રસરી રહી ભાગ્યે જ કોઈ યજ્ઞ એવો હોય કે જ્યા તેમની હાજરી ન હોય આ રીતે બ્રાહ્મણોચિત વ્યવસાય ને વિધિવિધાનમા તેમના પચાશ વર્ષો વ્યતીત થઈ ચૂક્યા એ કાળે આકસ્મિક એવો પ્રસંગ બની ગયો કે જેણે તેમનુ આખુ જીવન બદલી નાખ્યુ એ પ્રસંગ તે ચરમપતિ શ્રી વર્ધમાનનો સમાગમ. ઈંદ્રભુતિ પંડિતનુ રાજગૃહીમા સોમિલદ્વિજને ત્યા યજ્ઞમા આવવુ અને બીજી બાજુ પરમાત્મભાવ પામીને શ્રી વર્ધમાનનુ જીન તરીકે પધારવુ આ દેવરચિત સમવસરણમા વિરાજી દેશના દેવાનુ શરૂ કરવુ નાગરિકોનુ તેમજ દેવદેવીઓનુ વંદનાર્થે ગમનાગમન આ દૃશ્ય જોતા જ પંડિત પ્રવર ઈંદ્રભૂતિની આંખ ફાટી ગર્વના ઘમંડાપથી તે ધસમસતા પ્રભુ સન્મુખ પહોંચ્યા જીતવા ગયેલા મહારથી જાતે જીતાયા સત્ય સમજાતા પશ્ચાતાપ કરતા પ્રભુહસ્તે દીક્ષિત થયા ત્યાર પછી સતત ત્રીસવર્ષ સુધી, પોતાથી આઠ વર્ષે જે નાનુ છે છતા જ્ઞાનજ્યોતિમા અધિક છે એવા શ્રીવીરની અદ્વિતિય ભક્તિભાવે સેવા કરીને આત્મ કલ્યાણ સાધ્યુ શ્રી મહાવીરની સાથે વારંવાર વિવિધ પ્રકારના પ્રશ્નોત્તર કરી તત્વામૃતનુ મીઠું પાન કરનારમા એમનું સ્થાન પ્રથમ છે પ્રભુશ્રીના મધુર 'હે ગૌતમ' રૂપી સંબોધનથી વિશ્વમા તેઓ નામ કરતા ગોત્રથી અધિક પ્રસિદ્ધિને પામ્યા તેમના નામ સ્મરણથી આજે પણ વિઘ્નો નષ્ટ થાય છે ગૃહવાસમા ૫૦ વર્ષ, વીરસેવામા ૩૦ વર્ષ કેવલી પર્યાયમા ૧૨ વર્ષ કુલ ૯૨ વર્ષ

શ્રી સુધર્માસ્વામી કોલ્લાગ સન્નિવેશમા જન્મ-માતા ભદ્દિલા અને પિતા ધમ્મિલના એ સંતાન જાતે વિપ્ર ને ચાર વેદના પ્રખર જ્ઞાતા સમવસરણમા આવ્યા બાદ સંશય છેદાવાથી ભાગવતી દીક્ષા સ્વીકારી. પ્રભુસહ શ્રી ગૌતમને થયેલ પ્રશ્નોત્તરના

એ સાક્ષીભૂત એટલે જ શ્રી ગૌતમ પ્રશ્નકાર, શ્રી મહાવીર ઉત્તરદાતા અને શ્રી સુધર્મા એ સર્વને સૂત્રરૂપે ગુંથનાર. આ રીતે વર્તમાન દ્વાદશાંગીના આદિ પ્રભુના ગૃહસ્થાવાસમાં પચાસ વર્ષ, વીર સેવામાં ૪૨ અને આઠ વર્ષ કેવળી તરીકે વિચરી સઘળાએ સો વર્ષનું આયુ ભોગવી શ્રી મહાવીર પછી વીસ વર્ષે વૈભારગિરિ પર મુક્તિપદને પામ્યા.

શ્રી વીરપ્રભુને કેવળજ્ઞાન થયા બાદ ચૌદમે જ વર્ષે **क्रियमाण कृतम्** એ પ્રભુ વાક્યમાં સંશય ધરનાર જમાલિ નામા સાધુ (અગારી અવસ્થાથી પ્રભુનો ભાણેજ અને જમાઈ) પહેલો નિન્હવ થયો. સોળમે વર્ષે વસુ આચાર્ય શિષ્ય-જીવના છેલ્લા પ્રદેશમાં જીવ સત્તા માનનાર તિષ્યગુપ્ત નામા બીજો નિન્હવ થયો. આ વેળા શ્રી સુધર્મસ્વામીનો ગચ્છ 'નિગ્રંથી યા નિગ્રંથ ગચ્છ' તરીકે ખ્યાતિ પામ્યો.

**શ્રી જંબુસ્વામી—**

રાજગૃહીના લક્ષ્મીભંડાર સમા ઋષભદત્ત અને શીલવતી ભાર્યા ધારિણીનો એ નવાણું ક્રોડના ધણીનો પુત્ર નામે જંબુકુમાર એ એમનો વારસ. પાંચમા દેવલોકથી ચ્યવી આવેલ એટલે કાન્તિમાં દેવને પણ શરમાવે. સ્વપ્નમાં ફળવાળો જંબુવૃક્ષ જોયેલો એટલે નામ જંબુકુમાર રાખેલું. લાલનપાલનમાં ઉછરતો જંબુ સોળ વર્ષનો થયો. એકદા શ્રી સુધર્માસ્વામીની અમૃતમયી દેશના શ્રવણ કરવાનો યોગ મળ્યો. એ સાંભળતા જ વૈરાગ્યની ઉર્મિ ઉદ્ભવી. આશ્ચર્ય પામવાનું કારણ નથી, પૂર્વભવના સંસ્કાર છે. નાગિલાને પરણનારનો ભવદત્ત વડિલબંધુ ભવદેવના આગ્રહથી ચાલી નિકળ્યો, પ્રવ્રજ્યા લઈ સારૂં જીવન તેમાં જ વ્યતીત કરે છે. મોહવશ પાછો ફરે છે ત્યાં વૃદ્ધાવસ્થામાં પહોંચી ચુકેલ નાગિલા પુનઃ તેને સ્થિર કરે છે. એ જ ભવદત્ત જીવ આ જંબુકુમાર છે વળી તદ્ભવ મોક્ષગામી જીવ છે એટલે સોળ વર્ષના જંબુકુમારના વૈરાગ્ય માટે વિચારવાપણું નથી. એની શુદ્ધતાની ઝાંખી આગળ ડગલે ને પગલે થાય છે. જ્ઞાન પૂર્વકનો વૈરાગ્ય તે

આનુ જ નામ ગૃહે પાછા ફરતા પૂર્વે જ ચતુર્થ વ્રત અગીકાર કર્યું, તેનાર બેમય જ્ઞાતા હતા જમ્બુકુમારે માતાપિતાની આજ્ઞાથી વ્રત લેવાની જિજ્ઞાસા પ્રગટ કરી જ્યારે ગુરુશ્રી સુધર્મે તે વાતમા સપૂર્ણ સમતિ આપી માત્ર 'પ્રમા ન કરીશ' એટલુ જ કહ્યુ

ઘેર આવતા જ અને અનુરાગ વાતનો સ્ફોટ થતા જ, મોહ ભાગ્યાગ્નિ માતા અને પિતા ચમકી ઉઠ્યા એમને તો આ પુત્રને પરણાવવાના કોડ હતા એના લગ્નમા સ્વજન પરિજનને નોતરી સમારંભ કરનાથે લ્હાવા લેવા હતા ધારિણીને નવવધુનુ મુખ જોવાની ઉત્કટ અભિલાષા હતી એટલે જમ્બુકુમારને દિક્ષાની આજ્ઞા તરત નજ મળી માતા પુત્ર વચ્ચે એ સબધમા પુષ્કળ ચર્ચા ચાલી આખરે માતાને પ્રસન્ન કરવા જમ્બુકુમારે પાણિગ્રહણ કરવુ એમ ઠર્યું જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય વાળાને લગ્ન કે સુદરીના સમાગમ બધન રૂપ ન જ હોઈ શકે એની આત્મશક્તિ એટલી હદે સતેજ હોય કે ત્યા મોહરાજ પાણી પાણી થઈ જાય બન્યુ પણ એમ જ એક બે નહિં પણ આઠ શ્રેષ્ઠિ સુતા સહ કુમાર જબુના લગ્ન ધામધુમથી થયા રૂપ લાવણ્યમા સ્વર્ગની અપ્સરાઓને પણ ટપી જાય તેવી લલિતા લલના ઓના મુખ નિરખી ધારિણી માતાને ટાઢક વળી. મનમા થઈ પણ આવ્યુ કે આવી કામિનીઓનો સગ ને વિલાસ તજી કુવર હવે સયમને સભારશે પણ નહીં નવ પલ્લવિત મળેલ યૌવનાઓ પણ સ્વપતિ જબુની પ્રતિજ્ઞાથી જાણકાર હતી છતા તેમને મમકેલીથી ને રતિચાતુર્યથી જબુકુમારને લોભાવવાના કોડ હતા આમ સસાર જીવનની પ્રથમ રાત્રે વાસગૃહ દપતીનુ વિલાસ સ્થાન મટી રણસ્થળ બન્યુ હતુ ! મોહરાજ ને ચારિત્રરાજ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યુ હતુ એક પછી એક ચદ્રમુખી નવનવી સ્ત્રીઓથી ને દલીલોથી સ્વપતિ જબુને સ્વમાન્યતા મુજબ સસાર માણવા સમજાવતી હતી જ્યારે એ સામે જબુકુમાર એટલીજ સચોટ દલીલોથી અસરકારક પ્રત્યુત્તર

આવી શાંત વૃત્તિથી એ દરેકને નિરુત્તર બનાવી સંયમ માર્ગની સહચરી થવાની ભલામણ કરતો હતો. વાર્તાલાપ લાંબા સમય સુધી ચાલ્યો. ને ત્યાંથી જંબુને વળી દરમીઆન એક આશ્ચર્ય એવું બન્યું કે પ્રભવ નામે રાજપુત્ર, જે સ્વપિતાથી રિસાઈ ચોરોનો સ્વામી બની ચોરી કરવાના વ્યવસાયમાં પડ્યો હતો તે સમય તે શેઠને ત્યાં લગ્નની ધમાલ જાણી ચારસો નવાણું સાથીઓ સાથે ચોરી કરવા આવ્યો હતો. પણ જંબુકુમારને સ્વપ્રેયસી સહ વાતમાં ગુંથાએલો જોઈ ગુપ્તપણે છુપાઈ રહી સર્વ વૃત્તાન્ત સાંભળ્યો હતો. કુમારની જ્ઞાનગોષ્ઠિએ તેના મન પર પણ અજબ જાદુ કર્યું અને જ્યાં નારીઓએ જંબુકુમારની પ્રવ્રજ્યા સંબંધી શિક્ષા સ્વીકારી ત્યાં પ્રભવ પ્રગટપણે સામે આવી કહેવા લાગ્યો કે—'ધન્ય છે તમારી ત્યાગવૃત્તિને! રૂપની રાશિ સમી આ બાળાઓને આપે સંયમ રસિકાઓ બનાવી અને અઢળક ધન પરનું અને અમાપ સંપત્તિ પરનું મમત્વપણું આટલી અલ્પ વયમાં આપે જોતજોતામાં છોડી દીધું ત્યારે મારા જેવો લક્ષ્મીલોલુપ હજી ચોરીના વ્યવસાયમાં પડી પોતાને તેમજ પરને ઉદ્વેગ પમાડી રહ્યો છે! ધિક્કાર છે મારા જીવતરને! મારા પણ માર્ગદૃષ્ટા આપ જ હો. આપે દેખાડેલી ભાગવતી દીક્ષાનો હું પણ ઉમેદવાર છું.'

આમ એક રાત્રિમાં જંબુકુમારની વિનમ્ર જ્ઞાન ગંગાથી, સંખ્યાબંધ આત્માઓના તિમિર પડળો ઉખડી ગયા અને જ્ઞાનભાનુ પ્રકાશી ઉઠ્યો. બીજે દિવસે કેવળ જંબુકુમાર એકલાએ જ નહિ પણ પણ સાથે પોતાના માતા-પિતા, તેમજ આઠ કુળવધુઓ તથા તેમના માતાપિતા મળી સત્તાવીશ મનુષ્યોએ પ્રવ્રજ્યા સ્વીકારી, અને પ્રભવ ચોરે પણ ટુંકા સમયમાં ચારસો નવાણું ચોરો સહિત પ્રભુનો માર્ગ સ્વીકાર્યો.

જંબુકુમાર સોળ વર્ષ ઘરવાસમાં રહ્યા. વીસ વર્ષ લગી શ્રી સુધર્મા સ્વામીની સેવા કરી અને ચુંમાળીશ વર્ષ સુધી યુગપ્રધાન

પ્રે ગી હવણી જીવન ગાળ્યુ એશી વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરી કે ન કેવળી તરીકે મોક્ષે સિધાવ્યા

ની વીર પછી ચોસઠ વર્ષે તે મુક્તિ પામ્યા ત્યારથી નીચે મુખ્ય દશ વસ્તુઓ વિચ્છેદ ગઈ અર્થાત્ તે પ્રાપ્ત થાય તેવી શક્તિનો અભાવ થયો ૧ મન પર્યવજ્ઞાન ૨ પરમાવધિજ્ઞાન ૩ પુના નચિ ૪ આહારક શરીર ૫ ક્ષાયિક–સમ્યક્ત્વ ૬ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર ૭ સુક્ષ્મ સંપરાય ચારિત્ર–૮ યથાખ્યાત ચારિત્ર ૯ કેવળજ્ઞાન ૧૦ મોક્ષગમન.

એ રીતે કહ્યુ છે કે જમ્બુકુમાર જેવા ભા ગ્યે કો ઈ થયો હશે કે જેને યોગ જોવાને મોક્ષનો અધિકારી બના વો અને જેને પામ્યા પછી શીવ સુન્દરીને અન્યની ઈચ્છા જ થતા નથી

શ્રી પ્રભવ સ્વામી—

વિંધ્યાચળની તળેટીમા આવેલ જયપુર નગરના જયસેન નૃપનો પુત્ર પ્રભવ લઘુબંધુ વિનયધરને રાજ્ય અપાયાથી રિસાઈ જઈ પલ્લીપતિના ગ્રહોણમા જઈ વસ્યો કમશ ચોરનો સ્વામી થયો જનતા એના નામથી ત્રાસવા લાગી ધાડ પાડતો તે રાજગ્રહીમા જમ્બુકુમારને ત્યા ચોરોનાસમૂ સાથે ચોરી માટે જઈ પહોચ્યો નવપરિણિત નારી સાથેની કુમારની જ્ઞાનપૂર્ણ કથાઓથી બોધ પામ્યો અને ત્યારથી જ જીવન પલટો થયો બાહ્ય ધનની ચોરી મૂકી દઈ અનત ધનની સપૂર્ણ ચોરી કરી લીધી જ્ઞાન–દર્શન અને ચારિત્રરૂપ અમૂલ્ય રત્નોનુ સ્વામીત્વ પ્રાપ્ત કરી શ્રી વીરની પાટનો સૂત્રધાર બન્યો ૩૦ વર્ષ સસારમ ૪૪ વર્ષ દીક્ષામા શ્રી જમ્બુની સેવાપણે અને ૧૧ વર્ષ યુગપ્રધાન તરિકેના ગાળી કુલ આયુષ્ય ૮૫ વર્ષનુ ભોગવ્યુ અવસાન સમય નજીક જાણી ગચ્છની સારસભાળ સારૂ પાટનાયક સ્થાપવા પ્રથમ સ્વ સમુદાયમા ઉપયોગ મૂક્યો પણ કોઈના

પર નજર ન કરી એટલે પર સમુદાયમાં અનેકાના રાજગૃહી નગરીમાં યજ્ઞક્રિયા આચરતો દ્વિજ શય્યંભવ ધ્યાનમાં આવ્યો તરત જ બે સાધુઓને વસ્તુ-નિર્દેશ કરી ત્યાં મોકલવામાં આવ્યા

વિહાર કરતા ઉક્ત મુનિઓ યજ્ઞમંડપમાં આવી પહોંચ્યા વેદોક્ત મંત્રોના ધ્વનિ થઈ રહ્યા છે અને યજ્ઞસ્થલ આગળ એક બકરાને બાંધેલો છે જે મેં મેં પોકારી રહ્યો છે સામે જ ઉઘાડી તલવારે ભટ્ટ શય્યંભવ વિધિ વિધાનમાં મગ્ન બન્યો છે તરત જ મુનિ મુખમાંથી નિમ્ન લિખિત શબ્દો બહાર પડ્યા—

**अहो कष्ट अहो कष्ट तत्त्व न ज्ञायते परम् ।**

બસ એટલું કહી મુનિ યુગ્મ વિદાય થયું પણ શય્યંભવ દ્વિજને તો ભારી જિજ્ઞાસા જન્મી તરત જ મુખ્ય ભૂદેવ તરફ તલવાર ધરી તત્ત્વ સમજાવવા કહ્યું અંતમાં ભૂદેવે યજ્ઞસ્થંભ નીચે રાખેલી શ્રી શાંતીનાથ પ્રભુની મૂર્તિ દેખાડી અને જણાવ્યું કે એના આકર્ષણથી દેવતાઓ યજ્ઞમંડપ તરફ આગમન કરે છે શય્યંભવ દ્વિજ આ સાંભળી, ખડ્ગને બાજુપર ફેંકી દઈ ઉભો થઈ ગયો એ સત્યનો પૂજારી હતો એટલે પેલા મુનિઓ કોણ હતા, તે જાણવા સારૂ તેમની પાછળ નિકળી પડ્યો ઘેર ગર્ભવતી પ્રિયા હતી એનું પણ વિસ્મરણ થઈ ગયું મુનિની શોધ કરતો તે શ્રી પ્રભવસ્વામી સમિપ આવી પહોંચ્યો વિદ્વાન્ હોવાથી યથાર્થ વસ્તુ સમજતા ઝાઝી મુશ્કેલી ન પડી સમજણ પાછળ અમલ હોય તો જ સમજ્યું કામનું છે એ વાત તે જાણતો હોવાથી એહિક દુનિયાના કોઈ પણ લાભમાં લલચાયા વગર અંતરના ઉમળકાથી ભાગવતી દિક્ષાનો સ્વીકાર કર્યો ઘણા જ અલ્પ સમયમાં સર્વ શાસ્ત્રોમાં પારંગતતા પ્રાપ્ત કરી શ્રી પ્રભવસ્વામી પણ એમના સુરક્ષિત હસ્તોમાં શાસન ધુરા સોંપી સ્વર્ગે સિધાવ્યા

**શ્રી પાર્શ્વનાથના ગણધર શ્રી શુભેય, તેમના શિષ્ય હરિ**

દત્તાચાર્ય—તેમની પરંપરામાં—સમુદ્રાચાર્યને કેશીમુનિ અનુક્રમે થતા શ્રી વીરના સમયમાં એ જ કેશીમુનિ સહ ગૌતમ સ્વામીને મેળાપ અને વાર્તાલાપ થયેલો એ વખતે ચાર અને પાંચ મહાવ્રત સંબંધી તેમજ બીજી કેટલીક બાબતો સબંધી પરસ્પર ચર્ચા અને ખુલાસા થયેલા પ્રદેશી રાજાને પ્રતિબોધ પમાડનાર પણ એ જ કેશીસૂરિ એમના શિષ્ય શ્રી સ્વયંપ્રભસૂરિ અને તેના શિષ્ય શ્રી રત્નપ્રભસૂરિ થતા કે જેમણે શ્રી વીરનિર્વાણ પછી પચોતેર વર્ષે ઓશિયા (ઓસીયા) નગરીમાં ચામુંડાદેવીને પ્રતિબોધી ઘણા જીવોને અભયદાન દીધું ને તેનું સચ્ચિકા નામ રાખ્યું વળી ભૂપાળ શ્રી ઉપલદેવ પરમારને પ્રતિબોધી એ નગરના લાખ હજાર ગોત્રોને જૈન બનાવ્યા શ્રી પાર્શ્વનાથનો પ્રાસાદ બનાવરાવ્યો ને સૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી એ સર્વ જનો ઉપકેશ જ્ઞાતિ (ઓસવાળ) તરીકે સંબોધાયા સૂરિના ગચ્છનું નામ પણ ઉપકેશ પડ્યું. આમ ઓસવાળ જ્ઞાતિ સંબંધી આખ્યાયિકા છે.

૪ શ્રીશય્યંભવસૂરિ—કેટલાયે સૂત્રોનું દોહન કરી શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કરનાર બન્યું એમ કે પોતે ગર્ભવતી પ્રિયાને છોડીને આવતાં ત્યાર બાદ તેને પુત્રનો જન્મ થયેલો એનું નામ મનક ઉંમર લાયક થતાં એ મનક પાઠશાળાએ જવા લાગ્યો ત્યાં સાથે ભણતા વિદ્યાર્થીઓના મ્હેણાથી ઘેર આવી માતાને પોતાના બાપ સંબંધી પૂછવા લાગ્યો. એટલો પત્તો મળ્યો કે પિતા સાધુઓની જોડે ગયા અને હાલ મોટા આચાર્ય બનેલ છે એ પણ શોધ નિમિત્તે નીકળી પડ્યો અકસ્માત માર્ગે પિતા પુત્રનો યોગ થયો વાર્તાલાપથી પિતાએ પુત્રને ઓળખ્યો અને ઉપયોગથી એનું અલ્પ આયુષ્ય પણ જાણ્યું આ વાત સાધુ સમુદાયમાં પ્રસરવા ન દેતાં કેવળ પુત્ર સ્નેહના કારણથી—તેના ટુંકા જીવનમાં પણ કલ્યાણ થઈ શકે એ ખાતર દશવૈકાલિક સૂત્રની સંકલના કરી એ દ્વારા મનકને આગમનું રહસ્ય સમજાવ્યું અન્ય સાધુઓની વૈયાવચ્ચ કરવા રૂપ ઉંચા પ્રકારની સેવાથી જ્ઞાનપ્રાપ્તિ સાથે ક્રિયાનો યોગ મળ્યો આમ મનક

■ માત્ર જેવી ટુંકી અવધિમાં આત્મોન્નતિ સાધી લીધો એના અવસાન કાળે સૂરિજીની ચક્ષુઓમાંથી અશ્રુબિંદુ સરી પડ્યા ત્યારે સત્ય બિના સૌ સાધુઓના જાણવામાં આવી ગુરૂપુત્ર નિમિત્તે રચાયેલા દશવૈકાલિક સૂત્રને ત્યાર પછી કાયમી સ્થાન મળ્યું આમ સૂત્ર ગુંથન સાથે મન મગ્ન થયો ૨૮ વર્ષ ગૃહસ્થીપણામાં ૧૧ વર્ષ ગુરૂસેવામાં અને ૨૩ વર્ષ યુગપ્રધાન પદમાં ગાળી કુલ ૬૨ વર્ષનું આયુ પૂર્ણ કરી શ્રી વીર નિર્વાણ પછી ૯૮ વર્ષે શ્રી શય્યંભવ સુરિનું સ્વર્ગ ગમન થયું

૫ શ્રી યશોભદ્રસૂરિ—બાવીશ વર્ષ સંસારમાં રહી પ્રવ્રજ્યા સ્વીકારી ચૌદ વર્ષ શ્રી શય્યંભવ સુરિની સેવા કરી અને પચાશ વર્ષ સુધી યુગપ્રધાન પદે રહ્યા કુળ આયુષ્ય ૮૬ વર્ષ શ્રી વિગત ૧૪૨ વર્ષે સ્વર્ગ ગમન.

૬ શ્રી સંભૂતિ વિજય તથા શ્રી ભદ્રબાહુ સ્વામી ઉભય ગુરૂ ભાઈ થાય, તેમાં પહેલાના શીરે ગચ્છનું પટ્ટધરપણું જ્યારે પાછલા આગમભાળ રાખનાર. સંભૂતિ વિજયે ૪૨ વર્ષે ચારિત્ર ગ્રહણ કર્યું ચાળીશ વર્ષ સયમ પાળ્યો આઠ વર્ષ યુગપ્રધાન તરિકે રહ્યા ૯૦ વર્ષ પુરા કરી સ્વર્ગે સિધાવ્યા ભદ્રબાહુ, દક્ષિણ દેશમાં આવેલા પ્રતિષ્ઠાનપુરમાં પ્રાચીનગોત્રી દ્વિજને ઘેર જન્મ્યા હતા મોટા ભાઈનું નામ વરાહમિહિર. બન્ને સાધુઓએ શ્રી યશોભદ્ર પાસે સાથે દિક્ષા લીધી હતી અભ્યાસ વૃદ્ધિ કરી ઉભય ષડ્દર્શનના જ્ઞાતા બન્યા મોટાભાઈને અદભાગી જાણી ગુરૂએ ભદ્રબાહુને સુરિપદે સ્થાપ્યા વરાહમિહિર રિસાઈ, સયમ છોડી દઈ ચાલ્યા અને જ્યોતિષીનો વ્યવસાય સ્વીકારી આજીવિકા ચલાવવી શરૂ કરી જૈનધર્મ પ્રત્યે દ્વેષ રાખવા માંડ્યો, એનાર વાત્મા પાઠ પડ્યા-રાજા સમક્ષ કુંડાળુ કરી વરાહે બાવન પલનો મત્સ્ય મધ્યમાં પડશે એમ નિર્દિષ્ટ કર્યું જ્યારે

આવામે જુવાનીનો લ્હાવ વિલાસમાંચે લુટવા લાગ્યા ઉભય વચ્ચે અતૂટ સ્નેહ ગ્રંથિ જન્મ પામી, દ્વિજ વરરૂચીની કપટજાળથી સ્વપિતાનુ અવસાન થયા બા મંત્રીમુદ્રા ગ્રહણ કરવા અર્થે રાજ તરફથી તેડુ ગયુ ત્યારેજ તેઓ વિલાસ નિદ્રામાથી જાગ્રત થયા ક્ષણનો વિરહ સહવાને અશક્ત વામા કોશ્યાને ‘ આવુ છુ ’ કહી આવ્યા નૃપ તરફથી અપાતી પ્રધાન પદવી પર અશોક વાટિકામા બેસી વિચાર કરવા લાગ્યા પિતાશ્રીનુ જીવન–પોતાનો સોનેરી કાળ–બાલ્યજીવન અને ત્યાર પછીનુ વિલાસી જીવન નજર સામે ખડુ થયુ સંસાર સાર વિહોણો લાગ્યો એને છોડવાનો અડગ નિશ્ચય કરીને ઉઠ્યા રાજ સભામા જઈ, વિનયપૂર્વક મુક્તિ થવારૂપ સ્વ અભિપ્રાય પ્રદર્શિત કરી ન તો ગયા વિલાસીનીના મહેલ તરફ કે ન તો ગયા સ્વજનોના વસવાટ તરફ, જાતે સ્વતંત્ર હોઈ પહોચ્યા શ્રી સંભૂતિવિજય સૂરિ પાસે કર્મમા શૂરવીર હતા તે ધર્મમા શૂરવીર બની ગયા પ્રવજ્યા સ્વીકારતા વાર ન લગાડી જોતજોતામા જ્ઞાનધ્યાનમા લયલીન થયા કોશ્યાની મોહિનીને ફગાવી દીધી છતા સાચી પ્રીતિ તો અંતરમા કાયમ જ રહી ચોમાસુ આવતા સાધુ મંડળમાથી કોઇ કુવા કાંઠે તો કોઇ સિંહ ગુફાએ કાર્યોત્સર્ગ અર્થે ઉપડ્યા ત્યારે આ મહાત્મા કોશા વેશ્યા ગૃહે જવા તૈયાર થયા માગણી કરી અને સમયજ્ઞ સૂરિએ હા ભણી વિરહ તાપની જેના અંગેઅંગમા ઝાળ લાગી રહી છે અને જેને લોકવાયકા સાંભળી જાણ્યુ પણ છે કે હવે સાધુ થનાર સ્થુલભદ્ર પાછા નહિ જ આવે છતા એમની પાછા-પ્રેમના એ અવર્ણિય બંધનની પાછા–આગમનની આશાને રોપવી દીધી છે એવી કોશ્યા,—સાચી કુળ કામિનીએ, મુનિરાજે આવતા જોયા કે રુવાડે રુવાડે હર્ષથી ભાસ થઈ હસ્તદ્વય જોડી સામી આવી મનમા ચિંતન કરવા લાગી કે સાધુજીવનના કષ્ટો સહન થઈ શક્યા નથી એટલે સ્થુલભદ્ર અહીં ભાગી આવે છે, એટલે પુષ્કળ હાવભાવથી સામે ગઈ મુનિરાજે ચિત્રશાળામા ચોમાસુ કરવાની રજા માગી એને એમા આ મગ–

નયની ના ભણે જ કેમ? તરત જ હા પાડી દીધી. ભૂમિ પ્રમાર્જી આસન પાથર્યું. સાડા ત્રણ હાથ દૂર રહી જે કંઈ હેતુ હોય તે કહેવાની કોશ્યાને રજા મળી. યુવાનીનો આરંભકાળ સાથે લીધામાં જેમને વ્યતીત કરેલ છે અને હજુ જેમના ગાત્રો પર યુવાની પૂર્ણપણે રમી રહી છે એવા એક સમયના આ દંપતીએ કેટલીયે [ વિશ્રમ અને ગતિઓ આલાપ-સલાપ અને વાર્તાલાપમાં ગાળી. હાસ્યાએ પૂર્વના એ સુખી જીવનની યાદ આપી પુનઃ એનો સ્વીકાર કરવાની દલીલો કરી જ્યારે સ્થુલભદ્ર અનુભવથી એમાં જે અસાર જોયો હતો તે સમજાવી મનુષ્ય જીવનની સાર્થકતા બ્રહ્મચર્યાદિ કરણીમાં સમાયેલી હોવાનો જોરથી ઉપદેશ કર્યો. વિજયશ્રી મુનિને વરી ચૂક્યા, વેશ્યા મટી શ્રાવિકા બની ગઈ. નાગના નો થઈ હતી, તેમાંથી સાધુ સંસર્ગે શ્રાવિકા બની અરે એટલી તો દૃઢ થઈ કે બીજે ચોમાસે આવેલા સિંહ ગુફાવાસી સાધુને પતિત થતા પણ તેણીએ ઉગાર્યા. આમ સ્થુલભદ્રે મન્મના આવાસમાં રહી એનો સંપૂર્ણપણે વિજય કરી સાચી પ્રીતિનો સાક્ષાત્કાર કરાવી સાધુ સમુદાયમાં અનોખું ને અદ્વિતિય સ્થાન મેળવ્યું. ચોરાસી ચોવીસી સુધીની ખ્યાતિ પ્રાપ્ત કરી.

એ બાર વર્ષી મહા દુર્ભિક્ષ પડ્યો. એ વેળા આગમ જ્ઞાન ભુલાવા લાગ્યું. પાટલીપુત્રમાં સંઘ એકત્ર મળ્યો ને વિચાર કરી ભદ્રબાહુ સ્વામી કે જે તે વેળા નેપાળ દેશમાં વિચરતા હતા તેમને બોલાવવા માણસ મોકલ્યા. કેટલાક સમય પછી એ માણસોએ આવી જવાબ દીધો કે- સ્વામી ત્યાં ઉચ્ચ કોટિના ધ્યાનમાં રોકાયેલા છે એટલે આવી શકે તેમ નથી. સંઘ વિચારમાં પડી ગયો. એણે લાગ્યું કે એક તરફ સિદ્ધાન્તનું જ્ઞાન વિસ્મરણ થઈ રહ્યું છે તેથી એમની અતિ ખાસ જરૂર છે જ્યારે તેઓ ધ્યાનને વળગી આવવાની ના પાડે છે એ કેમ ચલાવી લેવાય? કેટલોક સમય સંપૂર્ણપણે વિચાર ચલાવ્યા બાદ ફરીથી માણસો મોકલવામાં આવ્યા-સૂચના

આપવામાં આવી કે-'સ્વામી ને પૂછજો કે જે વ્યક્તિ સંઘની આજ્ઞા ન માને તે કઈ શિક્ષાને પાત્ર થાય? અને તેઓ જે જવાબ આપે તે સાંભળી લઈ, સંઘ તમને તે શિક્ષા ફરમાવે છે' એમ કહી પાછા આવજો. સ્વામી પાસે ઉચિત કાળે પાટલીપુત્રમાંથી સંદેશવાહકો આવી પુગ્યા ને સૂચનાનુસાર વર્તન કર્યું ભદ્રબાહુ સ્વામીએ સંઘની આજ્ઞા ઉલંઘનાર માટે 'સંઘ બહાર'ની શિક્ષા ફરમાવી એટલે તરતજ ઉક્ત માનવીઓએ એ શિક્ષા તેમને લાગુ કરી આ વેળા એ મહાન્ વ્યક્તિ-ચૌ૦ પૂર્વધર-બોલી ઉઠી-'ભાઈઓ, સંઘ એવું ન કરે હું જે મહાપ્રાણ ધ્યાનમાં રોકાએલ છું તે હવે થોડું બાકી છે, એ પણ શાસનનું કામ છે તેથી જ સંઘની આજ્ઞા છતાં આવી શક્તો નથી પણ ત્યાંથી જેટલા શિષ્યોને અહીં મોકલવામાં આવશે તેટલાને જરૂર હું વાચના આપીશ, અને એ રીતે ઉભય કાર્ય સચવાશે માટે સંઘને મારી વિનતિ છે કે બની શકે તેટલા શિષ્યોને મારી પાસે મોકલાવે' સંઘના કર્ણે આ વાત પહોંચતા સંતોષ થયો પાંચસોની વિપુલ સંખ્યામાં શિષ્ય સમુદાય મોકલવામાં આવ્યો સ્વામી પણ સમય મેળવી વાચના આપવા લાગ્યા કાળની દુર્ધરતાને લઈને કહો કે એ અપૂર્વ જ્ઞાનને ધારણ કરવાની અશક્તિને લઈને કહો, ગમે તેમ પણ માત્ર એક સ્થુલભદ્ર મુનિ છે ને સુધી ટકી રહ્યા, એમને પણ દશ પૂર્વ સુધી પહોંચ્યા-પછી પ્રાપ્ત કરેલ સ્વાનુભવનો પ્રયોગ કરી બતાવવા રૂપ અજીર્ણ થયું વાંદના આવેલ સ્વભગિનીઓ (સાધ્વી વેશમાં) સામે એ પ્રયોગ સિંહનું રૂપ કરી અજમાવ્યો ગુરૂશ્રીએ કહેલું કે ભાઈ પેલી ગુફામાં સ્થુલભદ્ર અધ્યયન કરે છે અને અહીં તો સિંહ બેઠેલ છે માટે જરૂર તે આપણા ભાઈનું ભક્ષણ કરી ગયો હશે' એમ વિચારતી એ સર્વ સાધ્વીઓ પાછી ફરી સ્વામીને સર્વ હકિકતની જાણ કરી પૂર્વ ધરે ઉપયોગ મૂકી સર્વ સ્વરૂપ જાણ્યું પુન કહ્યું કે જાવ તમારો બધુ હવે ત્યાં બેઠેલ છે સાધ્વીઓએ પાછા ફરતા જ મુનિ સ્થુલભદ્રને જોયા વંદન કર્યું અને એમના મુખથી જ જાણ્યું કે એ સિંહરૂપ તેઓ

જ્ઞાનશક્તિના પ્રદર્શનરૂપ હતું જ્યાં વાચના માટે સ્થુલભદ્ર ગુરુ સમીપ આવ્યા ત્યાં ન ગ ય યો અને આટલા જ જ્ઞાન સુધી તુ યોગ્ય છે એ ગુરૂનુ ઉપાલંભ વચન પ્રાપ્ત થયુ ! સ્થુલભદ્રને અયોગ્ય સમજાયુ જ્ઞાનીને શાસન પ્રભાવના સિવાય આવુ વર્તન ન શોભે એ ભગિનીને ત્યાને આવેલી આપ બતાઈ હવે નજર સામે ખડી થઈ પણ થયુ તે થયુજ પશ્ચાતાપપૂર્વક ક્ષમા માગી જ્ઞાના ગુરુને આગળ પગલુ ભરવુ દીઠ ન જ લાગ્યુ તોવિ ભાવ જ એવો દેખાયો સઘની ખાસ ભલામણથી બાકીના ચાર પૂર્વની વાચના દીધી પણ તે કેવળ સૂત્રથી અર્થ સમજાવ્યા વગર અને તે પણ હવે પછી અન્યને આપવાની મનાઈ સાથે આમ આગમ જ્ઞાન આપનાર તથા લેનારમાં શાસન પ્રભાવના માટે કેટલી અનુપમ લાગણી પ્રવર્તતી હતી તેનો ખ્યાલ આવે છે મોટા પુરૂષો કામને પગને સઘનુ ગૌરવ જાળવતા જોઈ ધન્યવાદના ધ્વનિ નીકળી પડે છે

સ્થુલભદ્રે ૨૪ વર્ષ ની સંભૂતિવિજયની સેવામા ગાળ્યા જેમા અધ્યયન કાળ અને ભદ્રબાહુ સ્વામીની સેવાનો સમાવેશ થઈ જાય છે ૪૫ વર્ષ યુગ પ્રધાન પદે રહી ... આયુષ્ય ૯૯ વર્ષનુ ભોગવ્યુ શ્રીવીરાત ૨૧૫ વર્ષે સ્વર્ગગમન.

આ સમયે પ્રથમ વજ્રરૂષભ નારાચ સઘયણ તેમજ સમચતુરસ્ર સસ્થાન વિચ્છેદ ગયા અહીં સુધી ચૌ પૂર્વી ગણાયા પ્રીપ્રભવ શય્યભવ, યશોભદ્ર સભૂતિ ભદ્રબાહુ અને સ્થુલભદ્ર એ છ ચૌ પૂર્વી યાને શ્રુતકેવળી

શ્રીવીર પછી ૨૧૪ વર્ષે અવ્યક્તવાદી નામા ત્રીજો નિન્હવ થયો તેવી જ રીતે ૨૨૦ વર્ષે ક્ષણિકવાદી ... શિષ્ય અશ્વમિત્ર. એમા આષાઢસુરિના અવ્યક્તવાદી શિષ્યો મૌર્યવંશ રાજાથી બોધ પામ્યા જ્યારે અન્યવાદીને રાજગૃહીના ... લેનાર શ્રાવકોએ બોધ પમાડ્યો

૮ શ્રી આર્યમહાગિરિ, તથા શ્રી આર્યસુહસ્તિસુરિ, ઉભય ગુરૂભાઈ થાય. પ્રથમના પટધર અને પાછળના ગચ્છની સભાળ રાખનાર, ત્રીસ વર્ષ ગ્રહવાસમા ગાળી શ્રી મહાગિરિએ સ્થુલભદ્ર સ્વામી પાસે સયમ લીધો. ૪૦ વર્ષ ગુરૂસેવામા ગાળ્યા અને ૩૦ વર્ષ યુગપ્રધાન પદવી ભોગવી, જેઓ આયુ ૧૦૦ વર્ષનુ તેઓશ્રી જીનકલ્પની તુલના કરતા હતા શ્રીવીરાત્ ૨૪૫ વર્ષે તેમનુ સ્વર્ગગમન.

શ્રીવીર નિર્વાણાત્ ૨૨૮ વર્ષે ગગ નામા પાચમો નિન્હવ થયો એક સમયે બે ઉપયોગ માનનાર ધનગુપ્ત શિષ્ય ગંગદત્ત નદી ઉતરતા આવી માન્યતા ઉદભવી

શ્રી આર્યસુહસ્તિ વિચરતા એકદા માલવદેશની રાજધાની ઉજ્જૈનીમા પધાર્યા, ત્યા ભદ્રા સાર્થવાહીની વાહનશાળામા ચોમાસુ રહ્યા રાત્રિના સ્વાધ્યાયમાં નલિનીગુલ્મ વિમાનનો અધિકાર આવ્યો પાસેના સાત મજલાવાળા મહેલમા ભદ્રાનો પુત્ર અવતિ સુકુમાર પોતાની બત્રીસ ભાર્યાઓ સહિત વિલાસ માણી રહ્યો છે તેના કર્ણમા ઉપર વાત રમી રહી પૂર્વે મે એ સર્વ જોયુ છે એવુ વિચારતા તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ બસ પુન ત્યા પહોચવાની તમન્ના લાગી ઝટ ગુરૂ સમીપ આવી એ વિમાન કેવી રીતે પ્રાપ્ત થાય એવો પ્રશ્ન કર્યો ચારીત્રનુ પાલન મોક્ષ આપી દે કે તો સ્વર્ગનું શું પૂછવુ એ ગુરુશ્રીનો પ્રત્યુત્તર મળ્યો 'કમ્મેશૂરા ધમ્મેશૂરા' વચન મુજબ અવતિ સુકુમાર પ્રવજ્યાની માગણી કરી ગુરૂશ્રીએ માતાની આજ્ઞા લઈ આવવા કહ્યુ યુવાન પહોંચ્યો મહેલમા માતુશ્રી અને પ્રેયસીઓના વૃ૦ સામે સ્વ તમન્ના જાહેર કરી ઉભય પક્ષના સ્નેહીઓ તરફથી રોકાઈ જવાની ફરમાસ્નો ઘણી ઘણી થઈ પણ જેને અડગ નિશ્ચય કર્યો છે, જેને નલિનીગુલ્મ સિવાયનુ જીવન અકારૂં લાગે છે તેને કોણ થોભાવી શકે ?

આખરે સમ્મતિ મળી ગુરુ સમીપ આવી દીક્ષા સ્વીકારવાની વિધિ થઈ અને તરત જ સ્મશાન ભૂમિમાં અનશન કરવાની ભાવના અહાર આવી સમયના જાણ સ્થવિરે અનુમતિ આપી કે તરત જ અંધારી નિશાએ કાકરા પત્થરને કાંટાથી વિંધાતા પગે ભદ્રાનો એ નંદનને બોગિયોમાં ક્ષુધિત ઘણો તનુજ માત્ર અંતર પિપાસાની પૂર્તિ અર્થે, જ્યાં વિરાગના ચોતરફ ડોકીયા કરી રહી છે ને ભયાનકતાની ન્યૂનતા નથી એવી જનપરિવર્તનના સ્ટેશન સમી સ્મશાન ભૂમિમાં આવી પહોંચ્યો પગમાં નિકળતા રક્તની જરા પણ પરવા રાખ્યા વગર ધ્યાન મગ્ન બની તે ઉભો રહ્યો. એવી તો અચગતા ધારણ કરી કે, જેને પવનના સપાટા ન ધ્રુજાવી શક્યા વનપશુની હારણુ ગાડી ન ડાગી શકી અને અંધારામાં સામ્રાજ્ય ભોગવની ભીતિ ન ભડકાવી શકી લોહીની ગંધે આકર્ષાઈ એક શિયાળણી સ્વ સમુદાય સાથે ત્યાં આવી ચડી આવું સુંદર ભક્ષ દેખાતા જ મુનિના દેહને ફાડી ખાવાનું કાર્ય શરૂ કર્યું જાતે અને સમજણ પૂર્વક કાયાને વોસરાવી સાધનામાં મગ્ન રહેનાર એ સાધુને પોતાનો દેહ' એવી ભાવના જ ક્યાં હતી કે જેથી એનો દુખાનુભવ થાય! એમની દૃષ્ટિએ શિયાળણી મિત્ર કરતા પણ અધિક કામ કરવા લાગી ઉપસર્ગ શ્રેણી વધતા જ ભાવના શ્રેણીમાં કુદરતી વધારો થવા લાગ્યો એટલે જ નિરત સ્થાન નજીક આવવા લાગ્યું આ ભવની શિયાળણી ત્રીજા ભવમાં તેની પત્નિ આશી હતી ત્યાં અપમાનિત થઈને એ સંસાર છુટી રીતે થા આવતા તેણીએ પણ શરીર ફાડવામાં ખામી ન રાખી જાતિ સામે નજર પડતા જ પૂર્વભવના સ્નેહ કે વેર તે તે પ્રકારની લાગણીઓ પ્રગટાવે છે આમ એનું વેર વળ્યું અને સુકુમાળનું કામ થયું મરણ વટિમની સાથે નલિનીગુલ્મ વિમાને જ મસ્સારના ચોવડીયા વાગ્યા સૌધર્મકલ્પમાં આનંદનો વિષય છતા દુન્યવી દૃષ્ટિએ જૈનોની ચક્ષુમાં રોવાનું કારણ! પ્રાતઃકાળે સારા નગરમાં વાર્તા પ્રસરી રહી ત્યાં ભદ્રા શેઠાણી કેમ બાકી રહે! શોકભર્યાં

એવે વિધાન આરોપી જેના હૃદયમા અવંતિકુમાર જેવું શિરત્રાણ જવાથી સર્વત્ર અંધકાર વ્યાપ્યો છે એવી વધુઓના પરિવાર સહિત ગેયાણીએ દિક્ષા લીધી માત્ર એક ગર્ભવતી સ્ત્રીને બાકી રાખી શુદ્ધ હૃદયનો ને જ્ઞાનપૂર્વક આ ગયેલો વૈરાગ્ય કેવી સુંદર અસર કરે છે તેનું આ સાચું પ્રતિબિંબ છે ત્યાગનો માર્ગ શૂરાનો છે કાયરના ત્યા ગજ ન વાગે બાહ્ય હાવભાવ તેમા ટકી જ ન શકે ગર્ભિણીના પુત્રે પાછળથી સ્વપિતાના અનશન સ્થાને એક સુંદર પ્રાસાદ તૈયાર કરાવી તેમા ચમત્કારિક ને તેજસ્વી મુદ્રાવાળી શ્રી અવંતિ પાર્શ્વનાથની શ્યામવર્ણી મૂર્તિ સ્થાપન કરી એ રીતે સ્વપિતાનું નામ અમર કરવા સાથે સ્વ આત્મકલ્યાણ સાધ્યુ આજે પણ ઉજ્જેણીમા એ પ્રભાવિક મૂર્તિ વિરાજમાન છે

એક । શ્રી આર્યસુહસ્તિ વિચરતા કૌશાંબી નગરીમા પધાર્યા અને ઉદ્યાનમા સ્થિરતા કરી શિષ્યો ગોચરી સારૂ નગરમા ગયા આ વેળા દુર્ભિક્ષ પડયો હોવાથી ભિક્ષુકોની સખ્યા ત્યા વધી પડેલી છે બીજી બાજુ અન્નની મોંઘવારી સખત છે માગણોને પેટના ટુકડા પણ મળવા મુશ્કેલ થઈ પડયા છે । આમ છતા ધર્મી ગૃહસ્થો સાધુ મહારાજને આગ્રહપૂર્વક વહોરાવે છે માધુકરી વૃત્તિ પરેનો ને એક દુઃખો મરખો પણ જેને મેળવેલો નહિ એવો એવા એક ભિક્ષુકે સૂરિજીના શિષ્યોની ઝોળીમા આહાર ભરેલા પાત્રો જોઈ તેમની પાસે થોડાકની માગણી કરી જવાબ એક જ મળ્યો કે ગુરુ આજ્ઞા વિના ન તો અમો જાતે ખાઈ શકીએ કે ન તો અન્યને દઈ શકીએ માટે તુ મુમુક્ષુ હોય તો અમારી સાથે ઉદ્યાનમા ચાલ સખ્યાબધ દહાડાથી જેને અર્ધયન મળ્યો છે તેને મુનિના આ શબ્દો રેતીના રણ વચ્ચે લીલી જમીન' ( oiscrs ) જેવા મીઠ લાગ્યા સૌ ઉદ્યાનમા આવી પહોંચ્યા શિષ્યોહારા સર્વ વૃત્તાંત ગુરૂશ્રીએ જાણ્યો ભિક્ષુકની મુખમુદ્રા જોઈ લીધી પછી તેને ઉદ્દેશીને કહ્યુ કે—

'भाई, ગ્રહસ્થો આ આહાર અમોને ધર્મબુદ્ધિથી આપે છે તેઓને એમ કરવાથી સુપાત્ર દાન મોનુ પુન્ય હાસલ થાય છે માત્ર દેહ ટકાવવા અર્થેજ અમોને તે ગ્રહણ કરવાની આજ્ઞા છે એટલે અમો ખપથી વધારે ભાગ્યેજ લાવીએ છીએ ઉ દુ કઈક ઓછો લાવીએ છીએ અમારે એમાથી દાન દેવાપાડ હોયજ નહિ વળી એ ગ્રહસ્થોને તો કપી શકો પણ નથી આમ છતા તુ ક્ષુધાથી કનાન્ત થયો છે અને એ ટાળવાનો તને અન્ય માર્ગ ન દેખાતો હોય તો પ્રથમ અમારો વેશ સ્વીકાર તોજ તુ આહારનો ઉપભોગ કરી શકે સાધુ જીવન ત્રિવિધ તાપ ટાળવાને સમર્થ છે અને ત્યાગ જેવાનુ ભવિષ્યમા એથી ખાસ કલ્યાણ થનાર છે હવે તને જેમ ઉચિત લાગે તેમ કર '

ગુરુશ્રી, મને તો તમારો આશરો છે હુ સાધુ થવા તૈયાર જ છુ ભુખથી મારા પ્રાણ કંઠે આવ્યા છે માટે સત્વર ક્રિયા આરોપી મને ક્ષુધાના અસહ્ય દુ ખમાથી બચાવો

સૂરિ મહારાજે શ્રુત જોઈ આ રકનુ ભાવિ વાચી લીધુ હ ।  તરત જ વિધિ કરી સાધુનો વેશ એને આપ્યો જેને સ્વપ્નામા પણ આવો સુદર આહાર જોયેલો નહીં અને કેટલાયે દિવસોના ભૂખ્યા થયેલા તેને ખાવામા પાછુ વાળી જોયુ નહિ શરીર નમતુ પડી ગયેલુ હોવાથી વિસુચિકાનો (ઝાડાનો) વ્યાધિ લાગુ પડયો અન્ય સાધુઓ તેમજ ઈતર પ્રતિદિન ગૃહસ્થો આ નવિન સાધુની સુશ્રુષા કરવા લાગી ગયા એમ વેળાના આ ભિક્ષુકને સાધુ વેશ પ્રત્યેની આવી દ વગરની ભક્તિ જોઈ અપૂર્વ માન ઉપજ્યુ મનમા આ વેશને-આ ધર્મને વારવાર ધન્યવાદ આપવા લાગ્યો આખી રાત્રિ નવિન સાધુએ શુભ અનુમોદના કરવામા અને ચારિત્ર ધર્મની શ્રેષ્ઠતાના ચિંતવનમા ગાળી ત્યાથી કાળ કરી તે જીવ શ્રેણિક રાજાની આઠમી પાટે ઉજ્જેની નગરીમા કુણાલ નામે રાજપુત્ર કે જે ઓરમાન માના

કાવનાથી અધતાને પામ્યો છે તેણે ઘેર પુત્રપણે ઉપન્યો પાછળથી કુણાલે પાટલીપુત્રમા સ્વપિતા અશોકશ્રી પાસે જઈ રાજ્યની માગણી કરી. સ્નેહવત્સલ પિતા કુણાલના આજ્ઞાંકિતપણા માટે તુષ્ટમાન હતો એટલે માગણી સ્વીકારતા ઢીલ નહોતી, પણ ચક્ષુહીન પુત્ર રાજ્યને કેવી રીતે સાચવી શકશે એજ માત્ર પ્રશ્ન મુઝવતો, તેથી પુત્રને સવાલ કર્યો કે–ભાઈ તુ રાજ્યને શુ કરશે ? કુણાલે જવાબ દીધો ‘ મારો પુત્ર તો ભોગવશે ની’ અશોકે હર્ષિત હૃદયે પૂછ્યુ ‘ ત્હો પુત્ર ક્યારે પ્રાપ્ત થયો ’ કુણાલે કહ્યુ ‘ હમણાજ ’ (થોડા સમયમા એટલે તરતજ) અશોક કુણાલની છાતી સરસો ચાપી, તેના લઘુ અર્ભકને ગાદીપર બેસાડી ‘ સપ્રતિ ’ એવુ નામ સ્થાપન કરી પાટલીપુત્રની ગાદી અર્પણ કરી

યૌવનના બાગમા છુટથી વિહરતો કુમાર એક વેળા રાજમહાલના ગવાક્ષમાથી નગરચર્યા નિરખી રહ્યો છે તેવામા શ્રી આર્ય સુહસ્તિસૂરિ સમેત શ્રીમંત કેવળજ્ઞાન મહોત્સવ નિમેત્તે જઈ રહેલ રથયાત્રા તેની નજરે પડી, સૂરિ પર દૃષ્ટિ પડતાજ ‘ પૂર્વે મે એમને જોયા છે ’ એવો ઉહાપોહ થયો અને જાતિસ્મરણ જ્ઞાન થતા જ સ્વપૂર્વભવ જોયો પોતાનુ ભિક્ષુક જીવન અને સૂરિજીનો ઉપકાર ચક્ષુ સામે ખડા થયા તરતજ મહેલમાથી નીચે ઉતરી, ગુરુના ચરણુમા પડ્યો સર્વ વ્યતિકર નિવેદન કરી સેવકને આજ્ઞા ફરમાવવા પ્રાર્થના કરી સૂરિજીએ ‘ સર્વ પ્રકારના બળોમા ધર્મબળ જ શ્રેષ્ઠ છે, ’ એમ જણાવી ધર્મની ઉન્નતિ અર્થે જીવન વ્યતીત કરવા સૂચવ્યુ તેઓશ્રીના ઉપદેશ ગથી રાજાએ સપ્રતિરાજે જૈન ધર્મનો પ્રબળ ઉદ્યોત કર્યો

**સપ્રતિરાજના કાર્યો**—સવા લાખ નવિન પ્રાસાદ કરાવ્યા સવા ક્રો જીનબિબ ભરાવ્યા, તેમા ૯૫૦૦૦ ધાતુના, બાકીના પાષાણુના– ત પીળા, શ્યામને શ્વેતવર્ણી જાણુના બે હજાર ધર્મશાળા, અગી ૨ હજાર વાપિકાઓ તથા કુડો બનરાવ્યા છત્રી હજાર જીર્ણોદ્ધા થયાની વધામણી (ખબર) મળે ને પોતે ‘ દાતણ કરે ’ એવો નિયમ

રાખ્યો હતો ભરૂચમા સમળિકા વિહારનો ગિરનાર ગિરિ પર શ્રીનેમિ નાથનો, ઇડર ગઢે શ્રી શાંતિનાથનો એમ મુખ્ય હતા સંઘપતિ થઈ જિનશાસનનો જયકાર વર્તાવ્યો પાછળના કેટલાક વર્ષોમા સખત દુકાળ વેળાએ સાધુ સાધ્વીઓને આહારપ્રાપ્તિ દુર્લભ થઈ પડી અને સંયમરક્ષામા મુશ્કેલી પડી તેવા સમયમા ઉચિત ગોચરી સુલભતાથી મળી શકે તેવી ગોઠવણ કરાવી વળી પોતાના માણસોને સાધુના વેશ પહેરાવી અનાર્ય દેશમા મોકલી ધર્મનો તેના આચાર વિચારનો સદેશો પ્રસરાવ્યો એ રીતે ઘણા ગાઢ મિથ્યાત્વીઓને સમ્યક્ત્વ પમાડયુ અને મુનિવિહાર માટે માર્ગ સુતરો બનાવ્યો જૈન ધર્મનો વિજય વાવટો સારા વિશ્વમા ઉડતો કર્યો સો વર્ષનુ આયુ પુરૂ કરી સ્વર્ગે ગયા

જીન પની તુલના કરી રહેલા વડા શ્રીઆર્ય મહાગિરિએ, શ્રીઆર્ય સુહસ્તિ સુરિએ ક્ષિણુાથી રાજપિંડ લીધો એથી માંડલી બહાર પાણી જુદા કર્યા પોતે સમેતશિખરજી યાત્રા માટે પૂર્વ દેશે વિહાર કર્યો તેમની ચોથી પેઢીમા શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ થયા બીજી બાજુ શ્રી આર્ય સુહસ્તિ સુરિ ૪૬ વર્ષ સુધી યુગપ્રધાન પદ ભોગવી સ્વર્ગે સંચર્યા

૯ શ્રી સુસ્થિત સ્વામી, પહેલા પટ્ટધર અને બીજા ગચ્છની ચિંતા કરનાર, ઉભયે શ્રી ગૌતમ સ્વામી કથિત સુરિમંત્રનો ક્રોડવાર જાપ કર્યો તેથી સુધર્મા સ્વામીથી કહેવાતા 'નિગ્રંથ ગચ્છ'નુ 'કોટિક ગચ્છ' એવુ બીજુ નામ પડયુ તેમના સમયમા શ્રી ભૃગુકચ્છ નગરે શ્રી આર્ય ખપુટાચાર્ય નામના પ્રભાવિક આચાર્ય થયા

૧ શ્રી ઈંદ્રદિન્નસુરિ લઘુભાઈ શ્રી પ્રીયગ્રંથસુરિ—

કાલિકાચાર્ય સ્વરૂપ. શ્રી વીરનિર્વાણ પછી ૩૨૦ વર્ષે આર્ય સુહસ્તિના સંઘાડામા સૌધર્મ ઇંદ્ર આગળ નિગોદનુ સ્વરૂપ વર્ણવનાર, પન્નવણા સુત્રના રચયિતા પ્રથમ કાલિકાચાર્ય થયા પ૩ વર્ષે એકતાળીશ

જૈનાચાર્યોની સાક્ષીમાં પાચમની સંવત્સરી ફેરવીને ચોથની કરનાર બીજા ત્રીજા કાલિકાચાર્ય થયા, શ્રી ઇંદ્રદિન્નસૂરિ ૬૨૧ વર્ષે સ્વર્ગે ગયા શ્રી પ્રિયગ્રંથે હર્ષપુર (અજમેર નજદિક) જેવા જૈનોની મોટી વસ્તીવાળા નગરમા યાગી યજ્ઞમા હોમાતા છાગ પર મંત્રેલો વાસક્ષેપ શ્રાવકદ્વારા નખાવી, તે બોકડા દ્વારા બ્રાહ્મણોને હિંસા ફળવાળા યજ્ઞથી નિવાર્યા અને તેઓને અહિંસ ભાવના અર્હંત ધર્મનો બોધ આપી જૈનધર્મી બનાવ્યા એ સમયમા શ્રી વિદ્યાધર ગચ્છમા શ્રી વૃદ્ધવાદી અને તેમના શિષ્ય શ્રી સિદ્ધસેન દિવાકર નામે પ્રભાવિક આચાર્ય થયા

શ્રી સ્કંધસૂરિ પાસે મુકુંદ નામે વૃદ્ધ બ્રાહ્મણે દિક્ષા લીધી અભ્યાસ કરવો શરૂ કર્યો ને રાત્રિના સમયે પણ મોટા સાદે ગોખવા માડ્યુ સમીપવર્તી માનવીઓને આથી નિદ્રાભંગ થવા લાગ્યો, એક વૃદ્ધા તો બોલી ગઈ કે-'આટલી ઉમરે ભણીને તમે શું સાંબેલુ નવ પલ્લવિત કરશો? ગુરૂશ્રી તરફથી પણ મોટા સાદે ગોખવાની મના થઈ મુકુંદ મુનિના મનમા ડોસીના વચનો ખટકતા હતા તેમને કોઈ પણ કષ્ટ વેઠી વિદ્વાન્ થવાની દૃઢ ઇચ્છા પ્રકટી ગુરૂ આજ્ઞા લઈ, કાશ્મીર દેશે વિચરી એ વીશ ઉપવાસ કરી એ ચિત્તે સરસ્વતી દેવીની આરાધના કરી દેવી પ્રસન્ન થતા વૃદ્ધ મુનિ હરખાણા અને મુળ સ્થાને પાછા ફર્યા ડોસીના ટોણાની પુર્તિમા બજાર વચ્ચે એક સાંબેલુ રોપાવી તેને પુષ્પ ને ફળ વડે પૂર્ણ કરી દેખાડ્યુ ત્યારથી તેમની ખ્યાતિ વિસ્તરી, ગુરૂએ પણ યોગ્યતા જોઈ સૂરિપદવી આપી, વાદીને વાદમા જીતી તે વૃદ્ધ વાદી તરીકે પ્રસિદ્ધિ પામ્યા એકદા તેઓ ભૃગુકચ્છમા વિરાજતા હતા તે વેળા તેમની ખ્યાતિને અસહ્ય ગણનો ઉજ્જનનો વિદ્વાન્ દ્વિજ કુમુદચંદ્ર વાદ કરવા સારૂ સામો આવ્યો સંસ્કૃત ભાષામા તે એક્કો હોઈ વિક્રમનૃપનો તો માન્ય પડીત હતો ષડ્ દર્શનનો જાણકાર હોવાથી તેમજ કેટલાયને પરાજય પમાડેલા હોવાથી, ગર્વપણ ઓછો નહોતો ધારવનો ભૃગુકચ્છની ભાગોળમા,

વૃદ્ધવાદી અને કુમુદચંદ્રનો ભેગો થઈ ગયો. પંડિતજીએ વાદ કરવાની માગણી કરી. વૃદ્ધે જણાવ્યું કે વાદ કરવામાં તો વાંધો નથી પણ મધ્યસ્થ કોણ બને? વાદની અહર્નિશ રટણા કરી રહેલા પંડિત ક્ષેત્રમાં ગાયો ચારતા ગોવાળોને મધ્યસ્થ તરીકે સ્વીકાર્યા. એટલે ઉભય ત્યાં પહોંચ્યા. કુમુદચંદ્રે પૂર્વ પક્ષ શરૂ કર્યો. સંસ્કૃત-પ્રાકૃત ભાષાના વિશિષ્ટ સમાસોથી સ્વ પક્ષની સ્થાપના કરવા માંડી. એ બધી મહેનત અબધા આગળ આરસી સમી થઈ પડી! અન્ત ગામડીઆઓએ વૃદ્ધને કંઈક પ્રિય કહેવા કહ્યું. સમયજ્ઞ સૂરિએ એ મુગ્ધો પણ સમજી શકે એવી રીતે પ્રાકૃત ભાષામાં 'નવિ મારીઈ નવિ ચોરઈ, પરદારા ગમન ન કીજઈ' આદિ શ્લોકો બોલવાનું અને રાસડાગણ કરવી, તાળી દેતાં કુંડાળે ફરવાનું શરૂ કર્યું. જેને સ્વપ્નમાં પણ વ્યાકરણના સૂત્રો સુણવાનો પ્રસંગ મળ્યો નથી એવા આ ખેડુતો-ગોવાળો-વૃદ્ધની વાણીને સમજતાં તેની વાણી સાંભળી રંજીત થયા. 'આ ડોસો જીત્યો' એમ પોકારી ઉઠ્યા, 'આ ડોકરે તો બગાડ પાડી મન ફેડી નાખ્યા' એવું પ્રમાણપત્ર આપ્યું. આમ પ્રતિજ્ઞાબદ્ધ કુમુદચંદ્રે હાર સ્વીકારી લઈ વૃદ્ધના શિષ્ય થવાની ઈચ્છા પ્રદર્શિત કરી. વૃદ્ધવાદીએ રાજદ્વારે જઈ વાદ કરવા ખુશી દેખાડી. પણ કુમુદચંદ્રે જણાવ્યું કે મારા ફરવાનો આ અવસરના જાણ છો. એ તો પુરવાર થયું જ છે એટલે માટે પરાજય ગણી રહેવા એટલું અપૂર્ણ છે માટે મને આપનો શિષ્ય બનાવો. આમ પંડિતજી કુમુદચંદ્ર નામા સાધુ બન્યા. વિદ્યાવ્યસની હોવાથી અલ્પકાળમાં જ શ્રુતધર થતા સિદ્ધસેન દિવાકરની અણમોલી પદવી પામ્યા. ન્યાય (તર્ક) શાસ્ત્રના અદ્વિતીય જ્ઞાતા બન્યા.

એ વાર દિવાકરજીએ પ્રાકૃત સૂત્રોને સંસ્કૃતમાં ફેરવી નાખવાની વાત કરી. અથવા એ વાર્તાથી સૂરિજીમાં કંઈક અભિમાન દેખાયું. વળી ચૌદ પૂર્વ યુક્ત દ્વાદશાંગીના રચયિતા ગણધર મહારાજની આશાતનાના કારણરૂપ કાર્ય લાગ્યું. એટલે એકત્ર થઈ સૂરિએ

પ્રાયશ્ચિત લેવા જણાવ્યુ આચાર્યશ્રીને સાચી વાત સમજાઈ એટલે સાધુ વેશ ગોપવી નિકળી પડ્યા અને ઘણા મિથ્યાત્વી નૃપતિઓને જૈન ધર્મ પમાડી સમકિતી બનાવ્યા પછી જ ગચ્છમા આવ્યા વળી ઉજ્જનમા અવંતિ પાર્શ્વનાથનુ તીર્થ જે મિથ્યાત્વી દ્વિજોના હસ્ત ગયુ હતુ તે સ્વશક્તિ બળથી પાછુ મેળવ્યુ, એથી સંઘને આનંદ થયો ને પ્રાયશ્ચિત પૂર્ણ થયાનુ જાહેર કર્યું વિદ્યાના બળે તેમને ચિત્તોડગઢના એક સ્થંભમાથી એક પાનુ મેળવ્યુ જેના ઉલ્લેખ પરથી જળમાથી અશ્વો ઉત્પન્ન કરવાની, તેમજ શત્રુને શિરામા રેડવી નાખવાની વિદ્યાઓ સિદ્ધ કરી હતી પ્રભાવક સૂચક કાર્યો તેમને ઘણા કર્યા છે અહીં માત્ર અવંતિ તીર્થ વિષે ટૂંકમા જોઈ લઈએ

અવંતિ નગરીમા તેઓએ આવીને જ્યા પાર્શ્વનાથની પ્રતિમાને ગોપવી એ પર શીવલીંગની સ્થાપના કરવામા આવી હતી ત્યા અવધૂત વેશે અડ્ડો જમાવ્યો શૈવોએ ઘણુ સમજાવ્યા છતા ન માન્યુ એટલે ગુસ્સે થઈ ગમે તેમ બોલવા લાગ્યા ને તે વાત ઠેઠ વિક્રમભૂપના કાને પહોંચી મહાદેવનુ અપમાન તે કેમ સહી શકે ? એકદમ સૈનિકોને રવાના કરી દીધા ધ્યાનમગ્ન અવધૂતને ત્યા ગાજતી નગારાની પડી ત્યા સૈનિકોનો ભાવ કોણ પૂછે ? તેઓ અપમાનથી મુઝાયા ને કોરડા મારવાનો હુકમ આપ્યો આશ્ચર્ય જેવી વાત એ બની કે અવધૂતના દેહપર પડતા પ્રહારોથી એ યોગીરાજને તો કંઈ દુ:ખ થયુ ન જણાયુ પણ રણવાસમા રાણીઓના શરીર એની અસર થવા માંડી એટલે ત્યા હાહાકાર વર્તી રહ્યો. ભૂપાળ વિક્રમ તો વિમાસણમા પડ્યો તરત જ કોરડા બંધ કરાવવાનો હુકમ કરાવી પોતે ત્યા આવી પહોંચ્યો અને અવધૂતની મુખાકૃતિ જોતા જ એને લાગ્યુ કે આ કોઈ સિદ્ધપુરુષ છે એટલે બળથી માને તેમ નથી તરત જ વિનયપૂર્વક વંદન કરી નૃપે યોગીને કહ્યુ — મહારાજ, આ

મહાદેવની સ્તુતિ કરવાને બદલે તેમના સામે પગ પ્રસારી આપ શા સારૂ આશાતના કરી રહ્યા છો ? સમય પ્રાપ્ત થયેલ જોઈ અવધૂતે આંખ ઉંચી કરી જવાબ આપ્યો કે-રાજન્! એ દેવ મારી સ્તુતિ સહન કરી શકવા સમર્થ નથી અને જે સહી શકે છે તેમને આ બ્રાહ્મણોએ ગોપવી દીધા છે! વાત સમજાતા ન્યાયી રાજાને આશ્ચર્ય થયું તેણે જણાવ્યું-યોગીરાજ, તમો સ્તુતિ કરો જે અન્યાય હશે તે દૂર કરવામાં આ ભૂપ સગા બાપની પણ શરમ નહીં રાખે

તરત જ કલ્યાણમંદિર સ્તોત્ર શીઘ્ર બુદ્ધિથી રચાયું મુખદ્વારા શ્લોકરૂપે બહાર પડવા લાગ્યું અગીઆરમા શ્લોકે જ શીવલીંગમાંથી ધૂમાડો નિકળ્યો અને તે ફાટયું તેરમો શ્લોક ઉચ્ચારાતા શ્રી અવંતિ પાર્શ્વનાથનું બિંબ, ધરણેન્દ્ર અને પદ્માવતી દેવી સેવિત પ્રગટ થયું પાર્શ્વયક્ષ અને વૈરોટ્યા દેવીની મૂર્તિઓ પણ દેખાણી સર્વત્ર જય જયકાર થયો દ્વિજોના ચહેરા શ્યામ થયા અવધૂતે બિંબ સબંધી સર્વ હકીકત કહી સંભળાવ્યો વિક્રમરાજા જૈનધર્મી થયો સિદ્ધસેનને ઓળખી આનંદ પામ્યો પુનઃ ત્યાં પ્રાસાદ કરાવી બિંબ સ્થાપના કીધી પાછળથી સૂરિજી સમેત સિદ્ધાચળનો સંઘ કહાડયો વિપુલ દાન દઈ સંવત્સર ચલાવ્યો શ્રી સન્મતિ તર્ક આદિ ન્યાયના પ્રખર ગ્રંથો રચનાર સૂરિપુંગવ વાદી સિદ્ધસેન દિવાકરજી અગીઆર દિનનું અનશન કરી પ્રતિષ્ઠાનપુર (પૈ૦)માં સ્વર્ગે ગયા

૧૧ શ્રી દિન્નસૂરિ-ખાસ કરી તેઓશ્રીની વિહાર ભૂમિ સૌરાષ્ટ્ર દેશમાં હતી

૧૨ શ્રી સિંહગિરિસૂરિ-એમના સમયમાં, શાન્તિસૂરિ સુધર્મસૂરિ આર્યનંદીસૂરિ શાણ્ડિલ્યસૂરિ હીમવંતસૂરિ લોહીતસૂરિ અને રત્નાકર સૂરિ નામા યુગપ્રધાન થયા વળી શ્રી આર્ય મહાગિરિના સ્થવીર શ્રી આર્યરક્ષિતસૂરિ થયા જેમના સંઘાડામાં શ્રી દુર્બલિકા પુષ્પમિત્ર

નામના લબ્ધિસંપન્નસૂરિ થયા કે જેમની પઠન શક્તિ એટલી તો તીવ્ર હતી કે જેઓ અભ્યાસ બાદ ત્યાં ગેર થી પધાવી શકતા આ સમયમાં નાગાર્જુનસૂરિ, સ્કંદિલસૂરિ અને શક્તિ સંપન્ન તેમજ તરંગવેલા નામા પ્રાકૃત કથાના રચયિતા શ્રી પાદલિપ્તસૂરિ થયા તેઓ લેપવિદ્યાના બળથી આકાશ માર્ગે ગમન કરી શ્રી સિદ્ધાચળ, ગિરનાર, સમેતશિખર નદીશ્વ અને બ્રાહ્મણ વાટક ગામ પાચ તીર્થોની યાત્રા કરી પાક્ષિક તપનુ પારણ કરવાના નિયમ ધારક હતા

શ્રી વીર નિર્વાણાત્ ૫૪૪ વર્ષે રોહગુપ્ત નામનો છઠ્ઠો નિન્હવ થયો તેણે ત્રિરાશિ મત સ્થાપ્યો 'નો જીવ' નામા ત્રીજી રાશિનુ સ્થાપન કરનાર ગુપ્તાચાર્ય શિષ્ય બીજુ નામ ષડ્ ઉલુક

૧૩ શ્રી વજ્રસ્વામી, સિંહગિરિ પાસે ગર્ભવતી પ્રિયાને ત્યજી, દિક્ષા લેનાર તુમ્બવનવાસી વણિક ધનગિરિના એ પુત્ર થાય, માતાનુ નામ સુનંદા અને મામાનુ આર્યરક્ષિત વજ્રને સ્ત્રીવૃંદના વાર્તાલાપથી જન્મતા જ જાતિ સ્મરણ જ્ઞાન થયુ પૂર્વ સ્વરૂપ જોતા જ સયમ પર પ્રીતિ ચોટી રડવાનો પ્રયોગ આદર્યો તેથી સુનંદાએ જાને આહાર નિમિત્તે પધારેલા સ્વ સ્વામીને તે પુત્ર વહોરાવ્યો સાધ્વીજીના ઉપાશ્રયમા શ્રાવિકાઓથી પાલન થતો વજ્રકુવર ત્રણ વર્ષનો થતા અગિયારનો અભ્યાસી થયો કાંતીમાન ને વિદ્યાવંત કુવરને જોઈ સૌનુ મન હરતુ ત્યા પછી સુનંદાનુ હૈયુ કેમ ઝાલ્યુ રહે ? પુત્રને પાછો મેળવવાનુ મન થયુ વાત દરબારે પહોચી મોહના નાટક એવા જ હોય, છતા વજ્ર જેવા સમજુ સતાન ને પાછા મળે ? સુનંદા થાકી અને અંતે સમજી જે માર્ગ, પતિ, ભ્રાતાને પુત્રે સ્વીકાર્યો એનુ જ એને શરણુ ગ્રહ્યુ આઠ વર્ષે વજ્રકુવર મુનિ બન્યા બાળ છતા બાહુમાન હોવાથી અ૫ કાળમા સાધુસમુદાયમા પ્રસિદ્ધ પામ્યા દશપૂર્વ સુધીના અભ્યાસી બન્યા સ્ત્રીને વિદ્યા અને લબ્ધિઓને સિદ્ધ કરી લીધી વહોરવા અર્થે ગયેલા તે વેળા શ્રાદ્ધ-

શ્રી વજ્રસ્વામીના અવસાન બાદ દશમાપૂર્વના જ્ઞાનનો તેમજ ચોથા અનાગચ્ય સંઘયણનો વિચ્છેદ થયો.

શ્રી મહાગિરિ, શ્રી સુહસ્તિ, શ્રી ગુણસુન્દરસૂરિ, શ્રી શ્યામાચાર્ય, સ્કંદિલાચાર્ય, રેવતીમિત્રસૂરિ, શ્રી ધર્મ, ભદ્રગુપ્ત, ગુપ્તાચાર્ય, અને શ્રી વજ્રસૂરિ એ દશ યુગ પ્રધાન પ્રવર અને દશપૂર્વી થયા.

૧૪ શ્રી વજ્રસેનસૂરિ—ગુરુ વચન અનુસાર વિહરતા ઘણા સમયે તેઓ સોપારક પુરે આવ્યા. દેશમાં ચારે તરફ દુર્ભિક્ષના ત્રાસથી ગોચરી માંડ મળી શકતી. જિનદત્ત શેઠને ત્યાં વહોરવા ગયેલા શિષ્યોના મુખથી જાણ્યું કે આજે ત્યાં લાખ મૂલ્યથી ખરીદાયેલા અનાજની હાંડી ચઢી હતી અને શેઠ, કુટુંબ સહ, એમાં વિષ ભેળવી જીવનનો અંત આણવાની તૈયારીમાં હતો. તરત જ સૂરિજીને ગુરુ વચન યાદ આવ્યું. ત્યાં પહોંચી ગયા. તેમ કરતા શેઠને અટકાવી બીજે દિવસે સુકાળ થવાની આગાહી કરી. શ્રદ્ધાવંત શેઠે નાગના નાઈ પણ ચિન્હ સિવાય એ વાત સ્વીકારી. અકસ્માત બીજે દિવસે ધાન્ય ભરેલા વહાણો ત્યાં આવી ચડ્યા અને સૂરિ વચનાનુસાર સુભિક્ષ થઈ ગયો. સંસારની આવી પલટાતી છાયાએ આખાયે કુટુંબને નિર્વેદ પ્રગટાવ્યા. જિનદત્તે ભાર્યા ઈશ્વરી અને પુત્રો નાગેંદ્ર ચંદ્ર, નિવૃત્તિ અને વિદ્યાધર સહિત પ્રવ્રજ્યા સ્વીકારી. ચારે પુત્રો દશપૂર્વ સુધી પહોંચ્યા. વિદ્વતાથી તેઓ આચાર્યપદે નિયુક્ત કરાયા ને તેમના નામથી ચાર શાખાઓ શરૂ થઈ. વળી એ દરેક એ વીશ જણને સૂરિપદે સ્થાપન કર્યા. એથી ચોરાશી ગચ્છ કહેવાયા.

વિહાર કરતા વજ્રસેન મહુમતી (મહુવા)માં પધાર્યા. ત્યાં આડી ને કુહાડી નામની બે કુલટા સ્ત્રીઓથી જેનું જીવન દુઃખમય બની રહ્યું છે એવા કર્પર્દી વણકરને ધર્મનો બોધ પમાડી ગંઠશીનું પચ્ચખાણ આપ્યું. નમસ્કાર મંત્રનું સ્વરૂપ સમજાવ્યું. પાછળથી

ભોજનમાં સર્પની લાળ આવી જવાથી એ વણકર મૃત્યુ પામ્યો અને અનુપની નિશ્રામાં દેવ થયો. પેલી રંડાઓએ સૂરિપર આળ ચડાવી તેમને ગચ્છ બહાર ધમકાવ્યા અવધિ જ્ઞાનનો ઉપયોગ દેવાથી જેને સર્વ વૃત્તાંત જાણ્યો છે એવો કપર્દી વ્યંતર ત્યાં આવી નગરી પર શિલા વિકુર્વી ખડો થયો. સૌ આશ્ચર્ય પામ્યા ત્યારે તેને પોતાના ઉપકારી સંબંધી સત્ય ઘટના કહી સંભળાવી તેમનું મહાત્મ્ય વિસ્તાર્યું ગુરૂ મુખથી પૂર્વ ભવમાં કરેલ પાપોના નિવારણ અર્થે સિદ્ધાચળ તીર્થની સેવા લાભથી સમજી શ્રી સંઘના કષ્ટ ચૂર્ણ કરનો તે કપર્દિયક્ષ એ શાશ્વતગિરિ પર રહ્યો.

શ્રી વીર નિર્વાણથી ૫૭૦ વર્ષે શત્રુંજયગિરિનો તેરમો ઉદ્ધાર શેઠ જાવડશાહે કરાવ્યો તે વેળા ગિરનારનો ઉદ્ધાર પણ તેમને કર્યો

વજ્રસેનસૂરિ ૯ વર્ષ ગૃહસ્થાવાસમાં ૧૧૬ વર્ષ વજ્રસ્વામીની સેવામાં ૩ વર્ષ યુગપ્રધાનપણામાં ગાળી ૧૨૮ વર્ષે સ્વર્ગે સંચર્યા

૧૫. શ્રી ચંદ્રસૂરિ—ચાર શાખામાની ચંદ્રશાખાનો ઉદય જાણી શ્રી વજ્રસેને ચાર ગુરૂ ભ્રાતા મધ્યે ચંદ્રસૂરિને પદધર સ્થાપ્યા ચંદ્ર-ગચ્છ નામ પણ ત્યારથી જ પડયું વિક્રમ સં ૩૭૭ વર્ષે નિવૃત્તિ કુલી રાજ્યચંદ્રગચ્છીય શ્રી ધનેશ્વરસૂરિએ સવાલાખ શ્લોકની સંખ્યાવાળું સિદ્ધાચળ મહાત્મ્ય રચ્યું પશ્ચાત્ વલ્લભીનગર સ્વામી શિલાદિત્યનું અલ્પાયુ જાણી શ્લોક સંખ્યા સંક્ષેપી દશ હજારની રાખી જે અત્યારે પણ વિદ્યમાન છે

આભિર દેશના અચળપુર નગર સમીપમાં કૃષ્ણા અને બેના નામની સરિતાઓના મધ્ય ભાગમાં એક બ્રહ્મદ્વીપ નામા સ્થાનમાં ૪૯૯ તાપસોના પરિવારથી શોભતો દેવશર્મા તાપસ રહેતો હતો ઔષધિયુક્ત લેપ લગાડી નદીના પાણી પર ચાલતો જેથી જનતામાં

આશ્ચર્ય મનાતુ ચમત્કાર ત્યા નમસ્કાર એ ન્યાયે જૈન સમુદાયમા એ તાપસની કીર્તિ અધિકેરા પ્રસરી અને તેથી તેના પગના ધવા માડ્યા ને મિષ્ટાન્ન દક્ષિણા મળતી વરૂ થઈ એ સાથે અન્ય દર્શનમા આવુ કોઈ નથી એમ પણ વાર્તા થવા માડી વજ્રસ્વામીના મામા એવા આર્ય સમિતસૂરિ ત્યા પધારતા આ વાર્તા તેમના કાને પહોચી શ્રાવક વર્ગે તેમની માર્ફતે જાણ્યુ કે એમા ચમત્કાર જેવુ કઇજ નથી પણ માત્ર લેપ શક્તિનુ જ એ કામ છે જમણના મિષે તાપસને બોલાવી સારી રીતે પગ ઘણી લેપ દૂર કરી નાખ્યા બાદ શ્રાવકોએ જમાડી ત્યા તપાસ વિદાય લે છે ત્યા રોજે મળ્યા. ખુ તાપસને ખાત્રી થઈ કે લેપ સાફ થઇ જવાથી તેની આબરૂ રહેવી મુશ્કેલ છે પણ પ્રભાવ પાડનાની આશા સાવ ગુમર્ઈ ન ગઈ એટલે સાહસ ખેડી નદીના પાણી પર ચાલવા માડયુ પણ તરતજ બુડવા લાગ્યો લોકોમા હોહાકાર થઇ રહ્યો એટલામા આર્યસમિતસૂરિ ત્યા પધાર્યા ને તાપસના દેખતા સત્ય વસ્તુનુ જનતાને ભાન કરાવ્યુ વળી હાથ માનુ ચૂર્ણ નદીમા નાખી 'હે બેણા, પેલેપાર જવાની ઇચ્છાવાળા અમને માર્ગ આપ' એટલુ કહેતા જ ઉભય કાઠા એક થઈ ગયા આમ ચમત્કારિક રીતે સૂરિ તાપસને બચાવી પેલે પાર પહોચ્યા ત્યા સર્વને સત્ય ધર્મનુ ભાન કરાવ્યુ સર્વ તાપસોએ જૈનધર્મ સ્વીકાર્યો એ બ્રહ્મદ્વિપિકા શાખા કહેવાઇ

૧૬ શ્રી સમતભદ્રસૂરિ—ત્રણજના નિધિમાન આ સાધુજી કોઈ વાર વાડીમા તો, કોઈ વાર યક્ષમદિરમા, વળી કોઈ વાર ભયાનક વનમા વાસો વસી તદ્દન નિસ્પૃહ જીવન ગાળતા હોવાથી લોકમા 'વનવાસી' તરીકે કહેવાણા વનવાસી ગચ્છ એવુ ચોથુ નામ ત્યારથી પ્રસિદ્ધ ગણ્યુ શ્રીવીર નિર્વાણ પછી ૮૮૨ વર્ષે ચૈત્યવાસી થયા વિક્રમ સ ૮૨૮ વર્ષે અનગપાલ તુવેરે દિલ્લી નગરીની સ્થાપના કરી

૧૭ શ્રી વૃદ્ધદેવ સૂરિ-અજાર ભાર સુવર્ણમય વીર બિંબની પ્રતિષ્ઠા કરનાર

૧૮ શ્રી પ્રદ્યોતન સૂરિ-અજમેર નગરે શ્રી ઋષભ બિંબની પ્રતિષ્ઠા કરનાર.

૧૯, શ્રી માનદેવ સૂરિ-સૂરિપદની પ્રાપ્તિથી છ વિગયના ત્યાગી થયા તપના મહિમાથી પદ્મા, જયા વિજયા અને અપરાજિતા નામની ચાર દેવીઓ પ્રસન્ન થઈ તેમની ભક્તિ સાચવવા લાગી સૂરિજીએ નાડોલ નગરે સંઘની મરકી નિવારવા ઉક્ત ચાર દેવીઓના નામથી સંકલિત લઘુ શાંતિ સ્તોત્રની રચના કરી તેના શ્રવણ અને જળ છાંટણથી મરકીનો ઉપદ્રવ દૂર થયો

૨૦ શ્રી માનતુંગ સૂરિ-અષ્ટ ભય નિવારણ નમિઊણ સ્તોત્રની રચના દેવી પદ્માવતીની કૃપાથી કરી જેમા 'વિનમત ભોગ ભીસણ' ગાથા કહેવાવડે નાગરાજને વશ કીધા વળી અન્ય । ચક્રેશ્વરી દેવીના સાંનિધ્યથી વૃદ્ધ ભોજ રાજાની સભામાં શ્રી ભક્તામર નામા ચમત્કારિક સ્તોત્રની રચના કરી જેનો હેવાલ આ પ્રમાણે માળવદેશની ધારાનગરી કે જેનમાં ભોજ ભૂપના દરબારમાં બાણ અને મયુર નામા પંડિતો મહાવિદ્યાપાત્ર મનાતા પ્રતિદિન ઉભયનો વાદવિવાદ થતો અને સંબંધી હોવા છતાં એ દ્વિજ મહારાજોમાં અગ્રણી ગણવા જબરી પડાપડી થતી રાજાએ અંતે બંનેને કાશ્મીર જઇ દેવી શારદા પાસેથી વરદાન મેળવવા જણાવ્યુ થોડા દિવસમાં ઉભય વિદ્વાનો ત્યાં પહોંચ્યા 'शतचन्द्र नभस्थल' પદની ભિન્ન ભિન્ન વ્યાખ્યાથી પ્રસન્ન થયેલી દેવી શારદાએ બન્નેને પ્રમાણ પત્ર આપ્યું ગૃહે આવ્યા બાદ સારોયે વૃત્તાંત ભોજને સભળાવ્યો સૌને આનંદ થયો છતાં રાજને મયુરને વૃદ્ધ જાણી કંઈક વિશેષ આદર આપતો આથી ક્રોધે ભરાઈ બાણ સ્વ હાથ પગ છેદી ચંડિકાના મંદિરે જઈ બેઠો

અને ૬૧ સ્તુતિ કરવાપૂર્વક દેવીને પ્રસન્ન કરી પુન પૂર્વ અગવાળો બન્યો પ્રતિસ્પર્ધી મયુર પણ પાછો હઠે તેમ ન હતુ સૂર્યદેવ સન્મુખ બળતી ચિતાનાળી ખાઈમા પડી વિલક્ષણ સ્તુતિ વડે સુવર્ણવર્ણી શરીરે બહાર આવ્યો. આમ બને પંડિતોના અજાયબીભર્યા વિદ્યાવિલાસોથી સર્વત્ર તેમની અને તેઓ શૈવ મતાનુયાયી હોવાથી તે ધર્મની પ્રશસા થવા લાગી જૈન શાસનમા આવા વિદ્વાન કોઈ નથી એવી વાત પણ બહાર આવી. રાજાનો જૈનધર્મી કામ ર બોલી ઉઠ્યો કે સૂરિ માનતુગ મહાવિદ્યાનિધાન છે ચમત્કારના રસિક રાજવીએ તેમને આમ નાગ મોકલ્યુ વિહાર કરતા તેઓ નગર સમીપ આવ્યા એટલે ભોજનૃપની સભાના પંડિતોએ થીજેના ઘૃતથી પૂર્ણ થાળ સામે મોકલ્યો સૂરિએ તેમા સોય નાખી પાછો મોકલ્યો એનો મર્મ એવો હતો કે પંડિતોએ પરીક્ષા કરવા ઘીનો થાળ મોકલી એવુ સૂરિજીને પૂછ્યુ હતુ કે પંડિતોથી ભરેલી આ નગરીમા તમો હવી રીતે પ્રવેશ કરી શકશો? આચાર્યે સોય નાખવાપૂર્વક સુચવ્યુ હતુ " ઘીમા સોય સમાઈ ને માફક એમા ભળી જઈશ આમ સૌના આનદ વચ્ચે સૂરિનુ માનપૂર્વક સ્વાગત કરવામા આવ્યુ એકદા ચમત્કાર માટે પ્રાર્થના થતા સૂરિજીએ સ્વશરીર પર ચુમાળીસ તાળા વાળી મજબૂત બેડીઓ (નિગડ) નખાવી અને એક ઓરડામા પૂરાયા બહાર પણ મજબૂત તાળુ દેવરાવી તેઓશ્રીએ શ્રી યુગાદિનાથની સ્તુતિ કરવા માડી. સ્તુતિની પ્રત્યેક ગાથા પૂર્ણ થતા નિગડ આપો આપ તૂટવા લાગી અને 'આપાદ કંઠ મરુ શૃખલ વેષ્ટિતાગા' નામના પદ સાથે શરીર પરની નિગડ તેમજ ઓરડા પરનુ તાળુ ઉઘડી ગયા રાજા વિદ્વત્તાથી રાજી થયો ને વદન કર્યુ આમ જૈન ધર્મની પ્રભાવના વિસ્તરી. સ્તુતિઓનો એ સગ્રહ એજ આજનુ ભક્તામર સ્તોત્ર ૨૧ શ્રી વીરસૂરિ-નાગપુરમા શ્રીનેમિનાથના બિંબની પ્રતિષ્ઠા તેમના હસ્તે થઈ તેઓશ્રીના સમયમા વલ્લભીપુરનો નાશ થયો વીર નિર્વાણ પછી ૮૪૫ વિક્રમ સ ૪૨૧ વર્ષે ૨૨ શ્રી

જયદેવસૂરિ—ગણધરમોગમા પદ્મપ્રભુના જિનની પ્રતિષ્ઠા કરનાર તેમજ ભટ્ટી ક્ષત્રિયોને જૈન ધર્મનુ સ્વરૂપ સમજાવી જૈનો બનાવનાર. ૨૩ શ્રી દેવાનદસૂરિ—સુથરી (કચ્છ)મા જૈન અને શૈવ વચ્ચે વાદ તેમના સમયમા થયો ૨૪ શ્રી વિક્રમસૂરિ—ગુજરાતમા સરસ્વતી નદીના તટપર આવેલા ખરસડી ગામમા રહી બે માસનો ચોવિહાર તપ કરી પ્રસન્નના પ્રાપ્ત કરી ગુરૂની આજ્ઞા મેળવી સમીપવર્તી પીપળાના વૃક્ષ હેઠળે નવપ નવતિ ગી ચમત્કાર દ્વારા જનતાને આશ્ચર્ય પમાડી શાસન પ્રભાવના કરી ૨૫ શ્રી નરસિંહસૂરિ—ઉમરીગઢ આદિ વિગેર નગરોમા અહિંસાનો તત્પર્શી ઉપદેશ આપી નવરાત્રિમા થતો જીવવધ બધ કરાવ્યો

૨૬ શ્રી સમુદ્રસૂરિ-જાતે ખોમાણ ક્ષત્રી મસા ની અસાગતા અવગણી સયમી થયા બાદ મેવાડ કોટડા આદિ સ્થળોમા ચામુડાદેવીને નામે થતો જીવવધ દયાનુ સ્વરૂપ સમજાવી અટકાવ્યો અણહિલ પત્તન ને વૈગટ નગરમા દિગબર વાદીને જીતી જય પ્રાપ્ત કર્યો વિક્રમ સ ૫૮૫ મા શ્રી જીનભદ્રગણિ ક્ષમાશ્રમણ ધ્યાનશતકના કર્ત્તા થયા તે વેળાના ૭ યુગપ્રધાન નીચે મુજબ ૧ નાગહસ્તિ ૨ રેવતીમિત્ર ૩ બ્રહ્મદ્વિપસૂરિ નાગાર્જુન ૫ ભૂતદિન્નસૂરિ ૬ શ્રી કાલિકસૂરિ એ કાલિકસૂરિએ વીર નિર્વાણાત્ ૯૯૦ વર્ષે મતાતરે ૯૮૦ વર્ષે આગમોને પુસ્તકારૂઢ કર્યા શ્રી હરિભદ્રસૂરિ-વિ સ ૫૮૫ વર્ષે યાકિની મહત્તરાસુનુ શ્રી હરિભદ્ર થયા મગધ દેશના કુમારીઆ ગામમા જન્મ ગોત્ર ૮ગ્નિદ્રાયણ પચાયી નામ ૮ગ્નિભદ્ર પડ્યુ વ્યાકરણાદિ શાસ્ત્રો શીખી પટ્શાસ્ત્રવેત્તાનુ બિરૂદ પામ્યા વિદ્વત્તાની વાસ ચોતરફ પ્રસરી રહી ઘણાને વાદમા જીતવાથી સામાન્યત એવો ગર્વ આવ્યો કે આટલી બધી વિદ્યાના ભારથી રખેને પેટ ફાટી જાય એટલા સારૂ પેટ પર પાટો બાધવા લાગ્યા અને એ રીતે વિદ્યામદથી મત્ત બની વિજેતાનો ગર્વ ધરવો શરૂ કર્યો

જાતે દ્વિજ હોવાથી મૂળથી જ શ્રમણ સંસ્કૃતિ સામે વિરોધ તેમાં વળી જિનપ્રભુની મૂર્તિ જોતાં જ પૂર્વકર્મજનિત મત્સર શરૂ થયો. એથી એ સબંધમાં યદ્વા તદ્વા શ્લોકો રચી, મૂર્તિની મશ્કરી કરવા લાગ્યા અને વાદીની શોધમાં ભૂદેવ હરિભદ્રે દેશ પરદેશમાં પરિભ્રમણ શરૂ કર્યું એમ ફરતા ફરતા તે ભૃગુકચ્છ નગરમાં આવી ચઢ્યા બજારના માર્ગે જતા નિકટના ઉપાશ્રયમાંથી નિમ્ન શ્લોક તેમના કર્ણે અથડાયો—

चक्की दुग हरि पणग, पणग चक्कीण केसवो चक्की
केसव चक्की केसव, दुचक्की केसवो चक्की ॥

એ પર બહુયે માનસિક વિચારણા ચલાવી પણ કંઈ ધડ બેઠી નહીં એટલે તર્તજ ઉપાશ્રયમાં જઈ હરિભદ્રે કહ્યું-હે સાધ્વી આ તમે ચિકચિકાયમાન શબ્દો શું બોલી રહ્યા છો? અર્થાત્ ચાકચક શું કરો છો?

પંડિત મહાશય-ચિક, ચિક અવાજ નવામાં થાય છે, નહિ કે જુનામાં! અર્થાત્ મારું કથન એતો પ્રાચીન ગ્રંથમાંનું હોવાથી ચિક ચિકાયમાન રૂપ નથી-નવિન નથી-પણ અર્થ ગંભીરતાવાળું છે જે તમો સમજી શક્તા નથી આ સાંભળતા જ વાદીગૌરવને ધારણ કરવામાં અપ્રમાદ સમજ્યો એટલે નમ્રભાવે અર્થ જાણવાની જીજ્ઞાસા દેખાડી સાધ્વીજીએ પોતાના ગુરૂ નગર બહારની વાડીમાં ઉતર્યા હતા તે સ્થાન બતાવ્યું ત્યાં જઈ પહોંચી ગુરૂ મુખથી હરિભદ્રે એ ગાથામાં ચક્રવર્તી અને વાસુદેવ સંબંધી અનુક્રમ રૂપ ભાવાર્થ જાણી લીધો અને સ્વપ્રતિજ્ઞા પાલન અર્થે પ્રવજ્યા સ્વીકારી પોતાના પ્રથમ ઉપકારી સાધ્વીજીને તેઓ જીંદગી સુધી ભૂલ્યા નહીં પોતાની દરેક કૃતિમાં 'યાકિની મહત્તરા સુનુ' તરિકે ઓળખાવી તેમને ચીરંજીવ કર્યા ગુરૂ સન્મુખ જૈન ધર્મનું હાર્દ સમજતા તેમને એકનો બધો

આનંદ થયો અને સ્યાદ્વાદ માર્ગમાં રહેલી અદ્ભુતતા સમજાઈ કે અત્યારસુધી પોતે જે જિનમૂર્તિની મશ્કરી કરતા હતા તેના દર્શન પ્રથમ સમભાવ દૃષ્ટિએ કરતા નીચેનો શ્લોક બોલ્યા–

> વપુરેવ તવાચષ્ટે ભગવન્ વીતરાગમ્ ।
> નહિ કોટરસંસ્થેઽગ્નૌ તરુર્ભવતિ શાદ્વલમ્ ॥

ગુરૂશ્રીએ યોગ્યતા અવધારી લઈ તેમને ટૂંક સમયમાં આચાર્ય પદવી વિભૂષિત કર્યા ત્યારથી જૈન ઇતિહાસના પાના પર શ્રી હરિભદ્રસૂરિ અભ્યાસપૂર્ણ ગ્રંથોના રચયિતા તરીકે તરવરીયમ પ્રકાશવા લાગ્યા. તેઓશ્રીના હંસ અને પરમહંસ નામે બે વિદ્વાન શિષ્યો બૌદ્ધધર્મી ગુરૂઓ પાસે તે ધર્મનું રહસ્ય મેળવવા છદ્મવેશે પહોંચી ગયા કેટલાક કાળે શંકા પડવાથી બૌદ્ધાચાર્યે દાદર ચડવાના સ્થાનમાં જીનમૂર્તિ ચિતરાવી ઉભયની પરિક્ષા નિમિત્તે ખાનગી તપાસ કરવાની બાજી ગોઠવી. મૂર્તિ જોતાજ ઉભય શિષ્યના રૂવાડા ખડા થઈ ગયા અંતરનું બહુમાન દર્શાવી ચાકથી તે પર જનોઈ જેવી રેખા કરી તેને ઓળંગી તેઓ ઉપર ચડયા. છતાં મનમાં શંકા થઈ કે આચાર્યને આપણા જૈનત્વની શંકા થઈ લાગે છે માટે હવે અહીં રહેવું જોખમભર્યું છે સમય સાધી ઉભે સાથી ગુરુ સમિપ આવવા પ્રયાણ કર્યું.

પાછળથી બૌદ્ધાચાર્યને એ વાતની જાણ થતાંજ રાજાને ખબર આપી તેના માણસો દોડાવ્યા હંસને તેઓએ માર્ગમાં હણ્યો પણ પરમહંસ મહામહેનતે છટકી ચુરુચ્છના શકુનિમ વિહાર સમીપ આવી પહોંચ્યા સાથે લાવેલા ગ્રંથો ત્યાં મૂક્યા દરમિયાન સૈન્ય આવી પહોંચ્યું અને એ હણાયા. કાર્ય પતાવી બૌદ્ધનૃપનું સૈન્ય પાછું ફર્યું. બીજી બાજુ એ પુસ્તકો અને લોહીથી ખરડાયલું રજોહરણ દર્શનાર્થે આવેલા ગૃહસ્થે ઉપાડી જઈ સૂરિ

સામે મૂક્યા ગ્જોહરણ ઉપરથી અને બૌદ્ધધર્મના ગ્રંથો જોઈ આચાર્યશ્રી પોતાના શિષ્ય યુગલના અવસાન સમાચાર સમજી ચૂક્યા આવી કરપીણ રીતે તેમને મૃત્યુ પમાડનાર બૌદ્ધ ગુરૂ પ્રત્યે અસીમ ક્રોધ ઉપજ્યો પ્રદ્યુમ્ન પામે એક કડાઇમા તેલ ભરાવી તેને અગ્નિ પર ગ્ખાવી ઉપાશ્રયના દ્વાર બધ કરાવી આમ્નાયપૂર્વક મત્રનુ આરાધન શરૂ કર્યું મત્રબળથી આકર્ષાયેલા બૌદ્ધ પરિવ્રાજકો સમડીરૂપે ઉકળતી કડાની આસપાસ ઉડવાને ચીચીયારી કરવા લાગ્યા સૂરિ મંત્રેલી કાકરી કડામા નાખે એટલી જ વાર હતી કાંકરીના અદર પડવા સાથે શકુનિકાઓ એમનુ તેમા પડી મરણને ભેટવાનું નિર્માણ થયુ હતુ આ વાતની ચોતરફ જાણ થતા પ્રદ્યુમ્નો દોડી આવ્યા, પણ ક્રોધાગ્નિમા લીન બનેલા સૂરિએ કોઈનું પણ માન્યુ નહિ આખરે સાધ્વી યાકિનીશ્રીને બોલાવવા પડ્યા તેમને આવી આચાર્યશ્રીને આ મહાન પાપથી અટકાવ્યા અને સમરાદિત્યની ગાથાઓ કહી શાત પાડ્યા સમજણપૂર્વક આવી ઘોર હિંસા એક શ્રાવકને પણ ન છાજે તો આપ જેવા પંચમહાવ્રત ધારીને એમા પડવાપણુ નજ હોય વિદ્વાન્ શિષ્યોનુ મૃત્યુ જરૂર દુ:ખે, છતા ભવિતવ્યતા વિચારી તમ સરખા જ્ઞાની પુરૂષે સમતા ધરવી જોઇએ આલોચણુ પણ અજાણતા થયેલ હોયતો સારૂ હોય છે, પણ આપ આ જાણીને કરો છો તેનુ શુ ? માટે આપ એમાથી પાછા હઠો સૂરિજીનો ક્રોધ શાંત પડ્યો તરતજ મત્રપ્રયોગ આટોપી લઇ સમડીઓ રૂપ આકર્ષેલા બૌદ્ધોને છુટા કર્યા અને પ્રાયશ્ચિત રૂપે એટલા શ્લોકો રચવાની પ્રતિજ્ઞા લીધી

પ્રાકૃત ગાથામા ગુણસેન–અગ્નિશર્માનુ ચરિત્ર વાચતાજ સૂરિજીની ક્રોધડીઓ ઉતરી ગઈ માત્ર અગ્નિશર્માએ પ્રથમ ભવમા કરેલા ક્રોધથી નવ ભવ સુધી ક્રમશઃ કેવી ઉતરતી દશામા મૂકાઈ અને કેવી ગતિનુ ભાજન થયો એ વાચતા જ આવેશ ઓસર્યો સમતા હાજર થઈ ગઈ

એ ઉપરથી વિસ્તૃત સમરાદિત્ય ચરિત્રની રચના કરી. વળી ૫૦ પંચાશક, ૩૦ અષ્ટક, ૧૬ ષોડશ ષટ્ક આવશ્યક વૃત્તિ, ષડ્દર્શન સમુચ્ચય, ધર્મબિન્દુ આદિ સખ્યાબંધ ગ્રંથ પ્રકરણોની કૃતિઓના જન્મદાતા થયા ઉપરોક્ત બનાવ પછી તેઓશ્રીનું જીવન સાહિત્ય સેવામાજ વ્યતીત થયુ છે જૈન દર્શનમા તેમનુ વચન ટંકશાળી ગણાય છે જન શ્રુતિ એમ છે કે તેઓ પ્રતિજ્ઞા મુજબ ૧૪૪૦ કૃતિઓ કરી શક્યા ત્યા અવસાન સમય આવી લાગ્યો. સસાર દાવાની એક ગાથાને એક કૃતિ રૂપ ગણતા ત્રણ કૃતિ ઉમેરતા ૧૪૪૩ ની સખ્યા થઈ અને 'ચુંવાળીશમીનું–' આમૂલા લોલ ધુળિ' વાળુ પ્રથમ ૫૦ ઉચ્ચારતા જ આત્મા ઉડી ગયો બાકીના ત્રણ પાદની પૂર્તિ શ્રાવકોએ કરી તેથી પ્રતિક્રમણમા તે પદો શ્રાવકો મોટા સ્વરે બોલે છે તેઓશ્રીની ઘણી કૃતિઓ આજે અદ્રશ્ય થઈ ગઈ છે છતા જે ઉપલબ્ધ છે તે ઉપરથી તેઓશ્રીની લખાણશૈલી માટે વિદ્વાનો પણ ઘડીભર મંત્રમુગ્ધ બની જાય છે

તેઓશ્રી કૃત લલિતવિસ્તરા નામની ટીકા અને તેમા સમાવવામાં આવેલ તત્ત્વ ચમત્કૃતિના પાનથી સિદ્ધર્ષિ નામના સાધુ કે જેઓ સાત સાત વાર જૈનમાથી બૌદ્ધ સંપ્રદાયમા ગયા હતા તેઓ જૈનધર્મમા પાછા ફર્યા અને પૂર્ણતયા સ્થિર થયા તેઓશ્રીએ કહ્યુ છે કે—

नमोऽस्तु हरिभद्राय तस्मै प्रवर सूरये ।
मदर्थं निर्मिता येन वृत्ति ललितविस्तरा ॥

ત્યારબાદ એ સિદ્ધર્ષિ મહાત્માએ ઉપમિતિભવપ્રપંચા નામ કથાની એવી સુંદર રીતે રચના કરી છે કે જે આજે જોતા ધન્યવાદ વર્ષાવ્યા વિના ચાલે તેમ નથી તેમા કષાય વિષાય અને ભાવોને ભિન્ન ભિન્ન રૂપકો આપી વાર્તાનો પ્રવાહ અસ્ખલિત વહેવડાવી સારાયે

સંસારનું સ્વરૂપ અને જીવને કરવું પડતું ભ્રમણ એવીતો સચોટ રીતે દેખાડયું છે કે જે વાચતા આનંદ સાથે જ્ઞાન ઉપજે છે એ દ્વારા તત્વના દર્શન સરલ રીતે થાય છે, એ કથાનકને મુનિએ સ્વજીવનમા ઉતારી કમાલ કરી છે

૨૭ શ્રી વિબુધપ્રભસૂરિ, એમના સમયમા ધારા નગરીમા મલવાદી આચાર્ય થયા વળી આમરાજને પ્રતિબોધી શાસન પ્રભાવનાના સખ્યા બંધ કામો કરનાર બપ્પભટ્ટસૂરિ પણ એજ સમયે થયા રાજા આમ અને આચાર્ય બપ્પભટ્ટ વચ્ચે મિત્ર જેવો સબંધ થયો પરસ્પર તેઓ સમસ્યામા ઘણી વાતો કરતા એકાદ પ્રસગે પટરાણી સબધીના એક પ્રશ્ન પરથી રાજા શકાશીલ બની સૂરિ પ્રત્યે વક્રભાવે સૂરિ ત્યાથી રાજાને ટોણા રૂપ શ્લોક લખી સિધાવી ગયા પાછળના એક બનાવથી સૂરિમા રહેલી અદ્ભુત શક્તિનો ખ્યાલ આવતા ભૂપનો સદેહ ટળ્યો અને માનપૂર્વક આચાર્યને પુન તેડાવી મગાવ્યા તેમના ઉપદેશથી ગોપગિરિ (ગ્વાલીયરમા)મા એમોને સ્માટ રાજ ઉદ્યો શ્રી વીરપ્રભુનો પ્રસાદ કરાવ્યો વળી નવ લાખ માનવીના સમુદાય સાથે સૂરિ સહિત સઘ કઢાવ્યો એવી રીતે શ્રી સિદ્ધગિરિના સઘ વિગેરેમા થઈ કુલ સાડાબાર ક્રોડ સુવર્ણ સિક્કા ખરચી રાજન સ્વર્ગે સિધાવ્યો

સૂરિજીની સ્મરણ શક્તિ બાલ્યાવસ્થામા એટલી તો તીવ્ર હતી કે રોજ સૂર્યોદયે સાતસો ગાથા મ્હોડે કરતા અને લોચને લઈ પડતા શોષને લીધે તેમને સાતરોજ ઘી પચતુ વિ. સ. ૭૬૧ વર્ષે તેમનુ સ્વર્ગ ગમન થયુ

૨૮ શ્રી માનદેવસૂરિ સ્વદેહની અસમાધિને લઈ સૂરિમત્ર વિસરી ગયા કેટલાક દિવસ પછી સમાધિ થયા બાદ શ્રી ગીરનાર પર્વતપર આવી ચોમાસી ચોવિહાર તપ કર્યો દેવી અબિકા પ્રસન્ન થઈ અને તેમની માગણીથી વિજયા દેવીને પૂછીને સૂરિમત્ર સુનિશ્રીને કહી

સભળાવ્યો તે દિનથી સુરિની પ્રતિષ્ઠા પુન વધી અને વિજયાદેવી સાનિધ્ય રહેવા લાગી

૨૯ શ્રી જયાનદસુરિ-તેઓશ્રીના ઉપદેશથી હમીરગઢ, વિજય નગર મુહરિનગર આદિ સ્થાનોમા શ્રી સપ્રતિરાજના કરાવેલા પ્રાસાદાનો જીર્ણોદ્ધાર થયો વળી ચાર વર્ષ લાગટ દુર્ભિક્ષ પડવાથી સાધુ-સમુદાયમા શિથિલતા દાખલ થઈ હતી તેનુ નિવારણ શ્રી ગોવિદ સભૂતિ, ઉગ્રતપસ્વી ક્ષેમકિર્તી હર્ષતિલક અને કૃષ્ણર્ષિ પ્રમુખ ગીતાર્થોએ કર્યું તેમજ સાથે મળી સિદ્ધાન્ત સગ્રહ અર્થે ભડાર કરાવ્યા કરહેડાનગરે ખીમાસિધે શ્રી પારસનાથનો પ્રાસાદ કરાવ્યો ઉદેપુર જતા કરેડા પાર્શ્વનાથ આવે છે તે આજ બાવન દેરીવાળુ રમણિય દેવાલય યાત્રુને હર્ષ ઉપજાવે છે

૩૦ શ્રી વીરપ્રભસુરિ-એમના સમયમા દિલ્હીમા તુઅર મટી ચહુઆણ વશનુ રાજ્ય થયુ નાડોલનગરે શ્રી નેમિનાથ બિબ પ્રતિષ્ઠિત થયુ દડનાયક વિમળ પણ આ સમયમા થયા. તેમને પાટણાધિશ ભીમરાજનુ રાજ્ય વિસ્તાર્યું અર્બુદાચળ પર અનુપમ કોતરણી વાળો પ્રસાદ કરાવ્યો ત્યા શ્રી ધર્મઘોષસુરિ તથા નાગેદ્રચદ્ર વિદ્યાધર-નિર્વૃત્તિ પ્રમુખ શાખાના આચાર્યોએ મળી શ્રી આદિનાથ બિબની પ્રતિષ્ઠા કરી આરાસણ ઉપર શ્રી નેમિનાથ આદિના મળી અગીઆર પ્રાસાદો કરાવ્યા પાખી ચૌદશની સ્થપાઈ

૩૧ શ્રી યશોદેવસુરિ-તેમના સમયમા જેમનુ ચરિત્ર વિલક્ષણતા અને પ્રયોગથી ભરપુર છે એવા શ્રી યશોભદ્રસુરિ થયા સાડેરગચ્છના ઈશ્વરસુરિએ સ્વ પાટે સ્થાપવા સારૂ ઉપયોગ મૂકતા કોઈ યોગ્ય ન જણાતા બદરીદેવીનુ આરાધન કર્યું દેવીએ અર્બુદાચળ નજીક પલાસી ગામમા સાધુ અને ગુણસુદરીનામા દપતીના પુત્ર સુધર્મને દેખાડયો બાલ્યાવસ્થામા રમતો સુધર્મ તેજદાર હતો એક દ્વિજ પુત્ર સાથે

ખડીગો ભાગવાથી વેર થયુ હતુ આ નજીવી વાતમાથી દ્વિજપુત્રે ખોપરી ભાગી તેમા તદુલનો કરબો ભરી ખાવાની પ્રતિજ્ઞા લીધી હતી તેની સામે સુવર્મે પણ વેરલેવાનો પ્રક્રમ કર્યો હતો દરમિયાન ઇશ્વરસૂરિના પ્રતિબોધથી તે સાધુ થયો ટુક સમયમા સૂરિજીએ દેવીવચનથી તેમને આચાર્ય બનાવી શ્રી યશોભદ્રસૂરિ નામ સ્થાપ્યુ શ્રી યશોભદ્ર રોજ માત્ર આઠ કવળ ખાવાનો દુષ્કર અભિગ્રહ ધર્યો બદરીદેવી તેમનુ સાનિધ્ય કરવા લાગી ગુરૂ સમેત યશોભદ્રસૂરિ પલ્લી નગરે ચોમાસુ રહ્યા તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલ સૂર્યદેવે સઘળ વાંછિત થવાનો આશીર્વાદ દીધો કેટલાક કાળે ગુરૂનુ સ્વર્ગ ગમન થયા બાદ ગુરૂભાઈ બલિભદ્ર સહિત સૂરિ સાડેરનગરે પધાર્યા દોશી ધનરાજે શ્રેયાસ પ્રભુનો પ્રાસાદ કરાવ્યો સાધર્મી વાત્સલ્ય કરવા માડ્યુ ત્યા સાંડેર નગરમા ઘીની તાણ પડી વાત સૂરિ કાને જતા વિદ્યા બળથી પાલી નગરથી ઘૃતકુભોને આકર્ષી સ્વામીવાત્સલ્ય પૂર્ણ થવા દીધુ

આ ચમત્કારથી સાડેર તથા પાલીમા આચાર્યનો મહિમા વધ્યો સૌ વિસ્મય થયા નાડલાઈમા સૂરિ પધાર્યા એકદા, વ્યાખ્યાન મડપમા પેઠો દ્વિજપુત્ર કે જે અન્નના અભાવે કાનફટો યોગી બન્યો હતો તે આવી ચડ્યો અને વેરલેવા સારૂ અચાનક જટા ઉતારી એમાથી સર્પો ઉત્પન્ન કર્યા શ્રોતા ગણમા ખળભળાટ મચ્યો સૂરિએ તત્તક્ષણ બદરીદેવીનુ આરાધન કરી મુહપત્તિ ફાડી તેના ખડ કરી નકુળ ઉત્પન્ન કર્યા, કે તરત સર્પો ભાગી ગયા અને સ્નાન મુખ બનેલો યોગી પણ અગીઆરા ગણી ગયો પુન એ યોગીનો મેળાપ થતા વલ્લભીપુર થકી પ્રાસાદો આણવાનો વાદ થયો સૂરિએ બાવન વીરની સહાયથી શ્રી રૂષભદેવનો પ્રાસાદ કાંતિપુરીમા (નાડલાઈમા ?) આણ્યો યોગીએ પણ શભુનો પ્રાસાદ આણ્યો જટિલે મત્રબળથી મૂર્તિઓના મુખ વાકા કર્યાં ગુરૂએ આ દોસ્ત જાણી બન્ને બિબને પ્રક્ષાલનપૂર્વક મુખરૂપવાળા કરી દીધા, ને મત્રબળથી શભુ પ્રાસાદનુ ઇંડુ ગમડાવ્યુ આમ ઉભય વચ્ચે વિદ્યા-

બળની લડાઈ ચાલુ રહી સૂરિએ સ્વ અવસાન નજીક જાણી શિષ્ય સહિત સવને આજ્ઞા કરી કે મારા મસ્તકમા મણિ છે તે લીધા બાદ અગ્નિ સસ્કાર કરજો મણિની વાત યોગીના જાણવામા હતી. તે સૂરિનુ અવસાન થતા ત્યા આવો લાગ્યો પણ કાઇ વળ્યુ નહિ બાદ્રી દ્દીએ એને ઉપાડી ચિતામા હડસેલી દીધો તે સાડેરગચ્છનો રક્ષક થયો

૩૨ શ્રી યશોભદ્રસૂરિ-૧૧ ના ઉભડાગ કરા યા ને સાતવાર શિખરજીની યાત્રા કરી. ૩૦ શ્રીમાનદેવસૂરિ-શ્રાવક શ્રાવિકા સારૂ ઉપધાન વહેવાની વિધિ તૈયાર કરી. ૩૪ શ્રી વિમળચદ્રસૂરિ-પદ્માવતી દેવીની સહાયથી ચિત્રકૂટ ગિરિ પરથી સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરી

૩૫. શ્રી ઉદ્યોતનસૂરિ-આ મહાપુરૂષે પાચવાર સમેત શિખરજીની યાત્રા કરી હતી ત્યાથી પાછા ફરતા આબુ નજીક ટેલી ગામની સીમમા જેની શાખાઓ ચોતરફ વિસ્તરેલી છે એવા વિશાળ વટવૃક્ષ નીચે ઉપાશ્રયને લઈ સૂરિજી વિશ્રામ અર્થે થોભ્યા દરમિઆન સર્વાનુભૂતિયક્ષ પ્રત્યક્ષ થઇ કહેવા લાગ્યો કે-પૂજ્યશ્રી આ શુભ ઘટિકા છે માટે આપ આપના શિષ્યોની યોગ્યતા જોઈ આચાર્ય પદે સ્થાપન કરો કે જેથી આ વડની શાખા માફક તેમનો વિસ્તાર વધશે આચાર્યશ્રીને વાતનુ રહસ્ય સમજાતા વિક્રમ થકી ૯૯૪ વર્ષે શ્રી સર્વદેવ પ્રમુખ આઠ વિદ્વાન મુખ્યોને સ્વ પદ પર સ્થાપન કર્યા. પ્રભુ શ્રી મહાવીરના ગચ્છનુ શ્રી વડગચ્છ એવુ પાચમુ નામ ત્યારથીજ પડ્યુ અર્બુદાચળની યાત્રા બાદ આ સાધુ મડળ હજારીનગરે આવ્યુ ત્યા શ્રી સપ્રતિ મહારાજ નિર્માપિત શ્રી વીરપ્રાસાદમા એક ડોકરા શિષ્યને યોગ્ય જાણી સૂરિ પદવી અર્પી વર્ધમાન સૂરિ નામ સ્થાપ્યુ ગુરૂકૃપાથી શ્રી શાસનાએ બાળિકાનુ રૂપ કરી ગહુલી ગાઇ ગુરૂની આજ્ઞા લઈ સદૈવ એક વખત ભોજન કરતા સૂરિ ગુજરાત તરફ વિચર્યા

૩૬ શ્રી સર્વદેવ સુરિ-ભરૂચ નગરમા એકદા આ સુરિને કાન ફટ્ટા યોગી સાથે પ્રસગ પડયો ૮૪ સર્પના કરડીયા સાથે યોગી વાદ કરવા આવ્યો સુરિએ કનિષ્ટ આગળીથી પોતાની ચોતરફ વલયા કારે ત્રણ રેખા કરી. યોગીએ છોડેલા સર્પો એ રેખાની અદર આવી ન શક્યા યોગી ક્રોધથી ગતા પીળો થઈ ગયો ને ગુરૂનો પરાભવ કરવા સારૂ વગનાલિકામાથી સિદુરીઓ સર્પ કહાડી ગુરૂ પર છોડયો ઉગ્ર તપસ્વી ગુરૂના મહિમાથી ચોસઠ યોગીનીમાની એક કુરૂકુલ્યા નામા દેવીએ તે સિદુરિઆ સર્પની નાગ બધ કરી દીધી આમ યોગીનો પરાભવ થયો સુરિની કીર્ત્તિ પ્રસરી ત્યા નવિન બધાવેલા ૨૭ પ્રાસાદમા તેમને પ્રતિષ્ઠા કરી

૩૭ શ્રી દેવસૂરિ. તેમના સમયમા નાસિક નગરે ચદ્રપ્રભુના પ્રાસાદને જીર્ણોદ્ધાર થયો તેમજ રામસૈન્ય નગરમા રૂષભદેવ પ્રભુનો પ્રાસાદ નવિન નિર્માયો અને બધા મળી ૧૦૪૧] ધાતુના બિબો નવા ભરાવ્યા

૩૮ શ્રી અજીતસિહસૂરિ-તેઓશ્રીની ઉપદેશશૈલીથી રૂગનાથ નામા વણિકે સ્વ દ્રવ્ય ખરચીને નવા સાત પ્રભુપ્રાસાદ તૈયાર કરાવ્યા તેમના સમયમા નિમ્ન લિખિત ભિન્ન ભિન્ન કાર્યો નિપજ્યા. એ દ્રષ્ટિયે એમનો સમય નોધનીય છે શ્રી આચારાગ તથા શ્રી સૂયગડાગ સૂત્ર ઉપર ટીકા રચનાર શીલાકાચાર્ય થયા નિવૃત્તિ ગચ્છમા અનેક ગ્રથ કર્તા દ્રોણાચાર્ય થયા માળવદેશની ઉજ્જૈની નગરીમા લઘુભોજ રાજા રાહીએ આવ્યો તેમનાથી બિરૂદ પામેલા વાદીવેતાળ શાતિ સૂરિ વડગચ્છમા થયા શ્રી ચક્રેશ્વરી તથા પદ્માવતી દેવીઓનુ તેમને સાનિધ્ય હતુ તેમની કૃતિઓમા શ્રી ઉતરાધ્યયન સૂત્રની બહત્ ટીકા, અગાર હજાર શ્લોક પ્રમાણ જીવવિચાર પ્રકરણ મુખ્ય છે ધુલ્લિકાટના પતન વેળા સાતસો શ્રીમાળી ગોત્રનુ રક્ષણ કર્યું એ સઘ રક્ષકને ગ્રથકારક સૂરિ. વિ સ ૧૧૧૧ મા સ્વર્ગે ગયા પ્રસિદ્ધ વિ ધન પાળ પડિતે શ્રી રૂષભ પચાશિકા, દેશીનામ માળા અને તિલ મજરી

નામા અદ્વિતિય ગ્રંથની રચના કરી. પંડિતજીના બંધુ શોભન મુનિએ પણ સંસ્કૃત ગિરામા રસમય સ્તુતિઓની રચના કરી ઉભયે શાસન પ્રભાવનામાં ઠીક ફાળો આપ્યો.

૩૯ શ્રી યશોભદ્રસૂરિ તથા લઘુ ગુરૂભાઈ નેમિચંદ્રસૂરિ-એમના સમયમા વૃદ્ધ ગુરૂશ્રી ઉદ્યોતનસૂરિની આજ્ઞા લઈ વર્ધમાન સૂરિ ગુર્જર અણહિલપુર પાટણમા પધાર્યા ને કેટલાક સમય પછી ત્યાંજ સ્વર્ગે સીધાવ્યા તેમના શિષ્ય શ્રી જિનેશ્વર સૂરિજી થયા પાટણ નરેશ દુર્લભરાજની સભામા કૂર્ચપુરગચ્છીય ચૈત્યવાસી સાથે દાસાના પાત્ર સબંધી ચર્ચા કરી પરાજય પમાડયો એ વેળા તેઓએ દશવૈકાલિક સૂત્રની ગાથા બોલી એનો અર્થ યથાર્થ કરેલો કે જેથી રાજાને રંજીત થઈ 'ખરતર' એવુ બિરૂદ દીધુ તેમના શિષ્ય જિનચંદ્ર તથા અભયદેવ થયા જિનચંદ્રની પાટે જિનવલ્લભ થયા એમના વિહાર કરતા તે ચિત્રકૂટ પહોચ્યા જ્યા તેમને શ્રી મહાવીરદેવના ૭ કલ્યાણકની પ્રરૂપણા કરી નવિન ગ્રંથો રચ્યા તેમજ ૧૩૪ બોલો નિપજાવી ખરતર ગચ્છની સમાચારી સ્થાપી. તેમના શિષ્ય જિનદત્ત થયા તેમનો જન્મ વિ સિં ૧૧૩૨ મા, સૂરિપદ ૧૧૭૦ મા દરમીઆન ગુજરાતમા જયસિંહ નૃપનો જન્મ થયો. સૂરિજીના તપ પ્રભાવથી ૬૪ યોગીની, ૫૨ વીર તેમજ પાચ પીર તેમનુ સાનિધ્ય કરવા લાગ્યા વિચરતા ગુરૂ વડનગર પધાર્યા સંઘે બહુમાન પૂર્વક સંપ્રતિરાજ નિર્મિત શ્રી વીરપ્રસાદે સ્નાત્રાદિ મહોત્સવ પૂર્વક પ્રભાવના કરી મિથ્યાદ્રષ્ટિ બ્રાહ્મણોથી આ સહન ન થયુ એટલે તેઓએ ગુપ્તપણે એક બ્રાહ્મણને ત્યા ઘરડી ગાય વછેરાને જન્મ આપી મૃત્યુ પામી હતી તેનું મુડદુ લાવી જિન પ્રાસાદમા રાખી દીધુ પ્રાતઃકાળે ગુરૂશ્રી દર્શન માટે આવતા વ્યતિકર જાણ્યો જ્ઞાનોપયોગ મૂકતા દ્વિજકૃતનું આજ કારસ્તાન જાણ્યુ એટલે બાવન વીરમા મુખ્ય એવા પૂર્ણભદ્રનુ સ્મરણ કરી આશાતના નિવારવા જણાવ્યુ તરતજ તે મૃતકના કલેવરમા દાખલ થયો ગાય ઉઠી ઉભી

થઈ પોતાના માનિક વાછ (બ્રાહ્મણના)ના ઘર ભણી દોડી અને ત્યા પહોચી વછેરાને સ્તનપાન કરાવવા લાગી સઘળા વાડવો આથી આશ્ચર્ય પામ્યા સારા વડનગરમા જૈન ધર્મની પ્રશસા થઈ, દેવ પણ છમાસ મતના કનેવરમા રહ્યો તેથી વાછરાનુ પણ પોષણ થયુ ત્યાથી જિનદત્ત 'ઉપકારી સુરિ' તરીકે ખ્યાતિ પામ્યા આ ઉપરાત જૂ। જૂદા સ્થાને ચમત્કાર પૂર્વક તેઓશ્રીએ જાડેજા ક્ષાત્રિય, વાપડ જ્ઞાતિ આદિ અસખ્યાતધ મનુષ્યોને બોધ પમાડ્યો હતો એ પ્રભાવી આચાર્ય વિ સ ૧૨૧૧ વર્ષે સ્વર્ગે ગયા

એકદા નાણાવાળ ગચ્છીય શ્રી માનદેવ સૂરિ વિચરતા ફળ વર્ધીપુરીમા ચોમાસુ રહ્યા એમના ત્યાના શેઠ પારસે બહારગામથી પાછા ફરતા ગામ સમીપ બોરડીની જાળમા કઈક લીના અને કઈક સુકા પુષ્પોથી પૂજાએલો પથરો જોઈ એ વાત ગુરૂ મહારાજને જણાવી ગુરૂશ્રીએ એ સ્થાને જઈ તપાસ કરાવતા પાર્શ્વજીનની તેજસ્વી મૂર્તિ ખોદી કઢાડી પારસ શેઠની પ્રાસાદ કરાવવા જેટલી શક્તિ નહી, એટલે અધિનાયક દેવે સ્વપ્નમા જણાવ્યુ કે દેવાધિદેવ સુવર્ણનો સ્વસ્તિક થશે એ દ્રવ્યથી તુ પ્રાસાદ નિર્માણુ કાર્ય આરભજે બના આ વાત કોઈને પણ કહેતો નહિં પૂર્વે આ સ્થળે સપ્રતિનૃપ કારિત પ્રાસાદ હતો પણ કાળના યોગથી જર્જરિત થઇ નામશેષ બની ગયો હતો શેઠે પ્રભાતે સ્વતિકમાનુ નાણુ એકઠુ કરી કામ આરભ્યુ અને ઘણુ ખરૂ કામ પૂર્ણ થવા આવ્યુ એકદા આ વાત સ્વપુત્રના આગ્રહથી કહેવાઈ બીજે દિવસથી સુવર્ણઅક્ષત (ચોખા) અદૃશ્ય થયો આ પ્રાસાદમા શ્રી માનદેવે મહોત્સવ પૂર્વક શેઠના આગ્રહથી પ્રતિષ્ઠા કરી ત્યારથી ફળવધી પાર્શ્વનાથનો મહિમા વિસ્તર્યો ૪૦ શ્રી મુનિચદ્ર સૂરિ 'પખ્ખીસુત્ર' ના રચયિતા તેમના સમયમા ( વિ સ ૧૧૧૮ ) પ્રખ્યાત શ્રી અભય દેવ સૂરિ થયા તેમનુ વૃતાત આ પ્રમાણે-મેવાડના વડસન્વ ગામમા

કોટિગચ્છી-ખરતર બિરૂદધારી જીનેશ્વરસૂરિનું આગમન થયું તેમના ઉપદેશથી બોધ પામેલ રાજપુત્ર સગાએ દિક્ષા લીધી એજ અભયદેવ પ્રારંભમાં જ વિગય ત્યાગ ત્યાગ્યા આ પમાળમાં આખા શરીરે કોઢ રોગે દેખા દીધી સમતાભાવે સહન કરતા ગુરૂ ગુજરાત ભણી વિચર્યા દરમીયાન સૂરિપદની પ્રાપ્તિ થઈ હતી ભાણપુર ગામના સીમાડે વૃક્ષ હેઠળ સુતા હતા તે વેળા અર્ધરાત્રિના સમયે શાસનદેવી પ્રત્યક્ષ થઈ પૂછવા લાગ્યા કે-' સૂરિ, જાગો છો કે ઉંઘો છો?' ' રોગગ્રસ્તને નિંદ્રા કયાથી?' સૂરિએ કહ્યું દેવીએ સૂરિ સામે નવ કોકડા ધરી ઉકેલવાનુ સુચવી જણાવ્યુ કે-' શેઢી સરિતાના તટ ઉપર, પલાસ વૃક્ષની નીચે ચીકણી ભૂમિમાં, નાગાર્જુન નામાયોગી દ્વારા સ્વવિદ્યા સિદ્ધ થયા બાદ ભંડારાયેલી શ્રી સ્થંભણપાર્શ્વનાથની ચમત્કારિક મુર્તિ છે તેમના સ્તવન-કીર્તન તમારા મુખે થતા તે પ્રગટ થશે. એમના સ્નાત્ર જળથી તમારો કોઢ રોગ ચાલ્યો જશે એટલે આ કોકડા ઉકેલવા રૂપ કાર્યનો મર્મ તમો અવધારી શકશો "

વિચરતા જંગમ કલ્પવૃક્ષ સમા સૂરિજી ઉક્ત સ્થાને આવી પહોચ્યા. પલાસ ( ખાખરાનુ ) વૃક્ષ જડી આવ્યુ જ્યતિહુઅણ સ્તોત્ર રચતા થકા શ્રી પાર્શ્વનાથની સ્તુતિ કરવા લાગ્યા 'ફણિફણફારફુરંત રયણકર' પ ઉચ્ચારતાજ બિંબ પ્રગટ થયું સંઘે આનંદિત હૈડે વંદન કર્યું સ્નાત્ર જળથી આચાર્યશ્રીનો રોગ અદ્રશ્ય થઈ સુવર્ણ વર્ણી દેહલતા દીપવા લાગી એજ સ્થળે નગર વસ્યું. નામ સ્થંભણપુર પડયું નવિન પ્રાસાદમા ચમત્કારી એવા તે નીલવર્ણી બિંબની સ્થાપના કરવામાં આવી ( સં ૧૧૧૯ ) પાટણ જઈ સૂરિ જ્યાં પંચાસરા પાર્શ્વનાથના દર્શને ગયા ત્યાં દેવીદત્ત નવ કોકડા યાદ આવ્યા એનું રહસ્ય સમજાણુ અગીઆર અંગમાંના માત્ર પ્રથમ બેની ટીકા રચેલી ત્યારે નવની બાકી હતી તરતજ તેઓશ્રીએ ઠાણાંગથી ટીકાની શરૂઆત કરી અને ક્રમશ નવે અંગની ટીકા પૂરી કરી તેઓ

શ્રીની વિદ્વતા એ કાર્યમાં આબેહુબ જણાઈ આવે છે કોઈ પણ જાતની ખેંચતાણ વગર કે સ્વગચ્છની મોટાઈ દેખાડ્યા વગર ઘણા પરિશ્રમે વિદ્વાનોને પણ આશ્ચર્ય ઉપજે એવી વૃત્તિઓ તેમને રચી છે શ્રી ગોપનગરમા તેઓશ્રીને સ્વર્ગગમન થયુ

આ પછી કેટલેક કાળે ગુજરાતમા યવનોનુ ગમન થયુ તે સમયે સકળ સંઘે મળીને પ્રભાવિક એવા શ્રી સ્થંભણ પાર્શ્વનાથના નીલવર્ણી બિંબને શ્રી ખંભાયત નગરમા સ્થાપન કર્યા જે આજ સુધી ક્ષુદ્રોપદ્રવ વારક સપ્રભાવ વિરાજમાન છે

શ્રી જયસિંહ દેવે સ્વનામ સ્મરણાર્થે સિદ્ધપુર નગર વસાવ્યુ જ્યા અગીયાર માળનો રૂદ્રાલય કરાવ્યો વળી નવમા સુવિધિનાથ પ્રભુનો પ્રાસાદ કરાવ્યો વાવ, કુવા, તળાવ, કુંડ અને વિશ્રામ સ્થાનો પણ સખ્યાબંધ નિપજાવ્યા અને સ્વ-પર દર્શનોમા દ્રવ્ય વાપરી સમતોલપણુ જાળવ્યુ એમના રાજ્યકાળમા શ્રીકોટિક ગચ્છના ચંદ્રકુળમા વજ્ર શાખામા શ્રી દેવચદ્રસૂરિના શિષ્ય અતિ પ્રભાવશાળી એવા શ્રી હેમચદ્રાચાર્ય થયા તેમનુ વૃત્તાંત આ પ્રમાણે-ધંધુકા નગર વાસ્તવ્ય મોઢ વણિક ચાચીગના એ પુત્ર માતાનું નામ ચગી ઉર્ફે પાહિણી. સસારી નામ ચગદેવ ગુરૂ ઉપદેશ અને સઘ આગ્રહથી બાલ્યાવસ્થામાજ એ પુત્રને માતા ચગીએ દેવચદ્રસૂરિને વહોરાવ્યો એના લક્ષણો પરથીજ એ કોઈ મહાન પ્રભાવશાળી થશે એમ લાગતા ગુરૂશ્રીએ પાચમે વર્ષે દિક્ષા આપી સોમદેવ નામ રાખ્યુ અધ્યયનમા મુનિ સોમદેવ ઠીક પ્રગતિ કરી ગયા એકદા-ગુરૂ-શિષ્ય ગિરિનાર પર્વત તરફ કોઈ ઔષધિની શોધમા જઈ ગયા એવામા માર્ગે શ્રી મલયગિરિજીનો ભેટો થયો આગળ વધતા કુમારિયા ગામના તળાવપર વસ્ત્ર ધોઈ રહેલા ધોબીની તરફ નજર ગઈ વસ્ત્રમાથી છુટતી ખુસબો જોઈ એ કોઈ પદ્મિની સ્ત્રીનુ લાગ્યુ તપાસ કરતા તે ગ્રામવાસી શ્રેષ્ઠિ ભાર્યાનુ છે એમ ભાળ મળી મુનિ ત્રિપુટીએ તેજ ગામમાં ચોમાસુ રહેવાનુ શેઠના

આગ્રહથી નક્કી કર્યું એકવેળા એ શેઠ દંપતી સન્મુખ વિદ્યાસાધનનુ રહસ્ય સમજાવી એમા તેમની સહાય માગી, શ્રી જિનશાસનની પ્રભાવના નાના અર્થી એ યુગલે સહર્ષ વાત સ્વીકારી એક શુભ મુહૂર્તે શ્રી રૂષભદેવના પ્રાસાદમાના ભૂમિગૃહમા શ્રી દેવચદ્રસૂરિ, શ્રી મલયગિરિ અને શ્રી સોમદેવમુનિ દિગબર સ્વરૂપમા કાયોત્સર્ગ મુદ્રામા ઉભા રહ્યા સન્મુખ તે પદ્મિની સ્ત્રી નગ્નરૂપે ઉભી રહી અને તેણીનો સ્વામી શેઠ હાથમા ઉઘાડી તલવાર લઈ ખડો થઈ ગયો. શેઠને પહેલાથી સુચના આપવામા આવી હતી કે અમો ત્રણ સાધુમાથી જેનુ પણ ધ્યાન સ્ખલિત થયુ લાગે કિંવા વિકાર યુક્ત દૃષ્ટિ જણાય તેની ગરદન તમારે વિના સંકોચે ખડગથી જૂદી કરી નાખવી આ સતોની સાહસિકતા અને ધૈર્ય જોઈ અગીયાર દિને વિદ્યાનો અધિષ્ઠાયક દેવ પ્રસન્ન થયો અને દરેકને ઇચ્છિત વર માગવા જણાવ્યુ દેવચદ્રસૂરિએ બાવન વીર વશ કરવાની મલયગિરિજીએ સિદ્ધાતની ટીકા રચવાની અને સોમદેવે રાજાઓને પ્રતિબોધવાની શક્તિ માગી દેવ તથાસ્તુ કહી અતર્ધાન થયો. શેઠને કોટિ દ્રવ્યની પ્રાપ્તિ થઈ મલયગિરિજી માળવા તરફ વિચર્યા અને ગ્રંથરચનામા ઉદ્યુક્ત થયા, જ્યારે દેવચદ્રજી ને સોમદેવ રૈવતાચળની યાત્રાએ નિકળ્યા માર્ગમા એક વેળા એક વણિકને ત્યા ગોચરી નિમિત્તે જઈ પહોચ્યા પૂર્વે એ વણિક રિદ્ધિ સપન્ન હતો છતા દુભાગ્યવશાત્ અત્યારે રંક દશામા આવી ગયો હતો ઘરના ભૂમિગૃહમા ધન હોવાની શકાથી સાફ કરાવતા સેવતરા (કોલસા) નિકળ્યા જેનો ઢગલો ખડકીમા એક બાજુ કરાવ્યો હતો ઘણાજ હલકી જાતના અન્નથી માડમાડ ઉદર નિર્વાહ ચલાવતો હતો શ્રમણોને પધારેલા જોઈ સામો આવ્યો અને તૈયાર એવો કનિષ્ટ પ્રકારનો આહાર વહોરાવવા લાગ્યો. સોમચદ્ર મુનિને આ જોઈ આશ્ચર્ય થયુ અને ગુરૂ તરફ દ્રષ્ટિ કરી. બન્યુ હતું એમકે તેઓ પેલા કોલસાના ઢગલાને સ્વર્ણના ઢગ તરિકે દેખતા હતા તેથી શેઠની કજુસાઈ માટે અચબો ઉપજ્યો હતો વણિકને પણ કઇક અજાયબી ભાસી ગુરૂજીએ પ્રશ્ન પૂછ્યો ને સોમદેવને

ગલાપર બેસવા કહ્યુ, એમ કરતાજ શેઠની આખે પણ પેલા કોલસા સુવર્ણ રૂપે દેખાયા આમ અચાનક લીલાલ્હેર થતા શેઠે સોમદેવને આચાર્ય પદ આપવા પ્રાર્થના કરી. યોગ્યતા તો હતીજ તેમા આ યોગ મળ્યો મહોત્સવપૂર્વક સ ૧૧૬૬ મા દેવચદ્રે સોમદેવને સૂરિપદે સ્થાપી હેમચદ્ર નામ દીધુ દેવચદ્ર સુરિના સ્વર્ગ ગમન બાદ શ્રી હેમચદ્રે સ્વ વિદ્વતાના દર્શનથી અને દેવ સાનિધ્યથી સિદ્ધરાજ જય સિંહના દરબારમા ઉત્કૃષ્ટ સ્થાન મેળવ્યુ. તેના આગ્રહથી 'સિદ્ધહેમ' વ્યાકરણની રચના કીધી. રાજન કુમારપાળને પરમ આર્હત્ બનાવી અહિંસા ધર્મનો વિજય વાવટો સારા ભારત વર્ષમા ફરકાવ્યો. ગજ્યમા બ્રાહ્મણોનું જોર વિશેષ હતુ તે સ્યાદ્વાદના આ પ્રખર વિદ્વાનની ઉપદેશ શૈલીથી નરમ પડયુ કુમારપાળ ભૂપાળ ચુસ્ત જૈની બન્યા અને એ ભૂપે ગુરૂના બોધથી નિતિથી પ્રજાનુ પાલન કર્યુ અને સર્વત્ર અમારી પ્રવર્તાવી સૂરિવરે સાહિત્યના દરેક પ્રદેશમા નવ સર્જન કર્યુ તેઓશ્રીએ પોતાની કૃતિઓમા ગ્વનતાથી એટલુ તો ઉડુ અવગાહન કર્યું છે કે આજે પણ એ વિદ્વતાપૂર્ણ ગ્રંથો વાચતા આત્મા આશ્ચર્યમગ્ન થઈ જાય છે હેમશબ્દાનુશાસન, ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર, યોગશાસ્ત્ર, અર્હં ન્નીતિ, પ્રાકૃતવ્યાકરણ આદિ સાડા ત્રણ લાખ શ્લોક પ્રમાણ તેમનો લેખ સચય છે પ્રાકૃત ભાષાના વ્યાકરણના તે આદ્ય પ્રણેતા મનાય છે તેમના લખાણમા એટલી સત્યતા સમાયેલી છે કે તેઓ કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરિ તરિકે સુપ્રસિદ્ધ છે આ ઉપરાત ગુજરાતના ઇતિહાસમા તેમનુ અને તેમના શિષ્ય જેવા રાજવી કુમારપાળનુ સ્થાન અનેરૂ છે એ સબધમા સખ્યાબધ કાવ્યો, ચરિત્રો, અને રાસાઓ ઉપલબ્ધ થાય છે જે વાચતા જૈન શાસનમા તેઓ મહાન પ્રભાવક સૂરિ થયા છે એમ કહ્યા સિવાય ચાલતુ નથી. તેમના આત્મતેજ આગળ ભલભલા પડિતો અને રાજવીઓ નમી પડતા ત્યા સામાન્ય જનતાના બહુ માનનુ શુ કહેવુ! જય હો શ્રી હેમચદ્ર સુરિનો ૪૧ શ્રી અજિતદેવસુરિ-તેમના લઘુ ગુરૂભ્રાતા સર્વવાદીઓના મુકુટ સમા

વાદીદેવસૂરિ ગચ્છની મર્યાદાના સંભાળનાર હતા એક વેળા એવુ બન્યુ કે આબુ પાસેના જીરાઉલી ગામના ધાધળશેઠની ગાય સંધ્યાકાળે ચરીને જેર પાછી ફરે ત્યારે તેનું દૂધ દોહવાઈ ગયેલુ હોય રોજ આમ બનતુ જોઈ શેઠે તપાસ કરી તો માલુમ પડયુ કે એક બોરડીની જાળમા દુધ અકસ્માત જરી જાય છે આ આશ્ચર્યની તપાસમા ઉડા ઉતરી ખોદકામ કરતા પાર્શ્વનાથની કાળજુની પ્રતિમા નિકળી અધિષ્ઠાયકના સ્વપ્ન અનુસાર જીરાવલ્લી ગામમા નવિન પ્રાસાદ નિપજાવી તેમા શ્રી અજિતદેવ સુરિના હસ્તે પ્રતિષ્ઠિત કરી

આ સમયે ગુજરાતમા નાગેન્દ્ર ગચ્છના શ્રીદેવેન્દ્ર સુરિ, શિષ્ય પરિવાર યુક્ત પધાર્યા ગુરૂપાસે વીરાતે આમ્નાયની વિદ્યાનુ પુસ્તક હતુ એક શિષ્યને એ વાચવાની લગની લાગી રાત્રિના સમયે ગુરૂનિદ્રાનો યોગ સાધી પુસ્તક લઇ બહારની ચાંદનીમા જઈ વાચવા માડયુ આમ વિદ્યાના આકર્ષણથી બાવન વીર હાજર થયા અને આજ્ઞા માગી ઉભા રહ્યા, હાજર જવાબી શિષ્યે એ સ્થાનમા જીનપ્રસાદનો નજીકમા અભાવ જોઈ પશ્ચિમ દિશામા આવેલી કાંતીપુરીથી પ્રાસાદ લાવવાની આજ્ઞા આપી બાવન વીરોએ જણાવ્યુ કે પ્રભાતના કૂકડા નહીં બોલે ત્યા લગી અમારી શક્તિ ચાલશે અને એ દરમીઆનમા જેટલુ કાર્ય થશે એટલુ કરીશુ એમ કહી રવાના થયા કાંતિપુરીથી શ્રી પાર્શ્વનાથનો પ્રાસાદ ઉપાડ્યો અહીં ગુરૂની ચક્ષુ અચાનક ઉઘડી ગઇ અને સર્વ હકિકત જાણીને ચક્રેશ્વરીનુ આરાધન કરી કાગ્મા અવાજે કૂકડા બોલવવાનો હુકમ કર્યો અવાજ સાભળતા પ્રાસાદને છોડી વીરો રસ્તે પડયા આ રીતે જે સ્થળે પ્રાસાદ અટકયો તે સેરિસા નગર હતુ ત્યા પ્રભુશ્રીની સ્થાપના થઇ

૪૨ શ્રી વિજયસિંહસૂરિ-તેઓશ્રીની ચારિત્ર પાલનમા દ્રઢતા

જોઈ જનતા તરફથી 'ચારિત્ર ચૂડામણિ,' એવા બિરૂદની પ્રાપ્તિ થઈ ત્રીભુવનપાળનુ સિદ્ધરાજ દ્વારા ખૂન થતા શરૂઆતમા કુમારપાળને કેટલાક વર્ષો સુધી ગુપ્તપણે રહેવુ પડ્યુ વિ. સ ૧૧૯૭ મા ખભાયત નગરમા શ્રી હેમચદ્રસૂરિનો મેળાપ થતા ને ઉપકાર પામતા, તેમની મીઠી વાણી શ્રવણ કરી રાજનને જૈન ધર્મ પ્રત્યે પ્રેમ ઉપજ્યો ગાદી મલ્યા બાદ સૂરિને મહોત્સવ પૂર્વક પાટણમા બોલાવ્યા નિરતર વ્યાખ્યાન શ્રવણ કરવા શરૂ કર્યા ક્રમશ જૈનધર્મનો ચુસ્ત ઉપાસક બન્યો રાજાને પુન શૈવ ધર્મમા લેવા સારૂ તે ધર્મના અનુયાયી તરફથી કેટલાયે કાર્યો કરાયા કેટલીયે ભ્રમજાળો પથરાઈ તે સર્વમાથી સુરિશ્રી હેમચદ્રના ચમત્કારિક પ્રભાવથી ભૂપ અણીશુદ્ધ પસાર થઈ ગયો

આમ કુમારપાળ નૃપે કર્ણાટક, ગુર્જર, લાટ, સૌરાષ્ટ્ર કચ્છ, સૌધવ, સિંધ ઉચ્ચાપ્રાત, ભભેરીનગરી, મરૂદેશ માલવા, કોકણ, રાષ્ટ્રદેશ, કીરદેશ, જાલધર પચાલ, લક્ષ મેવાડ, દીપ અને કાશીદેશ, મળી અઢાર દેશમા અહિંસાનો પ્રચાર કર્યો સ ૧૨૧૧ મા સાતલાખ મનુષ્યના સઘપતિ થઈ સિદ્ધાચળની યાત્રા કીધી સ ૧૨૧૩ મા શ્રીમાળી મત્રી બાહડે શત્રુજયનો ચૌદમો ઉદ્ધાર કર્યો સ ૧૨૧૬ મા મબેરાગઢથી શાળવીના સાતસો કુટુબોને પૂજાના વસ્ત્રો વણાવવા સારૂ પાટણમા લાવી વસાવ્યા સ ૧૨૧૮ મા શ્રી હેમચદ્રે અમાસની પૂર્ણિમા દેખાડી સ ૧૨૨૧ મા તારગાગઢ ઉપર કુમારપાળ ભૂપે પ્રાસાદના જિર્ણોદ્ધાર પૂર્વક શ્રી અજિત જિનની પ્રતિષ્ઠા કરાવી સાતસો લેખકોને ઇચ્છિત દ્રવ્ય આપી ગ્રથો લખાવ્યા અને તે જુદા જુદા ૨૧ જ્ઞાન ભડારમા ગોઠવ્યા ન્યાય માટે રાજદ્વારે ઘટા સ્થાપી ૧૪૪૪ ચોરાશી મડપવાળા પ્રાસાદ નિપજાવ્યા ૨૧૦૦ નો જિર્ણોદ્ધાર કરાવ્યો તેમના મત્રી બાહડે પણ ૧૫૦૦ નો જિર્ણોદ્ધાર કરાવ્યો તથા ભરૂચના શકુનિકા વિહારનો સ ૧૨૨૦ મા પહેલો જિર્ણોદ્ધાર કર્યો

■ ૧૨૨૯ મા કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરિ સ્વર્ગે ગયા

શ્રી વૃદ્ધવાદી, સિદ્ધસેનસૂરિ હરિભદ્રસૂરિ, બપ્પભટ્ટસૂરિ, પાદલિપ્તસૂરિ, અભયદેવસૂરિ મલયગિરિ, યશાભદ્રસૂરિ અને હેમચદ્રસૂરિ રૂપ નવયુગપ્રધાન જયવતા વર્તો સ ૧૨૩૦ મા ભૂપ કુમારપાળ સ્વર્ગે ગયા

'દયા ધર્મ સુવેલડી રોપી રૂષભ જિણદ

શ્રાવક કુળ મડપ ચડી સિંચી કુમાર નરિંદ.

શ્રી અચળ ગચ્છની ઉત્પત્તિ–વડગચ્છના શ્રી ઉદ્યોતનસૂરિની પાટે સર્વદેવસૂરિ તથા તેમના લઘુ ગુરુભાઇ પદ્મદેવસૂરિ થયા, જેમની પરપરામા જયસિહ સૂરિ થયા એમના આબુની તળેટીમા આવેલ દત્તાણી નામમા વસતા દ્રોણી શેઠના પુત્ર ગોદે સૂરિ પાસે દીક્ષા લીધી. અભ્યાસમા પ્રગતિ સાધી તે વિદ્વાન્ તેમજ તપસ્વી બન્યા ઉપાધ્યાય પદવી સાથે વિજયચદ્ર નામની ખ્યાતિ થઈ ચાર માસી અનશનને અતે પાવાગિરિ ઉપર દેવી મહાકાળી તેમના પર પ્રસન્ન થઈ મુનિશ્રીનુ પારણુ યશોધન ભણશાળી ગૃહે થતા જ તે ધનવાન થયો આમ દેવીના સાનિધ્યથી મુનિશ્રીનો પ્રભાવ વિસ્તર્યો તેમને નવી ક્રિયાને નવી સમાચારી ગુરૂની મૂળ સમા ચારી લોપ્યા સિવાય આદરી જયસિંહદેવના રાજ્યમાળે ૧૭૦ બોલની પરૂપણા કરી શ્રી વિધિપક્ષ એવુ ગચ્છનુ નામ દીધુ એક વેળા એ ગચ્છનો એક શ્રાવક અણહિલપુર પાટણમા આવેલો ત્યારે શ્રી હેમચદ્રસૂરિને ઉપાશ્રયે વદવા આવ્યો તે વેળા વસ્ત્રનો છેડો આડો રાખી વાદવા લાગ્યો આ વેળા ત્યા પધારેલા કુમારપાળ ભૂપને આશ્ચર્ય થવાથી પ્રશ્ન કર્યો ગુરૂએ જણાવ્યુ કે આ વિધિપક્ષનો છે એટલે એમ કરે છે રાજાએ એનુ અચલિક એવુ બીજુ નામ દીધુ

વિજયચદ્રને ગુરૂએ સુરિપદવી આપી. શ્રી આર્યરક્ષિત નામ દીધુ વિ સ ૧૨૩૬ મા તેમનુ સ્વર્ગગમન થયુ એ રીતે સાર્પૂર્ણિમા ગચ્છ પ્રગટ થયો।

શ્રીમાળી જગડુશાહ સોરઠ દેશના ભદ્રેશ્વર નગરમાં શાહ સોલ્હા અને ભાર્યા શ્રીદેવીને ત્યાં પુત્રપણે ઉપજેલા. પિતાના અવસાન બાદ દરિદ્રતાને લઇ માતા સહિત કુટુંબનું દુઃખથી પોષણ કરવા લાગ્યા. એકદા ત્યાં ધર્મમહેન્દ્ર સૂરિ પધારેલા છે. શ્રાવકો એકાદશીનું પ્રતિક્રમણ કરી ચાલ્યા ગયા છતાં જગડુ એક ખૂણામાં સૂઈ રહેલ છે દરમીઆન આકાશમાંથી એક તારો ખર્યો. શિષ્યે ગુરૂને એ સબંધી પ્રશ્ન કરતાં જવાબ મળ્યો કે પાંચ વર્ષનો લાગટ દુકાળ પડશે. પશ્ચાત જગડુશાહ નામા એક દાનશાળી ઘણા જીવોને અભયદાન દેશે. ઘરમાં ક્ષુપાયેલ નિધિ શોધી કહાડી ઘીના વેપારથી દ્રવ્ય ઉપાર્જન કરી એ કીર્તિ સંપાદન કરશે, ને શાસન શોભા વધારશે.

સૂતેલા જગડુએ એ સર્વ શ્રવણ કરી ઘેર જઇ ઉદ્યમ આદર્યો. સમુદ્રનો વેપાર ખેડી ધન સંપાદન કર્યું. સં ૧૩૧૧ થી ૧૩૧૫ સુધીમાં ઘણા જીવોને અભયદાન દીધું. શ્રી સિદ્ધાચળ, શ્રી ગિરનાર, શ્રી વેળાકૂળ, શ્રી નર્મદાતટ અને શ્રી અજયમેરૂ નામના સ્થળોમાં દાનશાળાઓ સ્થાપી. ૪૩ શ્રી સોમપ્રભસૂરિ, ગુરૂભ્રાતા મણિરત્નસૂરિ.

વસ્તુપાળ તેજપાળ—

ધોળકા નગરનો પોરવાડ આસરાજ પાટણમાં વ્યાપારાર્થે આવી વસેલો. ઉપાશ્રયમાં ભુવનચંદ્રસૂરિ પાસે એકદા વ્યાખ્યાન શ્રવણ કરવા બેઠેલો છે એવામાં શ્રીમાળી જ્ઞાતિના આભા અને ભાર્યા લક્ષ્મીની પુત્રી કુંવર—જે બાળ વિધવા હતી—ગુરૂને વાંદવા આવી. દેશના દેતા ગુરૂ પળવાર એની ટશે જોઈ રહ્યા. આસરાજ આ સ્થિતિ કળી ગયો. દેશના સમાપ્ત થયા બાદ ગુરૂને એનું કારણ પૂછતા, સરળતાથી તેઓ શ્રીએ જણાવ્યું કે એની કુક્ષિએ સૂર્યચંદ્ર સમા તેજસ્વી પુત્રો થશે. તેઓ શાસનની પ્રભાવના કરશે.

આસરાજે ત્યારથી કુંવરદેવી સહ પ્રીતિ જોડવાનો પ્રસંગ પાડ્યો.

પૂર્વકર્મના સયોગથી આ ૫ સમયમા ઉભય વચ્ચે સ્નેહસધાન થયુ મન મળ્યા ગુરૂશ્રીની વાત યાદ આવી ગાધર્વ લગ્નથી જોડાઈ ત્યાથી ઉભય પલાયન થઈ ગયા કેટલાક સમય પર્યંત માડલ નગરમા રહ્યા અનુક્રમે પુત્રોના જન્મ થતાજ આસરાજે ગુરૂ કથન અનુસાર વસ્તુપાળ અને તેજપાળ નામ ગખ્યા બાળવામા આ સમયે શાલિ કુમાર અને વીરધવળના ગન્યમા લાખો કુવાણી પ્રગટ થયા માડ ળમા આસગજની જ્ઞાતિ સબધી ચર્ચા થવા લાગતાજ ત્યાથી તે પશ્ચિમ દિશામાં દેવપ ણમા ગયો અને બાળકોની વય આઠ વર્ષની થતા ચોડીઆળ ગામે આવી વસ્યો દરમીઆન ભુવનચદ્રસરિનુ આગ મન ત્યા થયુ આસગજ અને કુવરદેવીને તેમને ઓળખી લીધા પુન્યવત જાણી અબિકા અને કવડ જક્ષનુ સાનિધ્ય કરાવી આપ્યુ આસગજ હવે ધોલકે આવી વસ્યો ગુરૂકૃપાથી થીના વેપારમા સારો લાભ થયો વસ્તુપાળનું લલીતાદેવી સાથે અને તેજપાળનું અનુપમા દેવી સાથે પાણિગ્રહણ થયુ કેટલાક વર્ષો બાદ માતાપિતાનો સ્વર્ગવાસ થયો ઉભય બધુઓ કાર્યદક્ષતાથી અને આત્મતેજથી રાજન્ વીરધવળની કૃપાના પાત્ર બન્યા અને અ૫કાળમા મત્રીપદ અને ભડારીપદની ક્રમશ પ્રાપ્તિ કરી

મત્રીપદના તિલક અવસરે પાટણની ત્રીશ જ્ઞાતિઓને વસ્તુપાળે જમણ આપ્યુ અકસ્માત રીતે નગરશેઠના ઘરનુ નોતરૂ રહી ગયુ નગરશેઠનો પુત્ર લઘુ વયનો હોઇ, સ્વપિતાના અવસાન બાદ ધી તેલ હીંગ આદિના વ્યવસાયથી નિર્વાહ ચલાવતો નોતરૂ ન આવવાથી તેની વૃદ્ધ માતાએ વસ્તુપાળની ઉત્પત્તિ સબધી તેનું ધ્યાન ખેચતા લાગતો તે જ્યા મહાજન જમવા એકઠુ થયું છે ત્યા આવી પહોચ્યો અને પેતી વાત આગેવાનો સામે નિવેદન કરી કેટલાકને આ વાતની સત્યતા પર વિશ્વાસ ન બેઠો પણ પૂર્ણ તપાસને અતે ખરી લાગતા કેટલાક જમ્યા વગર ચાલ્યા ગયા ત્યાથી ગ્રામવટની લઘુશાખા

ઉદ્ભવી મંત્રીશ્વરની ઋદ્ધિ સિદ્ધિ દિવસાનુદિવસ વધવા લાગી ઉભય બંધુઓના પરાક્રમથી તેમની યશકીર્તિ ચોતરફ વિસ્તરી મહા મહોત્સવપૂર્વક ભુવનચંદ્રસૂરિને પાટણમાં તેડાવી વસ્તુપાળે ચોમાસુ રાખ્યા તેમના ઉપદેશથી અર્બુદાચળ પર નવિન મંદિર બંધાવ્યુ, જેમા નવ લાખ સોનૈયા ખરચીને દેરાણી–જેઠાણીએ ગોખના કરાવ્યા આખા દેવાલય તથા આ ગોખલાઓની કોરણી એવી અદ્‌ભુત છે કે આજે તે જગતનુ ધ્યાન ખેંચી રહી છે મંત્રીશ્વરનું ગૌરવ એ સ્થળ નિરખતા દૃષ્ટિ સન્મુખ તરવરે છે મંત્રીશ્વર વસ્તુપાળે જેમ ભૂપ વીરધવળના રાજ્યમા પોતાના બળ–પરાક્રમથી વધારો કર્યો અને યુદ્ધ કૌશલ્ય દાખવી જૈન સમાજનુ ક્ષાત્રતેજ દેખાડી આપ્યુ તેમ પ્રાપ્ત કરેલ લક્ષ્મીનો સદ્વ્યય કરવામા પણ કચાશ ન રાખી ગિરનારના દેવાલયોનો ઉદ્ધાર કરાવ્યો શ્રી સિદ્ધાચળ ઉપર પણ નવિન પ્રાસાદ બંધાવ્યો વળી અગાર લાખ મનુષ્ય સહિત મુનિ મહારાજ દેવભદ્ર, જગતચંદ્ર આદિ અગીઆર આચાર્યસમેત શ્રી સિદ્ધાચળજીની યાત્રા કરી એ સંઘમા દિગંબર સંપ્રદાયના ૨૧ આચાર્યો આવ્યા હતા દરમીઆન બીનડી નગર શ્રી પાર્શ્વનાથજીના દર્શને સૂરિ શ્રી સોમપ્રભ પધાર્યા દેવભદ્રાદિ મુનિઓએ તેમને વંદના કીધી એ વેળાએ ખરતર–ભાવપક્ષ–આગમિક–રાકાપક્ષ–મિશ્ર સિદ્ધ ઉપકેશ–છીગવંદી–નાણાવલી–નાણાવાલ–નિગચ્છ્યા ઇત્યાદિ ગચ્છના આચાર્યોની સાક્ષિએ આજીવન આયંબિલ તપ કરનાર ને સમતા આદિ ગુણોના ધારક શ્રી જગચ્ચંદ્ર-સૂરિને શ્રી સોમપ્રભસૂરિએ પોતાની પાટે સ્થાપ્યા ઉપરોક્ત સૂરિવરો સહિત શ્રી શત્રુંજયનો પુનઃ સંઘ મંત્રીએ કહાડ્યો પારણા કરતાં દેવ-પટ્ટણમા ચંદ્રપ્રભુજીનો પ્રાસાદ કરાવ્યો શ્રી જગચ્ચંદ્રસૂરિએ અનંતર નગરે શ્રી વીરપ્રાસાદે અઠ્ઠમ તપ કરી શારદા પ્રસન્ન કીધી એવામા એક શતના શત અર્થકારક અને સિંદૂર પ્રકરણ પ્રથના રચયિતા શ્રી સોમપ્રભસૂરિનું પાલીતાણે સ્વર્ગગમન થયુ

મંત્રીશ્વરે આશાપલ્લી, ખંભાત, આબુ, પાટણ સાડેરા પ્રમુખ

સ્થળોમા મળી કુલ પાચ હજા પ્રાસાદો નિપજાવ્યા સખ્યાબધ નવિન બિંબો ભરાવ્યા તેમા ૪૨૦૦૦ પચવાતુમયી જાણવા શ્રી તા ણુગિરિ, ભીલડી, ઈડર ગ' આદિ સ્થાનોમા ૨૩૦૦ જિર્ણોદ્ધાર કરાવ્યા ૯૮૪ ધર્મશાળા બધાવી અગીઆર જ્ઞાનકોષ શોધાવ્યા મુખ્ય તે શ્રી શત્રુજય પર બાર કરોડ ને ત્રેપન લાખ ટકાનો વ્યય કીધો આમ ધર્મ પ્રભાવના કરવામા કમીના ન રાખી. વિ. સ ૧૨૮૮ મા અંકેવાલીયા ગામે શ્રી વસ્તુપાળનું તેમજ સ ૧૩૦૨ મા ચદ્રાણા ગામે શ્રી તેજપાળનુ સ્વર્ગગમન થયુ

નોધવા લાયક વસ્તુ તો એ છે કે રાજ્યના વ્યવસાયોમા રક્ત રહ્યા છતા ધર્મ માટે આટલો પ્રેમ દાખવ્યો વળી વસ્તુપાળ જાતે સાહિત્યકાર પણ હતા

૪૪ શ્રી જગચ્ચદ્ર સૂરિ—આઘાડ નગરે પધાર્યા ત્યા શાર દાનુ આરાધન કરી શ્રી દેવભદ્રની સહાયથી શિથિલાચારને દૂર કરવા ક્રિયોદ્ધારની શરૂઆત કરી. તેઓએ જાવજીવ સુધી આયબિલ તપનો અભિગ્રહ કર્યો હતો ચિતોડપતિ રાજા જયસિંહદેવને કાને આ વાત જતા તે સૂરિને વદના કરવા પધાર્યા અને પ્રશસાપૂર્વક તપાનુ બિરુદ આપ્યુ ત્યારથી 'તપગચ્છ' એવુ નામ પ્રસિદ્ધિમા આ યુ સ ૧૨૮૫

(૧) શ્રી નિગ્રથ ગચ્છ (૧ થી ૮ સુધી) (૨) શ્રી કોટિક ગચ્છ (૯ થી ૧૫) (૩) શ્રી વનવાસી ગચ્છ (૧૬ થી ૩૨) (૪) શ્રી વડ ગચ્છ (૩૩ થી ૪૩) (૫) શ્રી તપાગચ્છ (શ્રી જગતચદ્રસૂરિથી)

તેમને મોશનિઆમે સાત દિગમ્બરાચાર્યો સહ વાદવિવા કરી પરાજીત કરી પોતે હીરાની જેમ નિર્ભેદ્ય રહ્યા

૪૫ શ્રી દેવેદ્રસૂરિ લઘુ ગુરુ ભાઇ શ્રી વિજયચદ્રસૂરિ, ઉભય શરૂઆતમા સાથે વિહાર કરતા ગુજરાતમા આવ્યા. વિજયચદ્ર

આજ્ઞા મેળવી જુદા વિચરતા ખંભાત પધાર્યા ત્યાં દેવેંદ્રસૂરિની આજ્ઞા વિના ક્રિયામાં શિથિલ એવા કેટલાક સાધુઓને પદવી તથા ઉપાધ્યાયની પદવીઓ દીધી તેમજ શ્રાવકના ઉપાશ્રયે એકવાસી રહ્યા, અર્થાત્ માસ કલ્પ ન સાચવ્યો આ બાબતથી સૂરિ દેવેંદ્ર ખંભાત આવ્યા વિજયચંદ્રના સાધુઓને મત્સર વગતા દીઠા એટલે તેઓ બીજા ઉપાશ્રયમાં ગયા ત્યારથી તેઓ વડુ પોશાલિક કહેવાયા અને વિજયચંદ્ર વડી પોશાલિક કહેવાયા ઉભય નામો શ્રાવકોએ ઉપાશ્રય અર્થાત્ શાળાને ઉદ્દેશીને પાડયા દેવેંદ્રસૂરિના ઉપદેશથી મેવાડ પાસી સોની ભીમસિંહે મદ્ય માનવાનો કડક નિયમ લીધો એક વેળા ચોરો તેને પકડી ગયા અને પૂછ્યું કે તારા ઘરમાં કેટલું દ્રવ્ય છે? તેને સત્ય ઉત્તર આપ્યો કે ચાર હજાર સોના મહોરો તરત જ ચોરોએ તેના છોકરા ઉપર હજાર સોના મહોર મોકલી આપવાની માગણી કરી બાપના છૂટકારા માટે પુત્રોએ હજાર ખોટા સિક્કા બનાવી મોકલ્યા ચોરોએ સત્યપ્રતિજ્ઞ ભીમજી પાસે જ તે પરખાવ્યા તેણે છૂટ કહ્યું કે પુત્રોની દાક્ષિણ્યતામાં પડ્યા વગર તે ખોટા છે એમ જણાવ્યું તેના સત્યવાદીપણાથી ખુશ થઈ ચોરોએ વસ્ત્રની પહેરામણી કરી સોની ભીમજીને છોડી મૂક્યો ભીમજીએ આગ નિયમ પાળી અમર કીર્તિ મેળવી ખંભાતમાં રહી સૂરી દેવેંદ્રે ૫ કર્મગ્રંથ સટીક, સિદ્ધપંચાશિકા, શ્રાદ્ધદિનકૃત્ય અને ત્રણ ભાષ્ય આદિ સૂત્રોની રચના કરી સ્વપાટ પર વિદ્યાનંદને સ્થાપેલા પણ તેઓની તેમના પછી તેર દિનના આંતરે કાળધર્મ પામવાથી ગચ્છ ૭ માસ પર્યંત નિરાધાર રહ્યો ત્યારબાદ શ્રી ક્ષેમકીર્તિ સૂરિ પ્રમુખે મળીને શ્રી ધર્મઘોષને પટ્ટધર તરીકે સ્થાપ્યા એ વેળા શ્રી પાલણપુરના પ્રાસાદમાં રહેલા ગોમુખ યક્ષે કુંકુમની વૃષ્ટિ કરી ક્ષેમકીર્તિસૂરિએ બૃહત્ કલ્પની ટીકા રચી

૪૬ શ્રી ધર્મઘોષસૂરિ—એકદા તારણગિરિ પર અજીત જિનને વાંદી પાછા ફરતા સૂરિજી વિજાપુરમાં ચોમાસુ રહ્યા વ્યાખ્યાનમાં

પરિગ્રહ સંબંધી ગુરૂશ્રીની સચોટ વાણી શ્રવણ કરી પેથડનામા એક દારિદ્રી શ્રાવકને એ વ્રત ગ્રહણ કરવાનું મન થયું વળી પોતાની વર્તમાન દશા અનુસાર તેને પાંચસો રૂપીઆ સુધીની રકમ છુટી રાખવાની ઇચ્છા દેખાડી ગુરૂશ્રીની નજર તેના કપાળ તરફ જતા વ્રત દેતા અચકાયા અને તેની હસ્તરેખા જોવા લાગ્યા ભવિષ્યમા પુન્ય યોગે તે રિદ્ધિશાળી થવાનો જાણી વધુ છુટ રાખવા સૂચના કરી. પછી પેથડે પાંચ હજારથી વધુ મળે તેનું સુકૃત કરવાનો નિયમ લીધો સમય જતા ગુરૂની વાણી સાચી પડી ઘી સાકર અને કરી અણાના વેપારમાંથી વધી તે ગજા સારંગત્વના કારભારીપદે પહોંચ્યો આમ રૂદ્ધિ પામ્યો અને પુત્ર ઝાંઝણને ઉત્સાહપૂર્વક પરણાવ્યો ઝાંઝણકુમાર નવોઢા સહ ભૂપ દર્શને આવતા ગજાએ નાગરિકોમા સુવર્ણ ગદીઆણાનું લ્હાણુ કર્યું પેથડ પણ વિના ગર્વે લીધેલ પ્રતિજ્ઞાને અનુસરી જિન મંદિર સ્વધર્મભક્તિ આદિ કાર્યોમા લક્ષ્મીનો વ્યય કરવા લાગ્યો

સારી રીતે સામૈયુ કરી સૂરીશ્વરને પ્રવેશ કરાવ્યો શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના દર્શન અવસરે બ્હોંતેર હજાર ટકાની સંઘને પહેરામણી કરી. ૮૪ નવિન પ્રાસાદ નિપજાવ્યા ૧૦૦ નો જીર્ણોદ્ધાર કરાવ્યો શ્રી ભરૂદિનપુર પત્તનમા સાત જ્ઞાનભંડાર કરાવ્યા સિદ્ધાચળ તારણગિરિ વિજયનગર પોશીના ગામ અને ઇડરગઢ મળી પાંચ સ્થાનના સવ કહાના છપ્પન ઘડી સુવર્ણ ખર્ચી શ્રી શત્રુંજય પર ઈંદ્રમાળ પહેરી. બત્રીશમે વર્ષે બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું ઝાંઝણકુમારે પણ આ રાજ ભાર ક્ચન વાપરી સ્વન્યાયોપાર્જિત લક્ષ્મીનુ સાર્થક્ય કીધુ ની ધર્મઘોષસૂરિએ પણ વ્યંતરીનો ઉપસર્ગ મંત્રશક્તિવડે નિવારી તેમજ શ્રી અવંતિ પાર્શ્વનાથના દેવાલય સમિપ વસતા જટિલની મેરી વિદ્યા સામે યોગ્ય પ્રતિકાર કરી જીનશાસનની પ્રભાવના કરી સં ૧૩૪૭ મા સ્વર્ગગમન કર્યું

૪૭ શ્રી સોમપ્રભસૂરિ–નિત્ય તેઓથી અગીઆર અંગનો સૂત્ર તેમજ અર્થ પાઠ કરતા એમના સમયમાં વૃદ્ધવાદિ- શ્રી રત્નાકરસૂરિ થયા એમના વડી નગરમાં મુક્તાફળના પરિગ્રહવાળા એ રત્નાકરસૂરિ ચોમાસુ રહ્યા એક ધોળકાનો પોરવાડ વ્યાપારી નામે 'રૂનો' ધંધાર્થે ત્યાં આવ્યો, સૂરિ પાસેના પરિગ્રહની વાત તેના જાણવામાં આવી આમ છતાં આચાર્યશ્રીની વિદ્વતાપૂર્ણ ઉપદેશશૈલીથી રંજીત થઇ નિત્યશ શાળાએ આવવા લાગ્યો ગુરૂશ્રીને વાંદી ભોજન કરવાનો નિયમ પણ લીધો 'दोससय मूलजाल' એ ગાથાનો અર્થ પૂછી પોતાને પરિગ્રહનું સ્વરૂપ યથાર્થ સમજાવવા વિનતી કરવા લાગ્યો મહારાજશ્રી પણ જૂદી જૂદી વ્યાખ્યા કરી અર્થ સમજાવવા યત્ન પ્રયાસ કરવા લાગ્યા વ્યાપારી રૂનો પણ એક ચિત્તથી સાંભળી સાંભળે અને અંતમાં ડોકું ધુણાવે અર્થાત્ સૂચવે કે હજુ બરાબર અર્થ સમજાયો નથી. આમ કરતાં છ માસ થવા આવ્યા રૂનાને સ્વગામ પાછા ફરવાનો સમય આવી પુગ્યો. એટલે વિનતીપૂર્વક મુનિશ્રીને જણાવ્યું કે હાલે અર્થ બરાબર સમજાવજો. તેના ગયા બાદ સૂરિને વિચાર આવ્યો કે આટલા દિવસથી પરિગ્રહનું સ્વરૂપ સમજાવવા છતાં આ રૂનાને કેમ બરાબર સમજ પડતી નથી? શ્રોતા ઉપદેશામાં કોની કસૂર છે? ઊંડા ઉતરતા પોતાની પાસેનો મુક્તાફળ રૂપી પરિગ્રહ યાદ આવ્યો લાગ્યો જ નિશ્ચય કરી લીધો કે પાસે પરિગ્રહ રાખીને વ્યાખ્યા કરનાર શુદ્ધ વ્યાખ્યા ન જ કરી શકે તરત જ તેના ઉપરની મૂર્છા ઉતારી નાખી એને પીસાવી ચારી દીધા આમ નિષ્પરિગ્રહી બની ગયા. રૂનો આવ્યો અને જ્યાં વ્યાખ્યાની શરૂઆત થઈ એટને મુખદ્વાર નિકળતી વાણી સચોટ રીતે બહિરંગ થવા લાગી શલ્ય દૂર થવાથી વાણીમાં અવર્ણનીય તેજસ્વિતા આવી રહી હતી રૂનાએ કહ્યું કે સાહેબ પરિગ્રહનું સાચુ સ્વરૂપ આજેજ સમજાયુ, શુદ્ધતા વાણીમાં નથી પણ વર્તનમાં છે કેટલાક સમયે સોમપ્રભસૂરિ વિચરતા ચિતોડ પધાર્યા શાહ સમરાશાએ સિદ્ધાચળનો સંઘ કઢાવ્યો સં ૧૩૭૧ માં પદરમો

પરિગ્રહ સબંધી ગુરૂશ્રીને સચોટ વાણી શ્રવણ કરી પેથડનામા એક દારિદ્રી શ્રાવકને એ વ્રત ગ્રહણ કરવાનું મન થયું વળી પોતાની વર્તમાન દશા અનુસાર તેને પાચસો રૂપીઆ સુધીની રકમ છુટી રાખવાની ઇચ્છા દેખાડી ગુરૂશ્રીની નજર તેના કપાળ તરફ જતા વ્રત દેતા અચકાયા અને તેની હસ્તરેખા જોવા લાગ્યા ભવિષ્યમા પુન્ય યોગે તે રિદ્ધિશાળી થવાનો જાણી વધુ છુટ રાખવા સૂચના કરી. પછી પેથડે પાચ હજારથી વધુ મળે તેનું સુકૃત કરવાનો નિયમ લીધો સમય જતા ગુરૂની વાણી સાચી પડી ઘી સાકર અને કરી આણાના વેપારમાથી વધી તે રાજા સારંગદેવના કારભારીપદે પહોચ્યો આમ ઋદ્ધિ પામ્યો અને પુત્ર ઝાંઝણને ઉત્સાહપૂર્વક પરણાવ્યો ઝાંઝણકુમાર નવાગ સહ ભૂપ દર્શને આવતા રાજાએ નાગરિકોમા સુવર્ણ ગદીઆણાનું લ્હાણું કર્યું પેથડ પણ વિના ગર્વે લીધેલ પ્રતિજ્ઞાને અનુસરી જિન મદિર સ્વામિભક્તિ આદિ કાર્યોમા લક્ષ્મીનો વ્યય કરવા લાગ્યો

આવી રીતે સામૈયું કરી સૂરીશ્વરને પ્રવેશ કરાવ્યો શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના દર્શન અવસરે બહોતેર હજાર ટકની સઘને પહેરામણી કરી ૮૪ નવિન પ્રાસાદ નિપજાવ્યા, ૧૦૦ નો જીર્ણોદ્ધાર કરાવ્યો શ્રી આગદિનપુર પત્તનમા સાત જ્ઞાનભંડાર કરાવ્યા. સિદ્ધાચળ તારણગિરિ વિજયનગર પોતાના ગામ અને ધારાગઢ મળી પાચ સ્થાનના સઘ કઢાવ્યા છપ્પન ઘડી સુવર્ણ ખર્ચી શ્રી શત્રુંજય પર ઈંમાળ પહેરી. બત્રીશમે વર્ષે બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું ઝાંઝણકુમારે પણ અઢાર લાખ કચન વાપરી સ્વન્યાયોપાર્જિત લક્ષ્મીનું સાર્થક્ય કીધું શ્રી ધર્મઘોષસૂરિએ પણ વ્યતરીનો ઉપસર્ગ મત્રશક્તિવડે નિવારી તેમજ શ્રી અવતિ પાર્શ્વનાથના દેવાલય સમિપ વસતા જટિલની મેલી વિદ્યા સામે યોગ્ય નિકાલ કરી જીનશાસનની પ્રભાવના કરી સ ૧૩૪૭ મા સ્વર્ગગમન કર્યું

૪૭ શ્રી સોમપ્રભસૂરિ–નિત્ય તેઓશ્રી અગીઆર અંગનો મૂત્ર તેમજ અર્થ પાઠ કરતા એમના સમયમા વૃદ્ધશાન્તિ શ્રી રત્નાકરસૂરિ થયા એકદા વડની નગરમા મુક્તાફળના પરિગ્રહવાળા એ રત્નાકરસૂરિ ચોમાસુ રહ્યા એક ધોળકાનો પોરવાડ વ્યાપારી નામે 'રૂનો' ધંધાર્થે ત્યા આવ્યો, સૂરિ પાસેના પરિગ્રહની વાત તેના જાણવામા આવી. આમ છતા આચાર્યશ્રીની વિદ્વતાપૂર્ણ ઉપદેશશૈલીથી રંજીત થઇ નિત્યના શાળાએ આવવા લાગ્યો ગુરૂશ્રીને વાંદી ભોજન કરવાનો નિયમ પણ લીધો 'दोसस्स मूलजाल' એ ગાથાનો અર્થ પૂછી પોતાને પરિગ્રહનુ સ્વરૂપ યથાર્થ સમજાવવા વિનતી કરવા લાગ્યો મહારાજશ્રી પણ જૂદી જૂદી વ્યાખ્યા કરી અર્થ સમજાવવા સતત પ્રયાસ કરવા લાગ્યા વ્યાપારી રૂનો પણ એક ચિત્તથી સાંભળે અને અંતમા ડોકુ ધુણાવે અર્થાત્ સૂચવે કે હજી બરાબર અર્થ સમજાયો નથી આમ કરતા છ માસ થવા આવ્યા. રૂનાને સ્વગામ પાછા ફરવાનો સમય આવી પુગ્યો. એટલે વિનતીપૂર્વક [illegible] જણાવ્યુ કે કાલે અર્થ બરાબર સમજાવજો. તેના [illegible] સૂરિને વિચાર આવ્યો કે આટલા દિવસથી પરિગ્રહનુ સ્વરૂપ [illegible] આ રૂનાને કેમ બરાબર સમજ પડતી નથી? એના [illegible] કારણ છે? ઉંડા ઉતરતા પોતાની પાસેનો મુક્તાફળ [illegible] આવ્યો લાગલો જ નિશ્ચય કરી લીધો કે પાસે પરિગ્રહ [illegible] કરનાર શુદ્ધ વ્યાખ્યા ન જ કરી શકે [illegible] ઉતારી નાખી એને પીસાવી છારી દીધા [illegible] ગયા. રૂનો આવ્યો અને જ્યા વ્યાખ્યાની શરૂઆત [illegible] નિકળતી વાણી સચોટ રીતે હૃદિ [illegible] વાણીમા અવર્ણનીય તેજસ્વિતા આવી ગઇ હતી [illegible] પરિગ્રહનુ સાચુ સ્વરૂપ આજેજ સમજાયુ [illegible] વર્તનમા [illegible] કેટલાક સમયે સોમપ્રભસૂરિ [illegible] સમરાશાએ સિદ્ધાચળનો સંઘ કહાડ્યો [illegible] ૧૩૫૧ [illegible]

ઉદ્ધાર તેમનેજ કર્યો એ સમયે સઘ સાક્ષીએ રત્નાકરસૂરિએ 'આત્મ-નિંદા રૂપ સાર ગર્ભિત 'શ્રેય શ્રિયા મગળ' આદિ શ્લોકોવાળી સ્તુતિ રચી જે રત્નાકર પચિસી નામથી સુપ્રસિદ્ધ છે સમર્થ ઉપદેશક શ્રી રત્નાકરનુ સ ૧૩૮૪ મા સ્વર્ગગમન થયુ સ ૧૩૭૫ મા સોમપ્રભસૂરિજીનુ સ્વર્ગગમન થયુ

૪૮ શ્રી સોમતિલકસૂરિ. તેમને શિરોહી નગરમાં ચદ્રસૂરિ, જ્ઞાનસૂરિ અને દેવસુદરસૂરિને સૂરિપદ આપ્યુ ક્ષેત્રસમાસ ગ્રથની રચના કરી

૪૯ શ્રી દેવસુદરસૂરિ લઘુ ગુરૂભાઈ શ્રી ચદ્રશેખરસૂરિ-કુમાર પાળ નૃપ સ્થાપિત તારગગિરિ ઉપરના પ્રવાળાના બિંબને ભૂમિગૃહમા ભડારી અસુરના ઉપદ્રવ નિવારણાર્થે નવિનબિંબની સ્થાપના કરી. નિમ્ન લિખિત પાચ શિષ્યોને સૂરિપદથી વિભૂષિત કર્યાં. જ્ઞાનસાગર, કુલમડન, ગુણરત્ન સાધુરત્ન અને સોમસુદર જ્ઞાનસાગરે આવશ્યકની અવચુરી તથા ઓઘનિર્યુક્તિની અવચુરી, કુલમડને કુમારપાળ ચરિત્ર તેમજ ગુણરત્ને ક્રિયારત્ન સમુચ્ચય ષડ્દર્શન સમુચ્ચય અને સાધુરત્ને યતિ જીતક૫ની ટીકારૂપ ગ્રથોની રચના કીધી. વળી તે ચાર ગુરૂની હયાતીમા કાળધર્મ પામવાથી પટ્ટધર તરિકે શ્રી સોમસુદરસૂરિ આવ્યા.

૫૦ શ્રી સોમસુદરસૂરિ-તેઓની દરેક કરણી ખાસ કરીને ઉપયોગ પૂર્વક થતી એકદા વિચરતા તે ચઉમારી નગરીમા પધાર્યા વિના કારણ એક દ્રવ્યલિંગી તેમના પર રોષ ધરવા લાગ્યો ને મારવાનો લાગ શોધવા લાગ્યો એક રાત્રિએ તેને મારાને ઉપાશ્રયમા મોકલ્યો. સૂરિજીને નિદ્રામા પણ પાસુ બદલતા પૂર્વે રજોહરણથી પૂજતા જોઇ એના હૃદયમાં વિચાર આવ્યો કે- જેમના હૃદયમા જીવદયા આટલી ઉંડી ઉતરેલી છે એવા મહાન પુરૂષનો ઘાત કરી હું કયે ભવે છુટીશ' આમ હ૨૫૫ટા સહ તે પાછો ફર્યો.

મોની સગ્રામસિહ મૂળ ગુજરાતદેશના વડીઆર પ્રદેશનો વતની. એક વેળા માતા, સ્ત્રી સહિત માળવદેશના માડવગઢ નગરે આવ્યો તે વેળા ગયાસને આસુદીન હતો પુરદ્વારમા પ્રવેશતા ડાબી બાજુપર મણિધરને ફણા મંડિત જોયો જેની ફણા પર દુર્ગા (કાળી ચકલી) બેસી હર્ષ કરી રહેલી નિરખી આશ્ચર્યથી અદકુદુબ ઉભો રહ્યો. માતાનું નામ દેવા સ્ત્રીનુ નામ તેજા અને પુત્રીનું નામ હાસી હતું એ ઉભો તેટલામા એક શકુનના જાણ પુરૂષે તેનુ ધ્યાન ખેચ્યુ કે શકુન ઘણુ જ સારા છે માટે થોભ્યા વગર આગળ વધ ન થોભ્યો હોત તો અવશ્ય રાજા થાત છતા હજુ પણ માર્ગ કાપ એટલે અવશ્ય રાજ્યનો મોટો અધિકારી થઇશ સગ્રામ હર્ષિત થઇ આગળ વધ્યો, ને દરબારગઢ નજીક એક મકાન રાખી રહ્યો. નાના પ્રકારનો વેપાર શરૂ કર્યો અનુક્રમે મારફત ગ્યાસુદીન રાજાની સાથેનો સબધ વૃદ્ધિ ગત થતો રહ્યો એક વેળા ઉષ્ણકાળમા સુલ્તાન સાથે વૃક્ષવાટિકામા વિશ્રામ કર્યો. અચનાક સુલ્તાની દૃષ્ટિ ફળ વિહોણા આમ્રવૃક્ષ પર પડી. રખેવાળને એ સબધમા પૂછતા જાણવામા આવ્યુ કે તે વાઝિયુ છે ગોખામા ઉગ્રપ આવતી દૂર કરવા સારૂ એને જડમૂળથી ઉખેડી નાખવાનો હુકમ અપાયો સગ્રામસિહને આ વાત ન રૂચી. મનોહર આમ્રવૃક્ષનો ઉચ્છેદ એને સાલ્યો મનમા કઇક વિચારી રૂપવાન બનાવવાની પોતે હામ ભીડી સુલ્તાને પણ સગ્રામની વાત કબુલ રાખી બીજા દિવસથી સગ્રામે ધુપ નૈવેદ્ય કર્યું અલ્પ કાળમા જ આ વિધાનની અસર થવા માડી વૃક્ષમા પૂર્વભવની દ્રવ્યમૂર્છાથી નિવાસ કરી રહેલ યક્ષ પ્રસન્ન થયો અને વરદાન માગવા જણાવ્યુ સગ્રામને આ તો ફળવાન બનાવવો હતો હતો એટલે એમા આડે આવતો ધન નિધિ યક્ષે એના મૂળમા રહેલો બતાવ્યો વળી પોતે પૂર્વભવમા આ નામા વાઝિયો વણિક હતો અને ધનપરની મૂર્છાથી આ નિધિની અદ્યાપિ કાળ સુધી રક્ષા કરી રહ્યાનું જણાવ્યુ તેની શિક્ષા અનુસાર સગ્રામે યુક્તિપૂર્વક દ્રવ્યનિધિ કઢાડી લઇ તેને બદલે શુદ્ધ માટી પૂરી

એટલે અ પમાળમા આનાને ફળ આવ્યા આમ વ્યાસુગીન ભૂપની પ્રસન્નતા પ્રાપ્ત કરી ટુક સમયમા મગ્રામ મેોગે ચધિકારી બની ગયો વિચરતા સુરિ શ્રી સોમસુદરના ત્યા પગના થવા અને સગ્રામના આગ્રહથી તેઓ ચોમાસુ પણ રહ્યા વ્યાખ્યાનમા વિધિપૂર્વક શ્રી ભગવતી સૂત્રનુ વાચન શરૂ થયુ રાજ્યમાન્ય સગ્રામ પણ દબમા સહિત એનુ શ્રવણ કરવા લાગ્યો હે ગોયમ ' એવો પાઠ આવતા થાળમા સુવર્ણ મહોર મૂકતો તેની માતુથી અર્ધ સોનામહોર મૂકતી અને ભાર્યા એથી અર્ધ મૂકતી આમ ૩૬૦૦૦ પ૮ની ૬૩૦૦૦ સુવર્ણ મહોર એકઠી થઇ એમા બીજુ દ્રવ્ય ઉમેરી કપસૂત્ર તથા કાલિ સૂરિની કથા સુવર્ણાક્ષરે લખાવી એમા અતરાળે સુદર ચિત્રો આલેખાવી સાધુ સમુદાય તથા સઘોને ભેટ કરી વળી ભડારોમા પણ એક એક પ્રત મે ની આપી માડવગઢમા શ્રી સુપાર્શ્વજિનનો પ્રાસાદ કરાવ્યો મુખ્યગામમા પાર્શ્વનાથનો પ્રાસાદ નિપજાવ્યો. વિશેષમા મેર્દ, મદસોર શામલીના ધાર આદિ સ્થાનોમા નવિન સત્તર પ્રાસાદ તૈયાર કરાવ્યા એકાવનનો જિર્ણોદ્ધાર કરાવ્યો. સૂરિપુગવના હસ્તે એ સર્વમા પ્રતિષ્ઠા કરાવી.

આચાર્યશ્રીના શિષ્ય સમુદાયમા ચાર તો મહા વિદ્વાન્ હતા કૃષ્ણસરસ્વતી બિરુદ ધારક મુનિસુન્દર મહાવિદ્યા વિડમ્બન ટીકાકાર જિનકીર્તિ કઠતા એનદ્ર સૂત્રધાર ભુવનસુદર અને દિપાલિકાદિ મહાત્મ્ય કારક જિનસુદર ઉક્ત ચાર ને સૂરિપદથી અલકૃત કરવામા આવ્યા વળી શ્રાવક ધરણે બનાવેલા શ્રી ઋષભદેવના ત્રૈલોક્ય દીપક નામના ચતુર્મુખ પ્રાસાદમા (રાણકપુર) અનેક બિંબોની પ્રતિષ્ઠા કરી તે શ્રેષ્ઠિએ સિદ્ધાચળનો સઘ કહાડ્યો ત્યા ઇન્દ્રમાળા પહેરી, યૌવન વયમા ઉભય પતિ-પત્નિએ ચતુર્થવ્રત અગીકાર કર્યું કપસ્તવ રત્નકોશ ઉપદેશમાળા, ષડાવશ્યક નવતત્વ આદિ ગ્રથની બાળાવબોધની રચના પણ કરી આમ શાસનપ્રભાવના કરનાર સૂરિમહારાજ ગચ્છની ભળામણ મુનિસુન્દરને સોંપી સ ૧૫૦૧ મા સ્વર્ગે સિધાવ્યા

૫૧ શ્રી મુનિસુંદરસૂરિ–સાત વર્ષે જેઓ બાળવયે પ્રવજ્યા સ્વીકારી સ્વબુદ્ધિ પ્રગલ્ભતાથી પ્રગતિ સાધી તેઓથી થોડા સમયમા પ્રભાવશાળી સૂરિ તરીકેની ખ્યાતિ પામ્યા જૂદી જૂદી વાટકીના ૧૦૮ શબ્દોને ઓળખી શકે તેવી તેમનામા શક્તિ હતી ઉપદેશ રત્નાકર, અધ્યાત્મકલ્પદ્રુમ જેવા સુંદર ગ્રંથની રચના કરી, યોગિનીના ભયને હરનાર પણ તેઓજ હતા મંત્ર વિદ્યા બળે શાસનપ્રભાવના કરવામા તેઓએ ન્યુનતા જરા માત્ર દાખવી નથી તેઓ સહસ્ત્ર અવધાન કરી શકતા એમ સાંભળવામા આવ્યુ છે તેઓથી કોરટનગરે સ્વર્ગે સિધાવ્યા

## ૫૨ શ્રી રત્નશેખરસૂરિ તથા જયચંદ્રસૂરિ

શ્રી રત્નશેખરે શ્રાદ્ધવિધિ, શ્રાદ્ધ–પ્રતિક્રમણ, આચાર પ્રદીપ, આદિ ગ્રંથની રચના કરી છે વળી દેવી વરદાનથી તેઓ સિદ્ધહસ્ત હતા શ્રી જયચંદ્રે પ્રતિક્રમણ ગર્ભહેતુ વિ ગ્રંથની રચના કરી છે

૫૩ શ્રી લક્ષ્મીસાગરસૂરિ, સોમદેવસૂરિ સોમજયસૂરિ ઢુંઢમતની ઉત્પત્તિ ગુજરાતમા તેમના સમયમા થઈ અણહિલપુર પત્તનમા લુંકા નામા સામાન્ય વણિક રહેતો જે લહીઆનુ કામ કામ કરી આજીવિકા ચલાવતો સાનવાર લેખન કાર્ય કર્યા પછી તેનો હિસાબ કરવામા આવતા એકવાર સાડા સત્તર દોકડા ઓછા મલ્યા શ્રાવકોએ સાધર્મી-ભાઈ તરીકે એટલા ઓછાથી ચલાવી લેવા જણાવ્યુ ઉપરથી તે કંઈ ન બોલ્યો છતા અતરમા દુભાયો એવામા એક સૈયદ લહીઆ સાથે તેની દોસ્તી થઈ એટલે ઉભય વચ્ચે ધર્મ ચર્ચા થવા લાગી સૈયદના વાણી વિલાસથી મૂર્તિપરથી તેની શ્રદ્ધા ઉઠી ગઈ તરતજ સાધુઓ સામે રોષે ભરાઈ મૂર્તિપૂજા વિરૂદ્ધ ઉપદેશ કરવો શરૂ કર્યો કહેવા લાગ્યો કે સિદ્ધાન્તમા મૂર્તિપૂજા કહી નથી છતાં આ સાધુઓ સાવદ્ય ઉપદેશ કરે છે મુનિગણોએ નંદીસૂત્ર પ્રમુખ આગમ ગ્રંથો માથી દ્રષ્ટાન્ત ટાંકી તેને ઘણુ સમજાવ્યો છતા તે ન સમજ્યો એટલે તેને સંઘ બહાર કરવામા આવ્યો તેને પણ જુદા જુદા સ્થેળે

રાજ કર્યું અને મહામહેનતે ત્રણ ચાર શિષ્યો મેળવ્યા

માડની બ રે સોમદેવસૂરિ (તપા) જિનહંસસૂરિ (ખરતર) જય કેશરસૂરિ (અચળીક) એ ત્રણ એકત્ર મળી સોરઠદેશમા લુકાના મતની વૃદ્ધિ થતી જોઈ વિ. સ. ૧૫૩૦ મા પોતાના ગચ્છોમા આજ્ઞા ધર્મ સ્થાપ્યો અર્થાત આદેશનિર્દેશની મર્યાદા શરૂ કરી શ્રી સોમદેવસૂરિ વગિયાર દેશે સ્વર્ગે ગયા

૫૪ શ્રી સુમતિસૂરિ તેમને જેસલમેર, કૃષ્ણગઢ, અર્બુદાચળ દેવકીપતન ખભાયત મધાર અને ઈડર નગરના જ્ઞાનકોશ ગીતાર્થો શોધાવી જ્ઞાનની સારી જતના કરી. વળી તેમના પ્રતિબોધથી માળવગઢવાસી બાદશાહના ભંડારી સદસાભાઇ સુનતાને અચળગઢ ઉપર અગીઆર લાખ ટકા ખર્ચી પાંચનાખ મનુષ્યના સઘ સહિત શ્રી રૂષભદેવનો ચતુર્મુખ પ્રાસાદ કરાવી તેમા સાત ધાતુના ચૌદશો મણના ચાર બિંબ ભરાવ્યા તેમજ આઠ કાઉસગીઆ પણ સ્થાપ્યા સૂરિજીના હસ્તે સં ૧૪૫૪ મા તેની પ્રતિષ્ઠા કરાવવામા આવી.

૫૫ શ્રી હેમવિમળસૂરિ, શ્રી કમળકળશસૂરિ ઈંદ્રનંદીસૂરિ એ ત્રણે ગુરૂભાઈઓ થાય. કમળ નદથી કમળકળશા ગચ્છ નિકળ્યો. હેમવિમળે તપગચ્છની વિધિ યથાર્થ પાળતા થકા લોકામતમાથી બોધ પમાડી ઘણાને તપગચ્છમા આણ્યા ઠગીઆન એક કટુક નામા વણિકે ગુરૂ સમીપ રહી શાસ્ત્રનો અભ્યાસ કરી પાછળથી કટુકમતની સ્થાપના કરી

## પાર્શ્વચંદ્ર મતની ઉત્પત્તિ

અર્બુદાચળની નજીકમા આવેના હમીરપુરમા ભાગ્વાહમ્ના ધધાથી આજીવિકા ચલાવનાર પાસવીર નામે એક વણિક રહેતો હતો એકદા વનમા કાષ્ટ લેવા ગયેના તેને સાધુરત્ન નામા મુનિનો સમાગમ થયો બોધ પામી તેને પ્રવજ્યા સ્વીકારી. ગુરૂએ પાર્શ્વચંદ્ર નામ રાખ્યુ વિહરતા ગુરૂ-શિષ્ય નાગોર પધાર્યા. એક વેળા ઓરડામા જ્ઞસૂર્યમંત્રની મુદ્રા (મજુષા) દીઠી ગુરૂની મનાઈ છતાં તેમની ગેરહાજરીમાં તેમાથી અને

પત્ર લઈ લીધા પછી ગુરૂથી છુટા પડી તે પત્ર મુજબ કાળા અને ગોરા એમ ઉભય ક્ષેત્રપાળની સાધના કરી ને વરપ્રાપ્તિ કરી પાછળથી જુદી સમાચારી સ્થાપી

## ૫૬ શ્રી આનંદવિમળસૂરિ, શ્રી સૌભાગ્યહર્ષસૂરિ

તેઓએ ક્રિયોદ્ધાર કરી સપરિગ્રહ સાધુઓને ગચ્છ બહાર કર્યા પોતે છઠ્ઠ તપના પારણે આહાર લેતા હોવાથી મહાતપસ્વી ને પ્રભાવિક થયા જ્યા જ્યા નવિન મત પ્રગટયા હતા ત્યા ત્યા વિચરી ઉપદેશ ફેલાવ્યો સ ૧૫૮૭ મા શ્રી શત્રુંજયનો સોળમો ઉદ્ધાર ચિતોડગઢ નિવાસી કર્માશાએ કર્યો આ ઉપરાત સૂરિજીએ અન્યા મેરૂ, માન્ડી શિરોહી, સાગાનેર જેસલમેર, મ ડોવર, નાગોર, નાડલાઇ આદિ સ્થળોમા પ્રતિષ્ઠા કરાવી કળિયુગમા યુગપ્રધાન તરિકેની ખ્યાતિ મેળવી પાચ દિનનુ અનશન કરી અમદાવાદમા સ્વર્ગે ગયા

૫૭ શ્રી વિજયદાનસૂરિ—તેઓએ સવ્યાખ્યાન આગમો શોધાવ્યા ■ વિગયના ત્યાગી થયા તેમના શિષ્ય રાજવિજયસૂરિથી જુદો ગચ્છ નિકળ્યો સ ૧૬૧૯ મા ધર્મસાગર ઉપાધ્યાયને ગચ્છ બહાર કર્યા તેમજ તેમનો રચેલો કુદ્દાળ (કુમતિ કુદ્દાળ) ગ્રથ જળશરણ કર્યો ધર્મસાગરે તે લખવા માટે મિચ્છામિ દુક્કડમ્ દેતા પુન ગચ્છમા દાખલ કર્યા એમના સુરિને સ્વપ્નમા મણિભદ્ર યક્ષે કહ્યુ કે-'વિજય શાખામાજ પાટ સ્થાપજો બીજી શાખા આજ થકી તમારી પાટે નહીં થાય વળી પાટે નામ થાપો ત્યારે માગ નામમાથી એક અક્ષર લઈને કામ કરજો હુ તમારા ગચ્છનુ કુશળપણુ કરીશ વિજય શાખામા વિજયવત પાટ વિસ્તરશે' વિજયદાન સૂરિ પહેલા ત્રીજી પેઢીએ શાખા ફરતી તે હવે બધ પડી વડલી ગામે સ ૧૬૨૨ સ્વર્ગગમન થયુ

## ૫૮ શ્રી હીરવિજય સૂરિ

પાલણપુરવાસી શાહ કુરા, ભાર્યા નાથીના તેઓ પુત્ર સ ૧૫૮૩

જન્મ નામ હીરચંદ શ્રી વિજયાનંદસૂરિના ઉપદેશથી સં ૧૫૯૬ માં દિક્ષા ■ ૧૬૨૦ માં સિરોહી નગરે ગચ્છનાયકપદની પ્રાપ્તિ. અમદાવાદ પાસે સિકંદરપુરમાં ચોમાસી તપ કરવાથી તેમની ખ્યાતિ ચોતરફ વિસ્તરી દરમ્યાન આગ્રામાં દેશી કૃષ્ણચંદની સ્ત્રી ખીમાઈએ (ચંપાએ) છ માસી તપ કરેલો હોવાથી મહાન્ આડંબરપૂર્વ તે દેવ દર્શને જઈ રહી હતી, અચાનક પાદશાહ અકબરની નજર એ તરફ પડી આટલા બધા દિવસના રોજા સાંભળી તેને આશ્ચર્ય થયું પીરનું નામ પૂછતા હીરવિજયસૂરિજીનું નામ દેવાથી બાદશાહે તરતજ તેમને દિલ્હી તેડાવવા આમંત્રણ મોકલવા હુકમ કર્યો એ કાળે સૂરિજી ગંધારમાં હતા વિહાર કરતા તેઓ દિલ્હી પધાર્યા અકબર શાહે સારી રીતે સૂરિનું સામૈયું કર્યું ગજદરબારમાં આચાર્યને ગાલીચા પર બેસવા વિનતી કરી આચાર ન હોવાથી ગુરૂએ એ વાત મંજૂર ન રાખી મજાકમાં શાહે કહ્યું કે શું તેની તળે જીવજંતુ છે? ગુરૂએ હા ભણી ગાલીચો ઉપાડતાં જ સૂરિની વાત સાચી પડેલી જોઈ। મીઠી ઉપદેશ શૈલીથી બાદશાહનું મન દયા તરફ વળ્યું શાહ પણ સૂરિજીની વિદ્વતા નિહાળી પ્રસન્ન થયો તેમનું નામ પોતાની સભાના પહેલા વર્ગના મનુષ્યોમાં દાખલ કર્યું વળી તેમના વચનામૃતો શ્રવણ કરી અકબરશાહે ચકલાની જીભો ખાવાનું બંધ કરી દીધું પર્યુષણા અને રોજા આદિના દિવસોમાં પોતાની હકુમતના સર્વ દેશોમાં જીવ વધ અટકાવ્યો હિંદુ યાત્રીકો પર જજીયાવેરો લેવાતો સ તદ્દન બંધ કર્યો અને સિદ્ધાચળની માલિકીનો પટો સૂરિજીને લખી આપ્યો વળી જગદ્ગુરૂના બિરૂદની નવાજેશ કરી. એક ચોમાસુ ગાળી શાંતિવિજય ઉપાધ્યાયને રાખી પોતે પાછા ફરતા વજીરપુરમાં લોકાગચ્છના ૨૭ જતો તપગચ્છમાં લઈ કુશળ આદિ શાખામાં નામ દીધા ગુરૂની સાથે અગર શાખાના સાધુ વિચરતા તે આ પ્રમાણે ૧ વિજય ૨ વિમળ ૩ સાગર, ૪ ચંદ, ૫ હર્ષ ૬ સૌભાગ્ય, ૭ સુંદર, ૮ રત્ન ૯ સુધર્મ ૧૦ હંસ ૧૧ આનંદ ૧૨ વર્ધન, ૧૩ સોમ

૧૪ રૂચિ, ૧૫ સાગ, ૧૬ ગજ, ૧૭ કુશળ, ૧૮ ઉદય

એ રીતે વિચરતા વિચરતા ગુરૂશ્રી ખભાયત-ગધાર થઈ સિદ્ધાચળ પધાર્યા ત્યાથી ગિરનાર ગયા પ્રાતે ઉના નગરમા આવી પુગ્યા ત્યા શ્રી શાતિજિનની પ્રતિષ્ઠા કરી ચોમાસુ રહ્યા દરમીઆન દેહસ્થિતિ અસ્વસ્થ લાગવાથી ઉ સોમવિજય તથા શ્રી વિમળહર્ષને ગચ્છ ભનામણ કરી, શ્રી વિજયસેનસૂરિને મધ ભનામણ કહેવડાવી. ૬૯ વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરી સ ૧૬૫૨ મા સ્વર્ગે સિધાવ્યા તેમની પાદુકા તે સ્થાને વિદ્યમાન છે

૫૯ શ્રી વિજયસેનસૂરિ-તેઓશ્રીએ પાદશાહ જહાગિરની સભામા લાહોરના અન્યમતિઓને વાદમા જિત્યા તેથી પાદશાહે તેમને 'સવાઈ જગદ્ગુરૂ' નુ બિરૂદ આપ્યુ હતુ શ્રી સઘ સમક્ષ ધર્મસાગર ઉપાધ્યાયે મિથ્યા દુષ્કૃત દેવાથી સર્વ ગીતાર્થોએ મળી તેમના ગ્રથો સર્વજ્ઞ શતક, ધર્મતત્વવિચાર, પ્રવચનપરીક્ષા, ઇર્યાવહી કુલ- પ્રમુખને જ્ઞાનકોશમા ( અમદાવા ખભાત, પાટણ પ્રમુખ નગરે ) સ્થાપ્યા ખભાત પાસે નારમા તેમનુ સ્વર્ગગમન થયુ

૬૦ શ્રી વિજયતિલકસૂરિ સ ૧૬૭૩ મા ખભાતમા ગચ્છનાયકની પદવી પામ્યા સ ૧૬૮૬ મા અમદાવાદી ઉપાધ્યાય ધર્મસાગર શિષ્ય લબ્ધિસાગર શિષ્ય નેમિસાગર શિષ્ય. ઉ મુક્તિસાગર થકી સાગર ગચ્છ કહેવાયો તેમજ લુમ્પમતમાથી ઢુઢક મત નિકળ્યો.

૬૧ શ્રી વિજયાનદસૂરિ—તેમને શ્રી હીરવિજયસૂરિ પાસે કુટુબના દશ મનુષ્ય સાથે દિક્ષા લીધી હતી તેમના ઉપદેશથી વીરપાલ સુત મેહાજીએ સિદ્ધાચળ ગિરનાર તારણગિરિ, અર્બુદાચળ, ઘોઘા, શખેશ્વરજી આદિ સ્થાનોનો મહાન્ સઘ કહાડયો વળી સઘના આગ્રહથી સ ૧૬૮૭ મા શાતનપુરમા વિજયદેવસૂરિ તથા વિજયાનદસૂરિના ગચ્છનો મેળ થયો હતો પણ પુન સ ૧૬૯૫ મા અણહિલપુરમા વિજયદેવસૂરિ ગચ્છભેદ કરી સાગરને ગચ્છમા લઈ જુદા થયા

ખંભાયતના શાખાપુર અંબરપુરમાં સંઘના આગ્રહથી સૂરિ ચોમાસુ રહ્યા તે વખતે શાહ વજિયાના આગ્રહ વશ થઈ વિજયરાજ સૂરિને ભટ્ટારક પદ દીધું વળી એમના ઉપદેશથી શાહ વજીઆએ પોતાના લોકોના અધિકારીઓના ભરેલા વહાણો અતિશય દોષનું કારણ જાણી જળમાં ડુબાવી દીધાં તેમનું સ્વર્ગગમન અમ્બરપુરમાં થયું

૬૨ શ્રી વિજયદાનસૂરિ—જિર્ણોદ્ધારાદિ કાર્યો ઠીક કરાવ્યા

૬૩ શ્રી વિજયમાનસૂરિ, નયવિમલ થકી સંવિગ્ન મત ઉદ્ભવ્યો સાણંદમાં સ્વર્ગગમન

૬૪ શ્રી વિજયસિદ્ધિ સૂરિ—સુરત બંદરે સ્વર્ગવાસ

આ પ્રમાણે તપાગચ્છની વૃદ્ધ પટ્ટાવલી યાને વીર વંશાવળીની અત્રે પૂર્ણાહુતિ થાય છે એના પૂર્વાચાર્યોના ચમત્કારિક વૃત્તાન્તો ઉપરાન્ત ઘણી બાબતો જાણવા જેવી છે સાહિત્ય સંશોધક ત્રિમાસિક અંક ૩ માંથી અહીં નોંધ થોડાક સુધારા વધારા સાથે લીધી છે બીજી વંશાવલીઓ સાથે ફેરફાર યાને ફેર છે એ વાત લક્ષ્યમાં રાખી એટલું જણાવવું ઉચિત છે કે 'શાનવારી' ખાસ વજન મૂકવા જેવી નથી. ઘણે સ્થળે એમાં મતાતર છે આમ છતાં સામાન્ય રીતે ગુરૂવર્યની પાટપરંપરા જાણવા સારૂં તે એક સુંદર સાધન તો છે જ ન્યાયવિશારદ યશોવિજયજી તથા વિનયવિજયજી ઉપાધ્યાય શ્રીમદ્ આનંદઘનજી દેવચંદ્રજી અને ચિદાનંદજી ક્રિયોદ્ધારક પંન્યાસ સત્યવિજયજી, રાસમાર મોહનવિજયજી ને જ્ઞાનવિજયજી અને પૂજાકાર વીરવિજયજી તથા પદ્મવિજયજી આદિ કેટલાયે મહાપુરૂષો માત્ર છેલ્લા બસો વર્ષના ગાળામાં થયેલા છતાં નોંધ લેવાયા વિનાના છે તો પછી એથી ઉંડા ઊતરતા ભૂતકાળમાં કેટલાયે મહાત્માઓ એવા રહી ગયા હશે કે જેમના વિષે અંશમાત્ર અહીં ભાગ્યેજ કહેવામાં આવ્યું હોય! એ પણ એટલું જ સાચું છે કે સામાન્ય લેખિનીની એ શક્તિ પણ નથી કે તે સર્વને યથાર્થ રીતે ન્યાય આપી શકે વીસમી સદીમાં થયેલા તત્ત્વ નિર્ણય પ્રાસાદાદિ ગ્રંથના રચનાર શ્રી આત્મારામજી

મહારાજ પણ તે કોટિમાં આવી શકે આવા તો બીજા કેટલાયે હશે કે જેમના નામો પણ આપણો શ્રવણગોચર ભાગ્યેજ થયા હશે એ સર્વને આપણા હાર્દિક પ્રણામ હો એજ અભ્યર્થના–

ધર્મોન્નતિનો મુખ્ય આધાર આ ગુરૂવિભાગ પરજ અવલંબે છે કેમકે તેઓ સરાગી વિરાગીની સાંકડી વાડીને વટાવી ઘણે દૂર પહોંચી ચુક્યા હોય છે વળી ઉપદેશ દ્વારા અપાતી શિક્ષાને પોતીકા જીવનમાં આચરી દેખાડી સચોટ છાપ પાડવાની અનુપમ પ્રતિભા તેઓ ધરાવે છે તેમની વાણીથી હજારો નહિ બકે લાખો મનુષ્યોના અન્તર પલટાઈ જઈ આત્મકલ્યાણના પથે પળતા વિલમ્બ લાગતો નથી તેમનો નિસ્વાર્થ ઉપદેશ શ્રવણ કરી કેટલાય આત્માઓ વીતરાગ ભાષિત ધર્મનું અનુપમ પાથેય ( ભાથુ ) ગ્રહણ કરે છે દેવવિભાગના ઉમદા અને ઉદાર તત્વો એમાં સમાયેલા અણમૂલા રહસ્ય સહિત સમજાવનાર આ વર્ગ અતિ મહત્વનો હોય તેમાં શી નવાઈ? આ વર્ગના પ્રભાવ, જ્ઞાનવૈભવ, અને અંતરની વિશાળતા ઉપરજ વીર ધર્મની ચડતીનો યાને ઉન્નત પ્રગતિનો આધાર અવલંબ્યો છે તેઓ આત્મ કલ્યાણ ની સાધના સાથે પરમાર્થની લ્હાણ કરતા થકા શ્રી જિન શાસનની અનુપમ સેવા બજાવે છે 'સવિ જીવ કરૂ શાસન રસી' એ વાક્યની–પ્રભુશ્રીના એ ટકશાળી વચનની–અરે જૈન ધર્મની એ વિશાલ ભાવવાની–સિદ્ધિ પણ એ માર્ગમાં સભવે છે ઉપદેશ દ્વારા અને સાહિત્ય રચનાથી આજે તેઓ ઇતિહાસના પાના પર અમર થઈ ગયા છે તેઓની વિચક્ષણ કૃતિઓ, તેમની અતુટ પરોપકાર વૃત્તિની સાક્ષી પૂરે છે આવો મદદ ઉપકાર કેમ વિસરી શકાય? પ્રભુ વચન છે કે છેલ્લા દુપ્પસહસૂરિ સુધી શ્રી વીરશાસન વિજયવંત છે એટલે હજુ ઘણા ઘણા મહાન પુરૂષો થવાના તેમને હ યના વંદન હો 'ગુરુ દીવો ગુરૂ દેવતા' એ ઉક્તિ રહસ્યમયી છે એનું આજે ભાન થાય છે ગુરૂ સમુદાય વિના શ્રાદ્ધગણને જ્ઞાનના મીઠા ઝરણા ક્યાંથી મળવાના હતા!

તાત્વિક વિભાગ—

શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વર પોતાના 'ષડ્દર્શન સમુચ્ચય' નામા ગ્રંથમા નિમ્નલિખિત દર્શનો જણાવે છે ૧ જૈન ૨ બૌદ્ધ ૩ નૈયાયિક, ૪ સાખ્ય ૫ વૈશેષિક અને ૬ જૈમિની અત્રે માત્ર જૈન દર્શનના તત્વો સબધી વિચારીશુ ઉક્ત જૈન દર્શન એવા આપ્ત પુરુષો દ્વારા પ્રરૂપાયેનુ છે કે આમા રત શકા ધરવાપણુ રહેતુ જ નથી એ આપ્ત પુરૂષો સબધે અગાઉ આપણે સારી રીતે જાણી ચૂક્યા હોવાથી વિસ્તાર ન કરતા મૂળ મુદ્દા પર આવીએ રાગ, દ્વેષાદિ આતર રિપુઓ પર સપૂર્ણ વિજય મેળવનાર જિનેશ્વરો દ્વારા જેની રચના થઈ હોવાથી આ દર્શનનુ નામ 'જૈન દર્શન' સુપ્રસિદ્ધ છે આમ છતા 'અર્હત્પ્રવચન' 'સ્યાદ્વાદ માર્ગ' અથવા તો 'અનેકાત મત' આદિ તેના બીજા પણ નામો છે જૈન દર્શનમાની જે કેટલીક જાણવા જેવી અને જેના સબધમા ઈતર દર્શનોમા નહિ જેવુ આલેખન કરાયેલુ હોય છે એવી બાબતોમાની એક બાબત તે 'નવતત્વ વિચારણા' છે મુખ્ય તો 'જીવ અને અજીવ' અથવા તો 'આત્મા-અને કર્મ' કિંવા soul and matter રૂપ બેજ તત્વો છે તેમા પણ 'જીવ' જૂદા જૂદા સયોગોમા પુન્ય-પાપ રૂપ આશ્રવમાથી પસાર થઈ સવર-નિર્જરાનો આશ્રય લઈ 'બધ' પર કાયમનો કાપ મેલી અર્થાત્ અજીવ એવા કાર્મિક આવરણોને [illegible] તેને માટે ખખેરી નાખી 'મોક્ષ'ની સાધના કરતો હોવાથી એ સર્વેને યથાર્થ રીતે સમજવા સારૂ પૂર્વાચાર્યોએ નવ તત્વનો ક્રમ યોજ્યો [illegible] ૧ જીવ ૨ અજીવ, ૩ પુન્ય, ૪ પાપ ૫ આશ્રવ, ૬ સવર, [illegible] નિર્જરા ૮ બધ ૯ મોક્ષ ૧ જીવ સ્વરૂપ-ચેતના લક્ષણ સહિત પાચે તે જીવ. જ્ઞાનાદિ ઉપયોગવત્ હોવાપણુ જેમા [illegible] તે જીવ. આમ જ્યા જ્યા ચૈતન્યનો સદ્ભાવ ત્યા ત્યા જીવત્વનો સભવ અવશ્યમેવ હોયજ જ્યા ચેતના નથી ત્યા જીવિતપણુ નથી એટલે માત્ર જડત્વ છે જ્ઞાનને જીવપણાનુ લક્ષણ બાધતા કોઈ એવો પ્રશ્ન ઉઠે કે-જીવ

આ વિશ્વવર્તી તેમજ પરલોક સંબંધી સઘળી વસ્તુ વિષયિક જ્ઞાન કેમ ધરાવતો નથી? એનો ઉત્તર એજ અપાય કે અનાદિ કાળથી કર્મરૂપ જડ પદાર્થોના આવરણથી જીવ જકડાયલો હોવાથી એનું જ્ઞાન વાદળાથી ઢંકાયેલા સૂર્ય જેવું છે જ્યાં લગી વાદળી સદૃશ કર્માવરણો દૂર ખસેડાય નહીં ત્યાં લગી જીવનો જ્ઞાન ગુણ સ્ફટિક રત્ન સમી નિર્મળતા ધરાવી શકે નહિ જીવ સાથે કર્મનો સંબંધ અનાદિ કાળનો છે દાખલા તરિકે ખાણમાં રહેલા સોના સાથે જેમ માટી પાષાણનો છે ઉભયની સરખામણી સાચી છે સંયોગની કોઈ મુદ્દત નિશ્ચિત ન હોવાથી અનાદિપણું છે આ પ્રયોગ દ્વારા છુટા પાડી શકાય છે ઈંધન અગ્નિ આદિ સાધનો વડે માટી પથ્થરમાંથી જેમ શુદ્ધ કંચનની પ્રાપ્તિ કરી શકાય છે તેમ તપ અનુષ્ઠાન અને ભાવના બળથી આત્માનો કર્મ સાથેનો સંબંધ સર્વથા નષ્ટ કરી સત્ સ્વરૂપની સિદ્ધિ સાધી શકાય છે આવી પૂર્ણ દશા પામનાર જીવો મુક્તિ પામેલાની કક્ષામાં મૂકાય છે તેઓની ગણના સિદ્ધ તરિકે થાય છે જીવના મુખ્ય બે પ્રકાર, મુક્ત અને સંસારી સંસારીના સ્થાવર અને ત્રસ રૂપ બીજા બે ભેદો તેમાં સ્થાવરના પૃથ્વી, જળ તેજ, વાયુ વનસ્પતિ રૂપ પાંચ અને ત્રસના દ્વિ ત્રિ ચતુર, પંચ, ઇંદ્રિય રૂપ ચાર પ્રભેદો પડે છે એમાં વળી પંચેંદ્રિયનો વિસ્તાર અવિશેષ છે

સ્થાવર જીવોને માત્ર એક જ ઇંદ્રિય હોય છે અને તે સ્પર્શનામાં વર્ણિછેદન, તાડન, કૂટન વી થતા છતાં જેનામાં સ્વસ્થાન છોડી અન્યત્ર જવાની શક્તિ નથી યાને સ્થિર રહેવાનો સ્વભાવ મુખ્ય છે તે સર્વે સ્થાવર આ સ્થાવર જીવોમાં, બાદર અને સૂક્ષ્મ એવા બે પ્રકાર સૂક્ષ્મ જીવો એવા તો બારિક હોય છે કે જેને જોવા આપણી ચર્મચક્ષુઓ કામ નથી આવી શકતી તે જીવોનો ફેલાવો ચૌદ રાજ-લોકમાં યાને નર્કથી માંડી સિદ્ધશિલા પર્યંત છે, તેઓને અગ્નિ બાળી શકે નહિ ને પર્વત રોકી શકે નહીં તેમ શસ્ત્ર છેદી શકે પણ નહીં

એથી વિપરિત લક્ષણવાળા એટલે કે મોટા-દેખાય તેવા અને નિયત સ્થાનવર્તી તે બાદર

સ્પર્શ સાથે બીજી ઇંદ્રિય રસ ધરાવતા જીવોમા-કરમીઆ, પોરા, શખ કોડા, ચદનીઓ અળસીઆ, વાળા જળો આદિનો સમાવેશ થાય છે સ્પર્શ, રસ ઘ્રાણ (નાક) રૂપ ત્રણ ઇંદ્રિય વાળામા-કુથુવા, માકડ, જુ મકોડા ચાચડ, ઉધઈ, ઇદ્ર ગોપાદિક કાનખજુરા, ધીમેલ, પ્રમુખ છે ઉક્ત ત્રણ સાથ ચક્ષુ મેળવતા ચૌરીન્દ્રિય તરિકે ઓળખાતા જીવોમા-ભમરા, માખો ડાસ પતગીઆ કસારી ખડ માકડી વીંછી ભમરાઓ તીડ વી છે પાચમી શ્રવણેન્દ્રિય ઉમેરતા પચેન્દ્રિયપણાની પૂર્ણતા થાય છે નીચે જણાવેલા ચાર તો તેના મોટા ભેદો નારકી, તિર્યંચ મનુષ્ય અને દેવતા

નારકી—ખાસ કરી અધમ઼ાવાળા ગણાતા તેમજ કલેશ કષ્ટ અને સતાપ ઉપજાવનારા સ્થાનો તરિકે જેની ગણના થાય છે એવી નારક ભૂમિમા ઉત્પન્ન થનાર જીવો તે નારકી નરક સાત છે અને તે ચૌદ રાજલોકમાના નીચના સાત રાજલોકમા આવેલી છે રત્નપ્રભા (ઘમા) શર્કરાપ્રભા (વશા) આદિ નામ અને ગોત્ર છે એથી તેના સાત પ્રભેદ ગણવામા આવ્યા છે

*તિર્યચ—તિર્છી યાને વાકી ગતિવાળા માટે અથવા તો તિર્છા* લોકમા વસનાર એથી તિર્યંચ એટલે પશુ પક્ષી. તેમા માછલા મગર વી૦ જળચરમા, હાથી, ગાય ઘોડા વી૦ સ્થળચરમા અને હસ સારસ વી૦ ખેચરમા ગણાય છે

મનુષ્ય-વિચિત્ર પ્રકારની ભૂમિના વસવાટ ઉપરથી તેના પણ ત્રણ પ્રકાર. કર્મભૂમિ વાસી, અકર્મભૂમિ વાસી અને અતરદ્વિપ વાસી.

દેવતા—ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી અને વૈમાનિક એવા ચાર

મુખ્ય બે. પ્રારભના બે અધોલોકમા રહેનાર જ્યારે પાછળના બે ઉર્ધ્વલોકમા.

દ્વિ ત્રિ અને ચૌ-ઇંદ્રિય વાળા જીવો વિકલેંદ્રિય કહેવાય છે એકેંદ્રિયની અપેક્ષાએ, કેવળી, અને પચેદ્રિયની અપેક્ષાએ, ઇંદ્રિયની વિકળતા--ન્યુનતા હોવાના કારણે વિશિષ્ટ પ્રકારના જ્ઞાન અને મન વિહણા હોવાથી ચૌરિંદ્રીય સુધીના જીવો અસજ્ઞી તેમજ ગર્ભમા ઉપજવાના અભાવથી સમૂર્છિમ હોય છે પચેદ્રિય જીવોમા સજ્ઞી-અસજ્ઞી અને સમૂર્છિમ-ગર્ભજ રૂપ ઉભય પ્રકારો દ્રષ્ટિગોચર થાય છે નારક--દેવ ગતિમા આમ નથી તેઓ 'ઉપપાતજ' તરીકે ઓળખાય છે દેવો ગર્ભમા ઉપજતા નથી પણ સુગધી પુષ્પ શય્યામા જન્મે છે અને અંતર્મુહૂર્તમા આળસ મરડી ઉઠે છે તેમજ યુવાન ભાવને ધારણ કરે છે નારકીઓને તેવુ સુખ નજ હોય છતા ભૂમિમા ઉપજવાપણુ નથી. વજ્ર સમી સખત કુભીમા (કુડી જેવા સાકડા આકારની વસ્તુ) દુખે કરી ઉપજે છે ટુકમા કહીએ તો બન્ને ગતિમા વૈક્રિય શરીર હોવાથી ગર્ભ રહેવાપણુ નથી બાકી તિર્યચ-મનુષ્યની બે ગતિવાળા જીવોને ઔદારિક યાને સાત ધાતુવાળુ શરીર હોવાથી ગર્ભમા રહી જન્મવાપણુ છે આમ છતા માતા પિતાના સયોગ વિના પણ સ્થાનિક સયોગોના સદ્‌ભાવે જીવોત્પત્તિ થાય છે જે સમૂર્છિમ કહેવાય છે તિર્યચ સમૂર્છિમ જીવો તો દીર્ઘાયુષી પણ હોય છે, જ્યારે સમૂર્છિમ મનુષ્યો માત્ર અતર્મુહૂર્તના જીવિત વાળા જ જન્મે છે એટલે કે એ જીવોના જન્મ મરણની નોધ દુન્યવી દફતરે સ્થાન પામતી નથી.

દેવગતિમા નર-નારી રૂપ બે લિંગ યાને વિભાગ છે, નારકી તેમજ સર્વ પ્રકારના સમૂર્છિમ તિર્યચો નપુસક વેદવાળા જ હોય છે જ્યારે ગર્ભજ તિર્યચ તથા મનુષ્યોમા પુરુષ-સ્ત્રી અને નપુસક રૂપ ત્રણ વેદ હોય છે

 

શરીરના પાંચ પ્રકાર—૧ ઔદારિક ૨ વૈક્રિય ૩ આહારક ૪ તૈજસ ૫ કાર્મણ સાત ધાતુનું બનેલું એવું પ્રથમ ઔદારિક શરીર દેવ અને નારકી સિવાયના સર્વ મનુષ્ય અને પશુ પક્ષી વગેરે ને હોય છે વૈક્રિય શરીર નાનું–મોટું દૃશ્ય અદૃશ્ય ભૂમિપર ચાલી શકાય તેવું આકાશમાં વિચરી શકાય તેવું અને તેવા બીજા રૂપો કરવાના સામર્થ્ય વાળું હોય છે દેવ તથા નારકી જીવોને તે જન્મથી જ પ્રાપ્ત થાય છે ત્યારે લબ્ધિ સપન્ન માનવી પણ તેની પ્રાપ્તિ કરી શકે છે આહારક શરીર માત્ર હાથ પ્રમાણનું અને તે પણ ચૌદપૂર્વી સાધુ મહાત્મા સ્વ વિદ્યાબળથી ઉત્પન્ન કરે છે કોઈક વિષયમાં ખાસ શકા પડી હોય ત્યારે એનું નિવારણ કરવા સારૂ અન્ય સ્થળે વિચરતા કેવળ જ્ઞાની પાસે મોકલવા અર્થેજ એનો ઉપયોગ થાય છે તૈજસ અને કાર્મણ શરીર તો દરેક સસારી જીવોને હોય છેજ તૈજસ શરીર ભોજન કરાયેલા આહારને પચાવવાના કાર્યમાં સહાયકારી છે અને કાર્મણ પાણી અને દુધની માફક જીવના પ્રદેશો સાથે કર્મપ્રદેશોનું અરસપરસ મિલન થવાથી નિર્માણ હોય છે તેના વડેજ એક ભવમાંથી જીવની બીજા ભવમા ગતિ થાય છે એક ભવ છોડી બીજા ભવમા જતા જીવને છેલા એ બે શરીર તો અવશ્ય સાથમા હોય છે જ મોક્ષ થયા વગર એમાથી છુટવાપણુ નથી આમ ક્રમીમા કમી દરેક જીવને ત્રણ દેહ હોયજ

જીવ સબધી સ્વરૂપ સમજતા સહજ પ્રશ્ન થાય તેમ છે કે પૃથ્વિ આદિ એકેન્દ્રિય જીવોમા સચેતનત્વ બીજા જીવો માફક સુગમ તાથી કેમ જણાતુ નથી ? વાત સાચી છે ઉક્ત દ્રવ્યોમા જીવત્વ પારખવાનુ કામ જરૂર મુશ્કેલ છે છતા યુક્તિ અને શાસ્ત્રબળથી સમજાય તેવુ છે

વનસ્પતિકાય લઇએ મૂળમા પાણી સિંચવાથી રસવૃદ્ધિ થવી અને ફળ આવવુ એ સ્ફુટ રીતે જીવત્વની સિદ્ધિ સૂચવે છે તેમા

શ્વાસોશ્વાસની ક્રિયા ચાલુ જ હોય છે જો મૂળીયાને માટી વિગેરેથી ગહિન ભરી દેવાય તો તરત એ ક્રિયાને ધક્કો પહોંચતા રસની ગતિ રોધાઈ જાય છે અને વૃક્ષ સુકાવા માંડે છે વળી મનુષ્યોની માફક વૃક્ષોને પણ દેહની ઉત્પત્તિ-સમય વિમાસ આદિ સંજ્ઞાઓ થાય છે જે તેનામા ગહન ચૈતન્યની સાક્ષી પુરે છે આહાર ભય, મૈથુન અને નિદ્રા રૂપ સંજ્ઞાનો વનસ્પતિ કાયમા સાક્ષાત્કાર થાય છે તેથી પણ તેનામા જીવ છે એ વાતની સિદ્ધિ થાય છે, કેટલાક વૃક્ષો લલનાના પાદ સ્પર્શથી પ્રફુલ્લિત થાય છે કેટલીક વેલડીઓ અમુક જાતિના વૃક્ષોને વિંગળાઇનેજ જીવી શકે છે કેટલાક વૃક્ષો જાણે રૂદન ન કરતા હોય એવો અવાજ કરે છે આ બધુ 'સંજ્ઞા હોવાની' પાદપૂર્તિજ કરે છે વળી વિજ્ઞાનશાસ્ત્રી શ્રી૦ જગદીશચંદ્ર બોઝે પ્રયોગ દ્વારા ચૈતનત્વ પુરવાર કર્યું છે

પૃથ્વીકાય યાને માટી પાષાણના જીવોમા વનસ્પતિ જેવુ પ્રત્યક્ષ જીવત્વ ન જણાય છતા વિદ્રુમ (પરવાળા) શિલા આદિ છેદ્યા છતા પુન તેજ સ્થાને અંકુરાની માફક વૃદ્ધિ પામતા દેખાય છે એ વાત શુ સુચવે છે ? અપકાયમા પરપોટા થવા, ધુધુ અવાજ થવા એ બધી ક્રિયાઓ તેમજ ગતિલક્ષણ વાદળાના વિકાશે એકત્ર થઈ પડવાપણુ એ બધી આત્માની નિશાની છે, તેજસ્કાય-જેમ મનુષ્યને આહાર મળતા તેના અંગમા પુષ્ટિ થતી તેમજ વિકારો ઉદ્ભવતા માલમ પડે છે, તેમ લાકડા ઘી આદિ પદાર્થોના ક્ષેપણુ કરવાથી વૃદ્ધિ થતી અનુભવાય છે અને તેના અભાવે નિસ્તેજપણુ દ્રષ્ટિગોચર થાય છે તેમજ જ્વાળામુખી પહાડોના ઉપદ્રવોથી અગ્નિમા આત્મત્વ સમજાય તેવુ છે વાયુકાય પણ સચેતન છે કેમકે અન્ય વડે પ્રેરણા કરાયા છતા પણ ગાયની માફક તિરછી ગતિવાળો વાય છે વળી ધરતીકંપમા જેમ ધરતીનો ધ્રુજારો જાણીતો છે તેમ મોટા તોફાનોમા વાયુ વટોળ કેવો ભાગ ભજવે ▪ એ પણ જાણીતુજ છે આ રીતે આગમજ્ઞાનથી તેમજ પ્રમાણથી જીવપણુ નિહાળી શકાય

છે બાકી પૂર્ણ નિરીક્ષણમા તો જ્ઞાનની સહાય આવશ્યક છે ઉચ્ચ કક્ષાના જ્ઞાન શિવાય સપૂર્ણપણે એકેંદ્રિયમા જીવત્વ ન જોઈ શકાય જ્યા અત્યારના વિજ્ઞાનશાસ્ત્રીઓ સાયંટિફિક પ્રયોગ દ્વારા એ કેવળ સનજવામા ઘણા આગળ વધ્યા છે, બાકી શ્રદ્ધા તો અતિ અગત્યની વસ્તુ છે જેઓ 'જીવ' એવો પદાર્થજ માનવા ના પાડે છે તેઓને માટે બંધ અને મોક્ષની વ્યવસ્થા માનવાપણું પણ નથી કેમકે જ્યા જીવ માનવો નથી ત્યા પછી કોણ બધાવાનુ અને કોણ છુટવાનુ? વર વિના જાન હોઇ શકે ખરી! એટલે જીવ માન્યા વગર ચાલે તેમ નથી જીવ માન્યો એટલે કર્મ તો તેની સાથે માની લેવાનુ તે વગર જગતમા નજરે ચડતી આ બધી વિચિત્રતાઓ સભવી શકેજ કેવી રીતે? માનવી માનવીમા પણ કેટલો તફાવત? કોઈ રાજા તો કોઈ રક કોઇ ધની તો કોઇ નિર્ધન એક પ્રજ્ઞાશાળી તો બીજો નિરક્ષર, એક રોગી તો અન્ય તનદુરસ્ત અને એ સિવાયની બીજી સખ્યાબધ વિચિત્રતાઓ કર્મસ્વરૂપમા ઊડુ અવગાહન કર્યા વગર ભાગ્યેજ ઉકેલી શકાય તેમ છે તેથીજ દેવેન્દ્રસૂરિ પ્રથમ કર્મગ્રથમા કહે છે કે જો આ બધી વિચિત્રતાઓ કર્મના સદ્ભાવે થઇ છે એમ ચોક્કસ થાય છે તો પછી જીવ માન્યા વિના તે વાત યુક્તિયુક્ત નથી થઈ શક્તી એટલે કે કહો છે તો જીવ પણ છે અર્થાત્ જીવ-અજીવ રૂપ ઉભય તત્વો છે તો તેની પાછળ બાકીના સાત તત્વો પણ છે આમ જીવ સબધી વિચાર્યા પછી એને ઓળખવાનુ લક્ષણ આ પ્રમાણે કરી શકાય જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્ય અને ઉપયોગ એ જીવનુ લક્ષણ છે એટલે એ છનો વિકાસ વ્યક્ત કે અવ્યક્ત જેમા હોય તે 'જીવ' છે

અજીવ એટલે ચેતનાનો જેમા અભાવ છે અથવા તો જીવત્વનુ જે લક્ષણ બાધ્યુ છે તેથી વિપરીતપણુ છે તે જડ અજીવ અચેતન ઇત્યાદિ તેના જુદા જુદા નામો છે તેના નિમ્ન લિખિત પાચ પ્રકાર છે ૧ ધર્માસ્તિકાય ૨ અધર્માસ્તિકાય ૩ આકાશાસ્તિકાય ૪ પુદ્-

ગલાસ્તિકાય ૫ કાળ અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ તેવા પદાર્થો માત્ર પાંચજ છે અજીવના પાંચ ભેદોમાંના કાળ સિવાયના ચાર તથા પાંચમો જીવ પ્રત્યેક જીવના અસંખ્ય પ્રદેશો છે અને તેવીજ રીતે ધર્મ અને અધર્મ રૂપ દ્રવ્યોના છે જ્યારે આકાશદ્રવ્યના અનંતા પ્રદેશો છે પુદ્ગલના સંખ્યાતા, અસંખ્યાતા અને અનંતા પ્રદેશો છે તેથી એ પંચાસ્તિકાય કાળ દ્રવ્ય પ્રદેશ રહિત હોવાથી તેની ગણના અસ્તિકાય યાને સમૂહમાં થઈ શકતી નથી અનાગત કાળ અનુત્પન્ન હોવાથી તેમજ ભૂતકાળ વિનષ્ટ થઈ ગયેલ હોવાથી અને વર્તમાનનો સમય પ્રદેશરહિત હોવાથી માત્ર વ્યવહારનયની અપેક્ષાને લઇ તેની ગણના એક દ્રવ્ય તરીકે થઇ છે ચૌદ રાજ લોકમાં ઉક્ત પાંચે પદાર્થો ભરેલા છે, વિશેષતા એટલી છે કે અલોકમાં પણ આકાશ દ્રવ્યનું અસ્તિત્વ છે તેથીજ લોકાકાશ અને અલોકાકાશ એવા તેના બે ભેદ પડે છે અહીં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય રૂપ જે બે પદાર્થની વાત કરવામાં આવી છે તેને ધર્મ અર્થાત્ પુન્ય અને અધર્મ અર્થાત્ પાપ અથવા તો શુભઅશુભ કર્મો-એવો અર્થ કરવાનો નથી શબ્દાર્થ કરતા અવશ્ય તેવો અર્થ તારવી શકાય પણ અત્રે જે રીતે નિરૂપણ કરવામાં આવ્યુ છે તે રીતે એ ઉભય દ્રવ્યો જુદા જ છે શ્રી શંકરાચાર્ય જેવાએ એ પદાર્થોને પુન્યપાપ માનવાની ભૂલ કરી હોવાથી આ સ્પષ્ટીકરણ કરવુ પડયુ છે

ધર્માસ્તિકાય જીવ-પુદ્ગલોને ગતિમાન થવામાં સહાયક છે જ્યારે અધર્માસ્તિકાય ઉક્ત પદાર્થોને સ્થિર કરવામાં સહાયભૂત છે અર્થાત્ ગતિરોધક છે જેમ પાણીમાં માછલું સ્વબળે ગતિ કરી શકે છે એમાં જેટલી તેને પાણીની સહાય છે તેવી જ અને તેવા પ્રકારની ધર્માસ્તિકાયની સહાય છે ગતિ માછલાના બળ ઉપર આધાર રાખે છે છતા પાણી અભાવે તે અશક્ય બને છે તેમ ધર્માસ્તિકાયના અભાવે પણ સમજી લેવુ આથી એ સાર નિકળે છે કે ગતિ કરવામાં આત્મિક બળ ઉપરાંત ધર્માસ્તિકાયની હરેકને આવશ્યકતા છે માર્ગે ચાલી રહેલ

મુસાફર શ્રાન્ત થવાથી વિશ્રામ લેવાનો અભિલાષી છે છતાં આ તાપના તાપથી બચવામાટે ઝાડની શીળી છાયડી ગોતે છે અને તે મળતાં જ વિશ્રાન્તિ સારૂ થોભે છે તેમ થોભવુ-અટકવુ એ પદાર્થના હાથની વાત હોવા છતાં શીળી છાયા રૂપ અધર્માસ્તિકાયની ત્યાં અવશ્યમેવ અગત્ય છે આમ ગતિ-સ્થિતિના સ્વભાવથી ઉભય પદાર્થો જીવ-પુદ્ગલોને નિમિત્ત કારણ રૂપ છે જ જો આ પદાર્થોનું અસ્તિત્વ અસ્વીકૃત કરવામાં આવે તો ચૌદ રાજલોક-પ્રમાણને છોડી જીવ-પુદ્ગલો અલોક-આકાશમાં ક્યાં લગી અનિયત ગમન કરત એ એક ગુંચવણ ભર્યો પ્રશ્ન છે કેમકે આ ગતિ થાત અથવા તો કાયમની સ્થિતિ પ્રસંગ આવત એટલે કે ચૌદરાજલોકના પ્રાન્ત ભાગે આ ઉભય પદાર્થોનો છેડો આવતો હોવાથી જીવાદિ વસ્તુઓનું તે ઉપરાંત સ્ટેશન થતું નથી અને અલોકાકાશમાં એ પદાર્થો ન હોવાથી ત્યાંપણ રહેવું જ નથી લોકાકાશ એટલે ચૌદ રાજલોક પ્રમાણ સ્થાન આકાશનો સ્વભાવ અવકાશ આપવાનો હોવાથી ચૌદ રાજલોકમાં એવું એક પણ બિંદુ નથી જ્યાં જીવ-અજીવનો સદ્ભાવ ન હોય. ઉક્ત ચૌદરાજલોકના ઉર્ધ્વ અધો અને તિર્યગ્લોક એવા વિભાગ પાડી શકાય છે સમજવા ખાતર સાદી ભાષામાં એ વાતને મૂકીએ તો મુખ્યત્વે જ્યાં દેવોનો વાસ છે તે ઉર્ધ્વ કે સ્વર્ગ મુખ્યત્વે જ્યાં નારકીઓનો વાસ છે તે અધો કે નર્ક અને જ્યાં મનુષ્યો કે તિર્યંચોનું વાસનિવાસ છે તે તિર્યગ્લોક મનુષ્યલોક મનુષ્યલોકમાંના ક્ષેત્રની સામાન્ય રૂપરેખા આ પ્રમાણે જેની મધ્યમાં મેરૂપર્વત આવેલો છે એવો એક લાખ યોજનના ઘેરાવાનો જંબુદ્વિપ કે મેરૂપર્વતની આજુબાજુ મહાવિદેહ અને દક્ષિણ છેડે ભરત અને ઉત્તર છેડે ઐરવત નામા ક્ષેત્રો છે એ ત્રણ ક્ષેત્રો કર્મભૂમિ તરિકે ગણાય છે જંબુદ્વિપને ફરતો લવણ સમુદ્ર છે એને ફરતો વલયાકારે ધાતકીખંડ નામ દ્વિપ છે એને ફરતો કાલોદધિ નામા સમુદ્ર એમ એક બીજાથી બમણા વિસ્તારવાળા ગોળાકૃતિએ અસંખ્ય દ્વિપ-સમુદ્ર આવેલાં છે છેલ્લાનું નામ સ્વયંભુ-

રમણુ સમુદ્ર છે કાળોદધિ સમુદ્ર પછી પુષ્કરવર્દ્વિપનો અર્ધ ભાગ કે જ્યાં ગોળાકારે માનુષોત્તર પર્વત વાડની માફક વિસ્તારનો છ ત્યાં લગી જ માનવીની વસ્તીનો સદ્ભાવ છે એની બહાર માનવીના શ્રીથી તો જન્મ છે નથી તો મરણુ અઢીદ્વિપની મર્યાદા પણુ ત્યાં લગીની છે ઉક્ત નરક્ષેત્રનુ પ્રમાણુ પીસ્તાલીસ લાખ યોજનનું

પુદ્ગલો-સ્પર્શ-રસ-ગધ અને વર્ણે કરી યુક્ત હોય છે તે બે પ્રકારના-અણુ-પરમાણુ અને સ્કધ-પ્રદેશાદિરૂપ સ્કધથી જુદા પડેલા અમર્દ્ધ અને પ્રદેશો વગરના પરમાણુ કહેવાય છે જેમા બે પ્રદેશોથી લઇ સખ્યાતા-અસખ્યાતા અને અનતા પ્રદેશો હોય છે તેટલા પ્રદેશન સ્કધો કહેવાય છે સ્કધથી જુદા પડેલા અવિભાજ્ય પ્રદેશને જ પરમાણુ તરિકે ઓળખાય છે અને તેનો સભવ પુદ્ગલાસ્તિકાયમા જ રહે છે કેમકે જીવ-ધર્મ-અધર્મ અને આકાશ રૂપ ચાર પદાર્થોના પ્રદેશો અભિન્ન હોવાથી જુદા પડવા પાડવાજ નથી પૃથગ્ બનેલ પ્રદેશ એજ પરમાણુ જેની ગણુના દ્રવ્ય તરિકે થાય છે જીવાદિ પદાર્થોના પ્રદેશો સ્વતત્ર દ્રવ્ય નથી એટલે પરમાણુપણુ પણુ તેમને નથી પુન્ય એટલે સ્વર્ગાદિ પ્રશસ્ત ફળ સપાદન કરાવી આપવાની જેમા શક્તિ છે એવી જીવ વડે ઉત્પન્ન કરાયેલી પ્રશસ્ત કર્મવર્ગણા, અથવા તો સુખાનુભવ કરાવનાર કર્મ પાપ એટલે અપ્રશસ્ત કર્મવર્ગણા અથવા તો દુખાનુભવ કરાવનાર કર્મ આશ્રવ એટલે શુભાશુભ કર્મોનુ આવવાપણુ, કર્મોનુ અહારુ મિથ્યાત્વ-અવિરતિ-કષાય અને યોગ રૂપ ચાર માર્ગે થાય છે મિથ્યાત્વ એટલે વસ્તુસ્વરૂપનો વિપરીત રીતે ભાસ થવો દાખલા તરિકે જીવને અજીવ માનવો સત્યને અસત્ય માનવુ અવિરતિ એટલે કોઈપણુ જાતના પચ્ચખાણુ વા મર્યાદાનો અભાવ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ જેવા આરભના માર્ગોમાથી અલ્પાશે યા સર્વાશે પાછા વળવાના નિયમોનુ ન લેવાપણુ, ક્રોધ, માન, માયા અને લોભ રૂપ કષાય ચોકડી તે સુપ્રસિદ્ધજ છે મન વચન અને કાયાના વ્યાપારો ( વિચારો કે પ્રવર્તના ) એનુ નામ જ યોગ

એમા શુભ વિચારો પુન્યના હેતુભૂત છે જ્યારે અશુભ પાપના કારણ ભૂત છે સરવાળે આશ્રવનો તો રોધ જ ઇષ્ટ છે સવર એટને રોકવુ અથાત્ દાખલ થતા અટકાવવુ જ્યા લગી આશ્રવરૂપી ઉઘાડા હોય છે ત્યા લગી આત્માને વિષે કર્મરૂપ દ્રવ્યનો સચય થતો રહે છે પણ જ્યા સમ્યગ્દર્શનાદિ સાધનો મારફતે એનો રોધ કરવામા આવ્યો કે આશ્રવ કકડભુસ થઈ હેઠે પડે છે આમ આવવાના માર્ગોથી વિપરીત લક્ષણવાળા સાધનો જેવા કે મિથ્યાત્વ શોધન અર્થે સમ્યકત્વ, અવિરતિ સામે દેશવિરતિ કે સર્વવિરતિપણુ, ક્રોધાદિ રિપુઓ સામે ક્ષમાદિ શસ્ત્રો અને ગુપ્તિદ્વારા યોગનો—સામનો કરવાથી નવાનુ આવવાપણ મૂળથીજ રોકાઈ જાય છે નિર્જરા એ તપાદિ ક્રિયા દ્વારા ભોગવાતા કર્મો, જે દેશથી અર્થાત્ અમુકશે ઓછા થાય છે તેનુ નામ છે

બધ—અજનના ચુર્ણ વા ભુકા વડે ભરેલા દાબડાની માફક નિરતર પુદ્ગલોથી વ્યાપ્ત એવા આ લોકને વિષે કર્મોને યોગ્ય પુદ્ગલોનો આત્માની સાથે દુધપાણી જેવા અથવા અગ્નિયુક્ત લોહપિડ જેવા એકમેક રૂપ જે સબધ થવો તેનુ નામ બધ છે

મોક્ષ એટને સર્વ કર્મોનો સર્વથા ક્ષર થવો તે કર્મોથી સપૂર્ણ પણે છુટા થવુ યાને આત્માનુ મૂળ સ્વરૂપ પ્રાપ્ત થવુ એજ મોક્ષ કે મુક્તિ. જૈન દર્શનમા કર્મની વ્યાખ્યા કરતા કથન કરાયેનુ છે કે–જીવ વડે હેતુને અનુલક્ષી કરાયેલી ક્રિયા તે કર્મ એટને કે કષાય વિગેરે દોષોથી જે કર્મરૂપ દ્રવ્ય આત્માની સાથે બધાય છે તે કર્મ કર્મ પુદ્ગલ રૂપ છે તેનો સમાવેશ અજીવ તત્વમા થઈ જાય છે નૈયાયિકો જીવનો ગુણ એનેજ કર્મ કહે છે, સૌગતો વાસનાને કપિલ પ્રકૃતિના વિકારને બ્રહ્મવાદી અવિદ્યારૂપ સ્વભાવને કર્મ માને છે કેવળજ્ઞાનીને મોક્ષ કર્મ આદિ દરેક પદાર્થો પ્રત્યક્ષપણે દૃષ્ટિગોચર થાય છે અને તે જ્ઞાનની અતિશયતાને આભારી છે કેવળજ્ઞાન જ્ઞાનાવરણી,

દર્શનાવરણી મોહનીય અને અંતરાય નામા ચાર ઘાતી કર્મોના ક્ષય થવાથી ઉપન્ન થાય છે, આત્માના મૂળ ગુણને ઘાત કરનાર હોવાથી તે ઘાતી કર્મો કહેવાય છે. જ્યારે વેદનીય, નામ, ગોત્ર અને આયુ રૂપ ચાર અઘાતી ગણાય છે જેનો સર્વથા અભાવ થવા બાદ આત્મા દેહાદિથી વિમુક્ત થઈ સદાને માટે ચૌદરાજલોકને અંતે સિદ્ધશિલા પર વિરાજે છે, ત્યારથી તે સિદ્ધ તરિકે ગણાય છે. તે પૂર્વેની કેવળી અવસ્થામા મુખ્ય બે પ્રકાર વિચારવા જેવા છે (૧) તીર્થંકર (૨) સામાન્ય કેવલી. તીર્થંકર નામ કર્મનો ઉદય હોવાથી કેવળજ્ઞાન પામ્યા બાદ પ્રાતિહાર્ય અને અતિશયની શોભાથી અલંકૃત થઈ પૃથ્વીતળ પર વિચરી અનેક ભવ્ય જીવોના તારણહાર થનાર આત્મા તે તીર્થંકર. તેઓને ઇશ્વર, પરમેશ્વર, અર્હન્ત ભગવાન, પ્રભુ આદિ ભિન્ન ભિન્ન નામોથી સંબોધન કરવામા આવે છે જો કે તેઓનો જન્મ થતા જ સામાન્ય જીવો કરતા તેમના દરેક પ્રસંગોમા વિલક્ષણતા અને જન કલ્યાણના ઉદાહરણો બનતા રહે છે છતા કૈવલ્ય પામ્યા પછીનું પ્રભુત્વ ખાસ ઝળકી ઉઠે છે અને તે સમયે અપાતી દેશના સંખ્યા બંધ જીવોના મુક્તિદ્વાર ઉઘાડે છે એટલે જ એ અવસ્થા પર ખાસ ભાર મૂકાય છે. તીર્થંકર એટલા માટે કહેવાય છે કે તીર્થ-પ્રવચન પ્રવચનના પ્રકાશક તેઓ છે. તીર્થનો અર્થ સાધુ સાધ્વી શ્રાવક-શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ કરીએ તો તેના સ્થાપક પણ તેઓ તેથી તીર્થંકર. અથવા તો તીર્થંકર નામ કર્મોદયના મહિમાથી પરમ અતિશયોના સામ્રાજ્યથી સર્વ સુર અસુર, નરેંદ્ર, અને યોગિન્દ્રોને ચમત્કાર ઉપજાવેલો છે અને દેવેન્દ્રોથી વિંટાયલા તેમજ સેવાતા રહે છે તેમજ ધર્મદેશના દ્વારા જગતના જીવો પર ઉપકાર કરી રહેલા હોય છે એવા તે તીર્થંકરો ખ્યાતિ પામેલા છે. આગળ જોઈ ગયા તેમ અઘાતી કર્મોનો છેડો આવી લાગે છે ત્યારે દેહરૂપી પિંજરમાથી, તીર્થંકરનો આત્મા કિંવા કેવલીનો આત્મા નિકળીને સમશ્રેણીથી ઉર્ધ્વગતિ કરે છે અને તે પણ એક સમયમા લોકના અન્ત સુધી એ નિયમ

સ્વાભાવિક છે સાદિ અનંત કાળ સુધી ત્યાંજ સ્થિતિ કરે છે ભગવાન ઉમાસ્વાતિ મહારાજ શ્રી તત્વાર્થસૂત્રમા સિદ્ધસ્થાનનું વર્ણન આ પ્રમાણે આપે છે

> मनोज्ञा सुरभिस्तन्वी पुण्या परमभासुरा ।
> प्राग्भारा नाम वसुधा लोकमूर्ध्नि व्यवस्थिता ॥
> नृलोक तुल्यविष्कम्भा सितच्छत्रनिभा शुभा ।
> ऊर्ध्वं तस्याः क्षिते सिद्धा लोकान्ते समवस्थिता ॥

ભાવાર્થ—ચૌ૦ રાજલોકના શિરોભાગે મનોજ્ઞ સુરભિ પવિત્ર સુન્દરાકૃતિવાળી અને ઉત્કૃષ્ટ તેજસ્વી એવી પ્રાગ્ભાર નામની પૃથ્વી છે જે સિદ્ધ શિલા કહેવાય છે તે સ્ફટિક રત્નમય છે અને ઉઘાડી છત્રીના આકારે નરક્ષેત્ર સરખા પીસ્તાલીશ લાખ યોજનના પ્રમાણ વાળી છે જેના ઉપર સિદ્ધના જીવો રહેલા છે તેમને દ્રવ્ય પ્રાણ તો હોય જ નહિ પણ અનંતજ્ઞાન અનંતદર્શન અનંત સુખ અને અનંત વીર્યરૂપ ભાવ પ્રાણ હોય છે આ સિવાય આત્મિક ઐશ્વર્ય ન વર્ણવી શકાય તેવુ હોય છે એ આત્મિક સૌખ્યના અનંતમે ભાગે પણ માનવલોકના ઉત્કૃષ્ટ સુખો કે સ્વર્ગલોકના ઐશ્વર્યો આવી શકતા નથી એકવાર કર્મનો છેદ કરી નિષ્કર્મી બનનાર પરમ આત્મા પુન કોઈ પણ સંયોગોમા અવતાર ધરનાર કે કર્મ કરનાર નથી બનતો એકવાર ક્ષીરમાથી ક્હાડેલુ આજ્ય ( માખણ ) જેમ ફરીથી ક્ષીરપણાને નથી પામી શકતું તેમ અથવા તો સ્વેદ વા રસાયણિક પ્રયોગોથી શુદ્ધ કરવામા આવેલી ધાતુઓ જેમ ફરીથી પહેલાની દશાને પ્રાપ્ત કરી શકતી નથી તેમ અહીં પણ સમજવુ મૂકાયા પછી પુન બંધ ન થાય તો જ મુક્તાનું કૃતિતાર્થ છે કહ્યુ છે કે—

> दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः ।
> कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः ॥

ભાવાર્થ—જેમ દગ્ધ કહેતા બળી ગયેલ બીજમાથી ફરી અંકુરો ફુટવાનો સભવ નથી તેમ કર્મરૂપ બીજ સર્વથા બળી ગયા બાદ ભવરૂપ યાને જન્મ મરણ કરવા રૂપ અંકુરાનુ ઉગવાપણુ જ નથી પરમ વીતરાગી થયા વગર પરમાત્મપણુ પ્રાપ્ત થતુ નથી જ અને જ્યા વીતરાગતા સાર્વભૌમ પદે હોય ત્યા રાગદ્વેષનો અભાવ હોય જ, અને રાગદ્વેષ યાને કષાયનુ જ્યા હોવાપણુ નથી ત્યા ત્રસાર સાથે પ્રયોજન પણ ક્યાથી સભવે ? કર્મનો સર્વથા ક્ષય કરી વિચિત્ર કર્મોના ભીષણથી આકંઠ પૂરિત એવા સસારમા પુન પગ મુકવાનુ ગણ ઇચ્છે ? આમ જૈન સિદ્ધાત ઇશ્વરત્વની વ્યાખ્યા અને તેના વર્ણનમા બીજા મતોથી અવશ્ય જુદો પડે છે શ્રી સન્મતિ પ્રકરણની વૃત્તિમા ન્યાય ચક્રવર્તી શ્રીમદ્ અભયદેવસૂરિ મહારાજે કહેલુ છે કે 'જેણે રાગાદિ દ્વેષોનો સ્વભાવથી જ વિધ્વસ કર્યો છે તેને જ ઇશ્વર કહેવો યુક્ત છે' ઉપમા બળથી જ ઉપેયની સિદ્ધિ થાય છે ઉપમાનો વ્યતિરેક કરવાથી ઉપેયની સિદ્ધિનો સભવ નથી. જો ઇશ્વરત્વ પણ ઉપમા સિદ્ધિ ન હોય તો ક્યા તો તે સર્વને સાપડવુ જોઈએ અથવા તો કોઈને પણ તે ન લભ્ય થવુ જોઈએ, એટલા સારૂ જૈનો ઇશ્વર યા ભગવાનને વદન-અર્ચન કરતા છતા વા તેમનુ ધ્યાન ધરતા છતા તેમને જગતકર્તા નથી માનતા જગત રચના કર્મજનિત હોવાથી તેમનો અભિપ્રાય છે કે-' પરમ વીતરાગ એવા ઇશ્વરને જગત્ રચવાનુ કોઈ પણ પ્રયોજન નથી, કેમકે પોતે તો પરમ કૃતાર્થ થયેલ છે એટલે નિષ્પ્રયોજનીને જગત્-સૃષ્ટિની ચેષ્ટા કરવા રૂપ મતિ થવાનો સભવ પણ નથી. વળી ઇશ્વરનુ અનાદિપણુ સ્વીકારવામા આવે તો તેના કરાયેલા જગતનુ અનાદિત્વ શા સારૂ ન માનવુ ' વારવાર સૃજનનુ પ્રયોજન પણ શુ ? જૈન આગમ તો સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે-' હરેક પળે ભિન્ન ભિન્ન પરિણામોને પામતુ એવુ જગત્ દ્રવ્ય શક્તિથી જ સનાતન છે કેમ' તેનો સમૂળગો નાશ જ નથી થતો તો પછી નવિન ઉત્પત્તિ શી રીતે ઘટે ? વળી,

મુક્તિના અનાદિપણાને લઈ મુક્તિ સ્થાન પણ અનાદિ થવાથી જૈન પ્રવચનમા ઈશ્વરનુ અનાદિત્વ સમજવાથી સિદ્ધ થઈ શકે છે અને મુક્તિના અનાદિ સિદ્ધત્વથી સસારનુ પણ અનાદિત્વ સગલ પ્રકારે સિદ્ધ બને છે વિશેષમા ઈશ્વર વીતરાગ હોવાથી ઉપકાર કે અપકાર કરવાના સ્વભાવથીજ નથી હોતા તેથી આવી તરખડમા તેઓ પડે પણ નહીં તેમ પાડવા ઉચિત પણ નથી જરૂર તેમની ઉપાસના–સેવા પરમ આવશ્યક છે કારણ કે શુદ્ધ આલબન વડે મનની શુદ્ધિ જલ્દી થતા સર્વાર્થની સિદ્ધિ થાય છે કહ્યુ છે કે "જેવુ આલબન હોય છે તેવો જ મનમા સકલ્પ ધારણા યા વિચાર જન્મ પામે છે" જુઓ. અગ્નિમેવન કરનારની શીતરૂપ પીડા નાશ પમાડવામા સાધન રૂપ જેમ અગ્નિસેવન છે તેમ રાગદ્વેષરૂપ ભવપીડા જડમૂળથી છેદી નાખવામા કારણરૂપ તેને છેદન કરનાર એવા વીતરાગ પરમાત્માની સેવા જ છે

અર્હન્તોનો આ તો મૂળ મત્ર જ છે– સર્વભાવો નિશ્ચે કરીને સ્યાદ્વાદ મુદ્રાથી અકિત છે' કેમકે તે વિના વસ્તુસ્વરૂપની અનુપપત્તિ થાય છે માત્ર સ્યાદ્વાદ જ સાપેક્ષપણાએ કરીને એક ધર્મમા સત્–અસત્ નિત્ય–અનિત્ય આદિ અનેક ધર્મ સ્વીકારી શકે છે જેમકે સર્વમા સ્વવસ્તુરૂપે સત્પણુ રહેલ છે અને પરવસ્તુરૂપે અસત્પણુ છે દાખલા તરીકે–કટક–કુડલાદિ પર્યાય વડે અનિત્ય છે એવુ સુવર્ણ મૂતિરૂપે મૂળ દ્રવ્ય વડે નિત્ય છે એમ સર્વની પ્રતિતિમા આવી શકે છે આજ તત્વને પૂજ્યપાદ શ્રી હરિભદ્રસૂરિ મહારાજે 'અનેકાત જયપતાકા'મા બહુ વિસ્તારથી ચર્ચીને સમજાવ્યુ છે તત્વનુ આ કરતા પણ વિસ્તૃત સ્વરૂપ કર્મગ્રથ, તત્વાર્થ સૂત્ર, લોકપ્રકાશ, વિશેષાવસ્યક આદિ ઘણા ગ્રથોમા છે, અહીં તો સક્ષિપ્તમા માત્ર વાનકી રૂપે વાત કરવામા આવી છે આમ નવતત્વ સબધી સામાન્ય બોધ શ્રી વિજયધર્મસૂરિ કૃત સસ્કૃત 'જૈન તત્વ જ્ઞાનમ્' નામના લઘુ પુસ્તક ઉપરથી તારવવામા આવી છે

નવતત્વો પર ઉડતી નજરે ફેરવી હવે આપણે એમા સૂત્રધાર સમા જીવ અજીવ રૂપ તત્વયુગલ પર મીટ માંડીએ જીવ પુણ્ય અને પાપ તત્વમાં દર્શાવેલા શુભાશુભ પુદ્ગલોનો આશ્રવ કરે છે, તેવી જ રીતે સવર કરી, આવતા કર્મો ને રોકે છે અને સચય થઈ ચુકેલાની નિર્જરા કરી નાશ કરે છે વળી અજીવ એવા કર્મ પુદ્ગલોનો બધ પણ જીવની આને જ થાય છે અને સત્તા ફેરવી તે સર્વનો નાશ કરતા મોક્ષ પણ સ્વય પોતે લાભી શકે છે, અર્થાત્ ટુકમા કહીએ તો એ બનાનુ મડાણુ જીવ પરજ અવલબી રહ્યુ છે તેથી જીવ અને પુદ્ગલ ( અજીવ ) soul અને Matter અથવા કર્તા અને કર્મ વચ્ચે ચાલી રહેલ સતત સગ્રામ સમજવો એનુ નામ જ સાચુ તાત્વિક જ્ઞાન છે

જીવના બે ભેદ-મુક્તિવાસી અને સસારી, તેમા સસારીના ભેદ પ૬૩ નારક સાત હોવાથી ભેદ પણ સાત, પર્યાપ્ત અપર્યાપ્તરૂપ વર્ગ પાડતા ૧૪ તિર્યચમા પૃથ્વી-આદિક પાચ એકેદ્રિના સ્થુળ અને સૂક્ષ્મ રૂપ બે ગણતા ૧૦, પ્રત્યેક વનસ્પતિનો બાદરભેદ મેળવતા અગીઆર પર્યાપ્ત અપર્યાપ્ત ગણતા ૨૨, તેવીજ રીતે વિકલેદ્રિ (૨+૩+૪)ના ત્રણનુ પર્યાપ્ત અપર્યાપ્તપણુ મેળવતા ૬ પચેદ્રિ તિર્યચના જળચર ઉરપરિસર્પ, ભુજપરિસર્પ, ચતુષ્પદ, સ્થળચર, અને ખેચર રૂપ પાચ ગર્ભજ સમૂર્છિમ રૂપ ભાગ પડતા દશ અને પર્યાપ્ત અપર્યાપ્તના વર્ગો પાડતા ૨૦), આ રીતે તિર્યચના કુલ ભેદ ૪૮ મનુષ્યના કર્મભૂમિ, અકર્મભૂમિ અને અતર્દ્વિપ વાસી એવા ત્રણ મુખ્ય ભેદ જબુદ્વિપમા મહાવિદેહ, ભરત અને ઐરવત એમ ત્રણ અને ધાતકી તથા પુષ્કરાર્ધમા બમણા હોવાથી બાર મળી કુલ ૧૫ એવી જ રીતે વચલા મહાવિદેહથી દક્ષિણ છેડાના ભરત સુધીમા દેવકુરૂ, હરિવર્ષ, અને હેમવત રૂપ ત્રણ યુગલીક ક્ષેત્રો, તેવાજ ઉત્તર છેડાના ઐરવત સુધીમા ઉત્તરકુરૂ રમ્યક, અને હિરણ્યવત રૂપ ત્રણ યુગલીક ક્ષેત્રો મળી છ તેના ધાતકી તથા પુષ્કરાર્ધના બમણા ક્ષેત્રો સાથે સરવાળો કરતા કુલ ૩૦, વિશેષમા ભરત ને ઐરવત ક્ષેત્ર

પાસે આવેલા હેમવત અને શિખરી નામા પર્વતોની દત્તાઓ કિવા છેડા ઉભય બાજુએ લવણ સમુદ્રમા વિસ્તરેલા છે તે દરેક ઉપર સાત સાત યુગલીક ક્ષેત્રો છે એટલે સરવાળે ૫૬, આમ મનુષ્યના ભેદ ૧૦૧ તેના પર્યાપ્તા પર્યાપ્તરૂપ વર્ગથી તથા સમૂર્છિમ મેળવતા ૩૦૩ દેવતા તેના ચાર ભેદ ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી અને વૈમાનિક અવાતર ભે પાડતા ૧૫ પરમાધામી ૧૦ ભુવનપતિ ૮ વ્યતર ૮ વાણુ વ્યતર, ૧૦ તિર્યગ્જૃભક (અધોલોકવાસી દેવો) ૫ સ્થિરજ્યોતિષી, ૫ ચરજ્યોતિષી ૧૨ દેવલોકવાસી, ૯ લોકાતિક ૩ કિલ્બીષીયા ૯ ગ્રૈવેયક ૫ અનુત્તરવિમાનવાસી (ઉર્ધ્વલોકવાસી) મળી કુલ ૯૯ તેના પર્યાપ્તા અપર્યાપ્તા વર્ગથી કુલ ૧૯૮ સરવાળે નારકી ૧૪ તિર્યંચ ૪૮, મનુષ્ય ૩૦૩ અને દેવ ૧૯૮ જોડતા ૫૬૩ ભેદ

આમ Soul યાને જીવના બે ઘુભેદ બતાવવામા આ યા છે જીવોની સૂક્ષ્મતા, શક્તિઓ, અને ક્રિયાઓ જેમ જેમ વિજ્ઞાનનો વિકાસ થતો જાય છે તેમ લોકોના વધુ જાણવામા આવતી જાય છે જીવો વિષે જૈન શાસ્ત્રમાં ઘણું ઝીણવટ ભર્યું વર્ણન કરવામા આવ્યુ છે તે વિજ્ઞાનની સાથે મળતું આવે છે જીવોની સૂક્ષ્મતાના સબધમા જૈન શાસ્ત્રોમા જે વર્ણન છે તે વાંચનાં લોકો શ્રદ્ધા કરતા અચકાતા પણ 'થેકસસ નામના જતુ કે જે સોયના અગ્રભાગ ઉપર એક લાખ જેટલી સખ્યામા આસાનીથી બેસી શકે છે એવુ વિજ્ઞાનવેત્તા તરફથી જાહેર થયુ ત્યારે લોકોને શાસ્ત્રોની વાતો પર શ્રદ્ધા થવા માડી આવી જ રીતે વિજ્ઞાનશાસ્ત્રી બોઝે વનસ્પતિના જીવોમાં રહેલી શક્તિઓનું વર્ણન પ્રયોગદ્વારા પ્રત્યક્ષ કરી બતાવ્યુ ત્યારે સૌ માનવા લાગ્યા એ વાત આજથી પચીસસો વર્ષ પૂર્વે ચરમજિન શ્રી મહાવીર ભગવાન સ્વજ્ઞાનદ્વારા જનતાને સમજાવી હતી જૈન સિદ્ધાતમા આવી કેટલીયે બાબતો છે કે જે વિજ્ઞાનની કસોટીમા ઉત્તીર્ણ થઇ જાય તેમ છે એવી વાતનું ઉદાહરણ લઈએ જૈનશાસ્ત્રો 'શબ્દ' ને પૌદ્ગલિક

માને ■ જે વાત આજે તાર, ટેલીફોન ગ્રામોફોન આદિમાં પકડાતા શબ્દોથી સારી રીતે સિદ્ધ થયેલ છે અસ્તુ

> य कर्ता कर्म भेदाना भोक्ता कर्म फलस्य च ।
> ससर्ता परिनिर्वाता सह्यात्मा नान्यलक्षण ॥

## આઠ કર્મોની ૧૫૮ પ્રકૃતિઓનુ સ્વરૂપ

(૧) જ્ઞાનાવરણીય-૧ મતિ, ૨ શ્રુત, ૩ અવધિ, ૪ મન પર્યવ, ૫ કેવળ-જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય-૬ ચક્ષુ, ૭ અચક્ષુ, ૮ અવધિ, ૯ કેવળ-દર્શનાવરણીય ૧૦ નિદ્રા, ૧૧ નિદ્રાનિદ્રા, ૧૨ પ્રચલા, ૧૩ પ્રચલા પ્રચલા, ૧૪ થીણદ્ધિ (આઠ કર્મોત્પત્તમાંથી માટી ઉપ) (૩) વેદનીય-૧૫ શાતા, ૧૬ અશાતા-વેદનીય (૪) મોહનીય-૧૭ સમ્યકત્વ, ૧૮ મિશ્ર ૧૯ મિથ્યાત્વ-મોહનીય, ૨૦-૨૩ અનતાનુબધી ક્રોધ માન, માયા લોભ ૨૪/૨૭ અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ ૨૮/૩૧ પ્રત્યાખ્યાની અને ૩૨/૩૫ સજ્વલન ક્રોધાદિચતુષ્ક, કુળકષાયના ૧૬ પ્રકાર. ૩૬/૪૪ નવ નોકષાય (કષાયના સાથીદાર) હાસ્ય, રતિ અરતિ, શોક ભય, જુગુપ્સા, (ઘૃણા) પુરુષ,-સ્ત્રી નપુસક-વેદત્રિક કુલપ્રકૃતિ, ૨૮ (૫) આયુષ્ય-૪૫ દેવ, ૪૬ મનુષ્ય, ૪૭ તિર્યંચ ૪૮ નારક (૬) નામ-કુલપ્રકૃતિ ૧૦૩ ૪૯-૫૨ ગતિચતુષ્ક નારક, તિર્યંચ મનુષ્ય દેવ ૫૩/૫૭ પાચ ઇન્દ્રિય સ્પર્શ રસ ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્રયુક્ત અનુક્રમે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય, પચેન્દ્રિય રૂપ જાતિપચક ૫૮/૬૨ પાચશરીર, ઔદારિક, વૈક્રિય આહારક, તૈજસ, કાર્મણ ૬૩/૬૫ ઔદારિક, વૈક્રિય આહારક, અગોપાગ ૬૬/૮૦ બધનના પદર ભેદ ઔદારિક ઔદારિક, ઔદારિક તૈજસ ઔદારિક કાર્મણ, ઔદારિક તૈજસકાર્મણ વૈક્રિય વૈક્રિય, વૈક્રિયતૈજસ, વૈક્રિય કાર્મણ, વૈક્રિય તેજસ કાર્મણ, આહારક આહારક, આહારક તૈજસ, આહારક કાર્મણ, આહારક તૈજસકાર્મણ, તૈજસ તૈજસ તૈજસકાર્મણ, કાર્મણ કાર્મણ

૮૧/૮૫ ઔદારિક, વૈક્રિય આહારક તૈજસ, કાર્મણરૂપ-સંઘાતન પંચક ૮૬/૯૧ સંઘયણ છ ભેદે વજ્રઋષભનારાચ ઋષભનારાચ નારાચ અર્ધનારાચ, કીલિકા, છેવટ્ઠ ૯૨/૯૭ સંસ્થાન છ ભેદે સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડળ, સાદિ, વામન, કુબ્જ હુંડક ૯૮/૧૦૨ વર્ણપંચક કાળો લીલો, રાતો પીળો, ધોળો ૧૦૩ સુગંધ ૧૦૪ દુર્ગંધ ૧૦૫/૧૦૯ રસપંચક તીખો કડવો કષાયેલ, ખાટો, મધુર ૧૧૦/૧૧૭ સ્પર્શઅષ્ટક કર્કશ, મૃદુ ભારે હલકો શીત ઉષ્ણ સ્નિગ્ધ રૂક્ષ ૧૧૮/૧૨૧ નરક તિર્યંચ મનુષ્ય દેવ ગતિની અનુપૂર્વી ૧૨૨/૧૨૩ શુભ-અશુભ વિહાયોગતિ ૧૨૪ પરાઘાત ૧૨૫ ઉચ્છ્વાસ ૧૨૬ આતપ ૧૨૭ ઉદ્યોત ૧૨૮ અગુરૂલઘુ ૧૨૯ તીર્થંકરપદ ૧૩૦ નિર્માણ ૧૩૧ ઉપઘાત ૧૩૨ ત્રસ ૧૩૩ બાદર ૧૩૪ પર્યાપ્ત, ૧૩૫ પ્રત્યેક ૧૩૬ સ્થિર, ૧૩૭ શુભ ૧૩૮ સુભગ ૧૩૯ સુસ્વર, ૧૪૦ આદેય ૧૪૧ યશ-રૂપ ત્રસદશક ૧૪૨/૧૫૧ સ્થાવર સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અસ્થિર અશુભ, દુર્ભગ દુસ્વર, અનાદેય અયશ, રૂપ સ્થાવર દશક (૭) ગોત્ર-૧૫૨ ઉચ્ચ, ૧૫૩ નીચ. (૮) અંતરાય ૧૫૪/૧૫૮ દાન લાભ, ભોગ ઉપભોગ, વીર્ય અંતરાય પંચક આમ કર્મોની ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે એનો બંધ ઉદય, ઉદીરણા અને સત્તા રૂપ ચાર પ્રકારની પ્રક્રિયામાં કેવો ક્રમ છે તે સંબંધી ટુકમાં ઉલ્લેખ કરવામાં આવે છે એ સંબંધમાં છ કર્મગ્રંથ તથા કમ્મપયડી આદિ ગ્રંથોમાં વિસ્તારથી વિવેચન કરાયેલું છે

૧ જ્ઞાનાવરણીય ૨ દર્શનાવરણીય જેમની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ ત્રીસ કોડાકોડી સાગરોપમની છે તે ચારે પ્રક્રિયામાં પાંચ અને નવ ભેદેજ રહે છે ૩ વેદનીય પણ બે ભેદે રહે છે પણ તેની જઘન્ય બાર મુહૂર્ત ને ઉત્કૃષ્ટથી ત્રીશ કોડાકોડી સાગરોપમસ્થિતિ છે ૪ મોહનીયની જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટથી સીત્તેર કોડાકોડી સાગરોપમસ્થિતિ છે જ્યારે બંધાદિપ્રક્રિયામાં બંધમાં ૨૬ અને બાકીના ત્રણમાં ૨૮ ભેદે હોય છે ૫ આયુકર્મની જઘન્યસ્થિતિ અંત

મુહૂર્ત ને ઉત્કૃષ્ટિ તેત્રીસ સાગરોપમ પ્રકૃતિમાં ચાર એ ૬ નામકર્મની જઘન્યસ્થિતિ ૮ મુહૂર્ત ને ઉત્કૃષ્ટિ વીસ કોડાકોડી સાગરોપમ બંધ ઉદય, ઉદીરણામાં ૬૭ એટલે જ્યારે સત્તામાં ૯૩ ના ૧૦૩ એ હોય છે ૭ ગોત્રકર્મની જઘન્યસ્થિતિ ૮ મુહૂર્ત ને ઉત્કૃષ્ટિ વીસ કોડાકોડી સાગરોપમ જ્યારે ૮ અંતરાયની જઘન્યસ્થિતિ અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટી ત્રીસ કોડાકોડી સાગરોપમ છે ઉભય, પ્રકૃતિમાં અનુક્રમે બે અને પાંચ બંધે રહે છે આમ સરવાળે બંધમાં ૧૨૦, ઉદયમાં ૧૨૨, ઉદીરણામાં ૧૨૨ અને સત્તામાં ૧૪૮ કે ૧૫૮ પ્રકૃતિઓ હોય છે

આમ કર્મવિપાક સ્વરૂપનો ક્રમ જોતા સહજ જણાય છે કે કર્મ જડ તથા અજીવ હોવા છતા વિશ્વની નિયામક ગતિમા મજબૂત પણે અગત્યતા ધરાવનાર પદાર્થ છે દુનિયામા ચઢતી યાને ચડતી પડતીનો જે નિયમ પ્રવર્તી રહેલ છે તેમા કર્મ પણ એક સમવાય તરીકે મનાય છે ભિન્ન ભિન્ન દર્શનકારોએ કર્મને જુદા સ્વરૂપે આલેખેલ દ્રષ્ટિગોચર થાય છે કોઈ એને પ્રકૃતિરૂપે તો અન્ય વળી ઈશ્વરરૂપે એને આલેખે, છતા તત્વત જોતા એનું ચલન સર્વને સ્વીકૃત કરવુ જ પડયુ છે વળી એ વિષય કઠીન અને આંટીઘુંટી ભર્યો છે જીવો સાથે કર્મનો બંધ અનાદિકાળથી છે જરૂર એમા વિશેષતા, ન્યૂનતા કે અધિકતા થઇ શકે છે એનો આધાર આત્માની કરણી અને અંતરગત અધ્યવસાયો પર અવલબે છે નીચેના કારણો એમા મુખ્ય ભાગ ભજવતા હોવાથી કર્મબંધના તે નિમિત્તો ગણાય છે

(૧) મિથ્યાત્વ પાંચ પ્રકારે છે ૧ અભિગ્રહિક=ખોટી માન્યતાને બરાબર સમજ્યા વગર વળગી રહેવુ તે ૨ અનાભિગ્રહિક=આ ખરૂ કે તે ખરૂ અથવા બધુ ખરૂ ૭ એવા સાગમ્મતીયા કિવા અણસમજ ભર્યા વિચાર હોવા તે. ૩, અભિનિવેશિક=સત્ય સમજ્યા છતા પણ ખોટી માન્યતાને વળગી રહેવુ તે ૪ સશયિક=શંકાના સમજમા ઝોલા ખાતા રહેવુ તે દાખલા તરીકે પ્રભુએ તપનુ આટલુ ફળ કહ્યુ તે પ્રાપ્ત થશે કે નહિ કિવા તે સાચુ હશે કે જૂઠુ ? અનાભો-

ગિક-જ્ઞાનાદિના અભાવે થયેલી તત્ત્વ અજ્ઞાત દશા એથી સત્ય શોધવાની શક્તિ ન પ્રાપ્ત થઈ શકે, કેવળ પરંપરાની માન્યતાને રૂઢપણે વળગી રહેવા રૂપ દશા

(૨) અવિરતિપણું—બાર પ્રકારે છે ૧ વિચારોપર અંકુશનો અભાવ જાણવા છતા ને દોષરૂપ માન્યા છતા માઠા વિચારો કર્યા જવા જેવા કે વેર લેવાનો-છેતરવાનો ઇ ૨/૬ સ્પર્શ રસ ગંધ વર્ણ અને શ્રવણ રૂપ પાંચ પ્રકારની લાગણીઓપર અંકુશનો અભાવ ૭/૧૧ પૃથ્વી અપ, વાયુ અગ્નિ અને વનસ્પતિ રૂપ પાંચ પ્રકારના જીવો પ્રત્યે મન યા લાગણીઓ પરના અંકુશનો અભાવ ૧૨ જીવતા પ્રાણીઓ કે જેમને પોતાની સ્થિતિમા પરિવર્તન (સ્થાનાંતર) કરવાની શક્તિ છે તેમના પ્રત્યે મન કે લાગણીઓ પરના અંકુશનો અભાવ મન કે લાગણીઓ છુટા મેલવાથી દોષાપત્તિ છે ૩ કષાયો એક જાતની નૈત્તિ- અસ્વચ્છતા છે, તેથીજ તેના વડે સંસારનો લાભ બતા યો છે સંસારવૃક્ષનું મૂળ કષાયોજ ▪ કર્મ સમૂહનો મોટો ભાગ તે દ્વારાજ આવે છે તેનો ૨૫ પ્રકારોમા સમાવેશ થાય છે ૪ યો ગમા કષાયોના જેવી સ્થિતિ છે કષાય હવાથી કર્મનું આવવાપણું છે, છતા જો મનની તેમા ગેરહાજરી હોય તો નવા કર્મોનું કિલષ્ટપણે ઉપજવાપણું નથી મનના યોગ વિના કષાય પ્રવૃત્તિમા એકદમ રમતા પ્રાપ્ત થતી નથી છતાં ઘણે ભાગે યોગનો કષાયો સાથે સહકારજ હોય છે યોગ એટલે મન વાણી અને કાયાની શક્તિ એના નીચે પ્રમાણે ૫૯ ભેદ થાય છે ૧ સત્ય મનોયોગ ૨ અસત્ય મનોયોગ ૩ સત્યાસત્ય-મિશ્ર મનોયોગ ૪ અસત્ય મિશ્રણ મનોયોગ (માન સિક ચંચળતા કે જેમા સત્યનો લવલેશ પણ ન હોય) ૫/૮ ઉપર પ્રમાણે વાચા કે વચનને લગતા ભેદો અને ૯/૧૫ કાયાને લગતી સાત પ્રકારની ચંચળતાઓ જેવી કે ઔદારિક શરીરની વૈક્રિયની, આહારકની કાર્મણ તથા તૈજસ શરીરની કેમકે પરભવ જતા ઉભય સાથેજ હોય છે વિશેષમા કાર્મણ તૈજસની શક્તિઓ યા

ચચળતાઓનો પૂર્વે કહી ગયા તે ત્રણ શરીર સાથે યોગ કરવાથી ત્રણ બે મળી કુલ સાત આમ સત્તાવન કારણો કર્મવૃદ્ધિમા જોડા યેલા છે એને દૂર કરવાનો ક્રમ આ પ્રમાણે છે પ્રથમ મિથ્યાત્વ ત્યારબાદ અવિરતિ પછી કષાયો અને અતમા યોગ આ અનુક્રમ ધ્યાનમા રાખ્યા સિવાય કાર્યસિદ્ધિ નથીજ થતી જ્યા મિથ્યાત્વનુ અસ્તિત્વ છે ત્યા પાછળના ત્રણનો સદ્ભાવ અવશ્યભાવી છે તેથી શરૂઆત એ મિથ્યાત્વનો ધ્વસ કરવાથી કરવાની છે તેના પ્રરૂપણા પ્રવર્તના, પરિણામ અને પ્રદેશમિથ્યાત્વરૂપ ચાર ભેદ પણ છે વળી ધર્મને અધર્મ કહેવારૂપ દશ પ્રકાર પણ છે નિમ્ન લિખિત છ ભેદ પણ તેના જ છે (૧) રાગદ્વેષ ને મોહાદિક મહા દોષોથી પરાજિત હરિહરબ્રહ્માદિકને મહાદેવ તરિકે માનવા પૂજવા તે લૌકિક મિથ્યાત્વ (૨) ગુરૂ તરિકેના ગુણો વગરના અન્ય દર્શની બાવા સન્યાસીઓને ગુરુ તરીકે માનવા તે લૌકિક ગુરૂગત મિથ્યાત્વ (૩) હોળી, બળેવ પ્રમુખ લૌકિક પર્વો કરવા તે લૌકિક પર્વગત મિથ્યાત્વ (૪) સર્વથા દોષરહિત એવા વીતરાગ પ્રભુની પુત્રાદિની પ્રાપ્તિ પ્રમુખ આશાએ માનતા કરવી તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ (૫) પરિગ્રહધારીને ભ્રષ્ટાચારી પાસસ્થાદિક જૈન વેશધારી સાધુને ગુણરહિત છતા લૌકિક સ્વાર્થ સાધવાની દ્રષ્ટિથી ગુરૂબુદ્ધિએ માનવા પૂજવા તે લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ (૬) આઠમ પાખી પ્રમુખ લોકોત્તર પર્વને અલોક સબધી ક્ષણિક સુખ અર્થે આરાધવા કે માનવા તે લોકોત્તર પર્વગત મિથ્યાત્વ આમા દ્રષ્ટિબિન્દુ પ્રતિ ખાસ નજર દેવાની છે મિથ્યાત્વ સર્વ દુ ખના કદરૂપ છે કેટલાકને આમા (Tolerence) સર્વ ધર્મપ્રતિ ઉદારતાનો અભાવ દેખાશે, પણ વિચાર કરતા એ શકા નષ્ટ થાય તેમ છે તત્વદ્રષ્ટિથી ખરા ખોટાનો તોલ કરવો એમા ધર્માધતા જેવુ છેજ નહિ, સર્વ ધર્મ પ્રતિ માન ધરાવવુ એ જૂદી વસ્તુ છે આમ્રવૃક્ષને નિબવૃક્ષ એમ ઉભયવૃક્ષ પ્રત્યે સમભાવ રાખવો એનો અર્થ એ નથી કે આબો ને લીમડો ગુણ વિષયમા

સરખા છે ઉભયમા જેમ ગુણ અને ફળ સબંધી ભિન્નતા રહેલી છે તેમ ધર્મોમાં પણ તત્ત્વોની તરતમતા છે જ એમા પરંપરાને કે બાબા વાક્ય પ્રમાણ' ને મહત્વ નજ આપી સમય સારાસારની તુલના કરી સત્યગ્રહણવૃત્તિને જ અગત્ય ને શ્રેષ્ઠત્વ આપવુ ઘટે

કર્મ બંધન કેવી રીતે થાય છે અથવા તો કર્મ પરંપરાનો વિસ્તાર કેવી રીતે વધે છે એ વિચારતાં ઉપરના ચાર કારણો મુખ્ય રીતે ભાગ ભજવી રહેલા દૃષ્ટિગોચર થાય છે પણ એની ચોકસતા જાણવા ખાતર ચૌદ પ્રકારની દશાઓ જ્ઞાનીઓએ દેખાડેલી છે, એના પરથી એ સબંધી સ્પષ્ટ ખ્યાલ આવે તેમ છે એને ગુણસ્થાનક કહેવામા આવે છે

ગુણ=સત્ લક્ષણની ખીલવણી અથવા તો આત્માના સાચા સ્વભાવનુ પ્રગટન સ્થાનક=દશા કે સ્થિતિ અગર પગથીયું કે દેરાણ

એ ચૌદ સ્થાનને નિમ્ન લિખિત ચાર રીતે વહેંચી દેતા વસ્તુનુ સહજ ભાન થઇ શકે છે (૧) મિથ્યાત્વ આદિ જ્યા ચારે પ્રકારના કર્મબંધ કામ કરે તે મિથ્યાત્વ દશા (૨) જ્યા અવિરતીપણું કષાય અને યોગરૂપ ત્રણ પ્રકારના કર્મબંધ કામ કરે તે અવિરતિ દશા (૩) જ્યા માત્ર કષાય અને યોગનું જ પ્રવર્તન નજરે આવે છે તે કષાય દશા (૪) જ્યા કેવળ યોગનું જ સામ્રાજ્ય વર્તે છે તે યોગ દશા ચૌદમાનુ પ્રથમ પહેલા વિભાગમા આવે છે, બીજાથી છઠ્ઠા સુધી બીજો વિભાગ સાતથી બાર સુધી ત્રીજો વિભાગ અને તેર ચૌદનો ચોથો ગુણસ્થાનની ગણત્રી ક્રમાનુસારિણી નથી એટલે કે એ વાર પહેલેથી ક્રમ પ્રમાણે ચોથા સુધી ચઢી આવનાર પાછો પહેલે ન જ જાય એમ નથી એનુ ધોરણ ન્યાયના નિયમ અનુસારે આત્મિક અધ્યવસાય ઉપર અવલબે છે પ્રાત કાળે જે વ્યક્તિ ચોથે ગુણસ્થાનકે વર્તતી હોય તે મધ્યાન્હે અધ્યવસાયના પરિવર્તનથી પહેલે પણ આવી જાય પ્રાત કાળથી મધ્યાન્હ સુધીનો કાળ એ તો ઉદાહરણ રૂપે છે બાકી ભાવોનુ પલ

ટાવાપણુ તો સમયે સમયે થઈ ગયુ હોય છે એ ચૌદે સ્થાનોનો વિચાર અને કર્મબધની દષ્ટિએ ટુકમા કરીએ

(૧) મિથ્યાત્વ ગુણ સ્થાનક—આ દશામા વર્તતી વ્યક્તિને સત્ય પ્રત્યે હદ ઉપરાતનો અણગમો હોય છે મિથ્યાત્વના સ્વરૂપમા અને આ સ્થિતિમા ફેર માત્ર એટલો જ છે કે ઉપર કહી ગયા તે એનુ વર્ણન કે સ્વભાવદર્શક ચિત્ર છે જ્યાં આ સ્થિતિ તો કર્મબધનના પાયા રૂપ છે કર્મોનું બધન શરૂ થઈ ચુકેલ હોય છે, તેનાથી જેમ જેમ આગળ વધીએ તેમ તેમ કર્મોનુ અશત નિકદન વધતુ જવાનુ વિશ્વનો મોટો ભાગ આ સ્થિતિમા વર્તતો હોવાથી તેમજ સમાગ્ર વર્તી જીવો સાથનુ એ પ્રારભિક સ્થાન હોવાથી શરૂઆત તેનાથીજ થાય એટલા પુરતુંજ એ ગુણનુ સ્થાન આ દશામા વર્તતો જીવ નીચે દર્શાવેલા કર્મો ઉપાર્જન કરવાના લીનવાળો છે અર્થાત એટલા કર્મોના બધ તેને પડી શકે, અગર તો તેની યોગ્યતા તેટના કર્મો અર્જન કરવાની છે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ વેદનીય બે, મોહનીય છવીશ, આયુના ચાર, નામના ચોસઠ, ગોત્રના બે, અને અતરાયના પાચ મળી ૧૧૮ પ્રકારના કર્મોનો બધ પડી શકે નિમ્ન નિખિત સોળકર્મોનો બધ આ ગુણ સ્થાનક સિવાય બીજે પડેજ નહીં

૧ મિથ્યાત્વમોહિની, ૨ નપુસક વેદ, ૩ નર્કાયુ ૪ નર્કગતિ ૫ એકેદ્રિયપણુ, ૬ બેઈદ્રિયપણુ, ૭ ત્રિઈદ્રિયપણુ ૮ ચોરિદ્રિયપણું ૯ છેવટ્ઠુ સઘયણ, ૧૦ હુંડસસ્થાન, ૧૧ નર્કાનુપૂર્વી, ૧૨ આતપ નામ કર્મ, ૧૩ સ્થાવર નામ કર્મ, ૧૪ સુક્ષ્મ નામ કર્મ, ૧૫ અપર્યાપ્ત નામ કર્મ, ૧૬ સાધારણ નામ કર્મ

(૨) સાસ્વાદન ગુણસ્થાનક—આ સ્થાનની સ્થિતિ લાબો સમય રહેતી નથી, એટલે કે જમણુ બાદ છીલમા આપેલ વાનીનો સ્વાદ જેમ અલ્પ સમય ટકે છે ગુસ્સો ઉતરી જવા પછી કિવા જમણુ જમી રહ્યા પછી જેમ નહિ જેવી પૂર્વની દેખાતિ અનુભવે છે એવુ અહીં પણ સમજવુ નીચેના ૨૫ કર્મો આ દશામાં વર્તતા જીવને

બંધાવા જેવા છે આ તો નિમિત્ત જેવા છે બાકી બંધ તો આત્માના અધ્યવસાય પર અવલંબે છે ૧ તિર્યંચ ગતિ ૨ તિર્યંચાયુ ૩ તિર્યંચાનુપૂર્વી ૪ થીણદ્ધિનિદ્રા, ૫ નિદ્રાનિદ્રા ૬ પ્રચલાપ્રચલા ૭ દુર્ભાગ્ય નામ કર્મ ૮ દુસ્વર ૯ અનાદેય ૧૦/૧૩ અનંતાનુબંધી કષાયની ચોકડી ૧૪ ન્યગ્રોધ સંસ્થાન ૧૫ સાદિ સંસ્થાન ૧૬ કુબ્જ સંસ્થાન, ૧૭ વામન સંસ્થાન, ૧૮ ઋષભનારાચ સંઘયણ ૧૯ નારાચ ૨૦ અર્ધનારાચ ૨૧ કિલીકા ૨૨ નીચગોત્ર ૨૩ ઉદ્યોત નામ કર્મ ૨૪ અશુભ વિહાયો ગતિ, ૨૫ સ્ત્રી વેદ

પ્રથમના ૧૧૭ માંથી મિથ્યાત્વગુણ સ્થાનક સિવાય અન્યત્ર જેનો સદ્‌ભાવ નથી એવા આગાઉ વર્ણવેલા ૧૬ જતા બાકી રહેલા ૧૦૧ કર્મભેદોનો બંધ અહીં વર્તે છે આ સ્થાનકે પાચ મિથ્યાત્વના કારણભૂત કર્મો કે આહારક યોગ વા આહારક મિશ્રયોગ કામ કરતા નથી એ ભુલવુ જોઈતુ નથી કે આપણે આ વાત કરી રહ્યા છીએ તે કેવળ બંધન આશ્રિત છે કર્મોની બંધન ઉપરાંત ઉદય ઉદીરણા અને સત્તારૂપ બીજી ત્રણ દશા છે તેની સામાન્ય સમજણ આ પ્રમાણે (૧) બંધ કે જીવને કર્મ સંબંધ રીતે કે ચોટી જવાની ક્રિયાને કહેવામા આવે છે (૨) ઉદય કે જે કર્મોના પાકવાથી ફળ પરિણામ દેખાડતી દશા એટલે કે ભોગવવાનો સમય (૩) ઉદીરણા એવી વસ્તુ છે કે તે વડે કર્મોના પરિપાક સમય આવ્યા પૂર્વે તપાદિ સાધનો મારફતે તેમને ભોગવી લેવાની દશામા મુકવા તે અર્થાત્ ઉત્તેજના કરી ભોગ સન્મુખ કરવા (૪) સત્તા તેજ વસ્તુનું નામ છે કે જે કર્મો બંધાય અને તેનાથી સતત છુટા થયા વચ્ચેની સ્થિતિ બતાવે છે એટલે કે ભોગવાયા વિનાના-સુતા કર્મોનો પુંજ કર્મને નષ્ટ કરવાની ત્રણ રીતનો પણ એ સાથે વિચાર કરી લઇએ ૧ ઉપશમ=દબાવવુ તે અર્થાત્ કર્મ જાગ્રત થવાનો કે લાગવાનો સંભવ જણાતા તરત જ ઈચ્છા શક્તિથી તેને દબાવી દેવાનુ કાર્ય ૨ ક્ષયોપશમ=થોડે અંશે દબાવવુ અને થોડે અંશે

ઉદયમા આવવા દેવુ તે ૩ ક્ષાયિક—સર્વથા યાને જડમૂળથી ક્ષય કરી નાખવાનુ કાર્ય

(૩) મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનક આની સ્થિતિ અર્ધ્દ્ર ૮ સમયની પ્રથમ ગુણસ્થાનકે વર્તતી દશા પરથી આપણે જોયુ કે ત્યા સત્ય માટેનો યો એ અણગમો છે, જ્યારે બીજા સાસ્વાદને મિથ્યાત્વ પ્રત્યે કંઇ અંશે નમાણ યાને અંકુરા જેવુ છે ત્યારે અત્રે નથી તો સત્ય પ્રત્યે અનુરાગ કે અણગમો હોતો માત્ર નજર સામે તે રજુ થાય છે ત્યારે વળગણ વિનાની દશા વર્તે છે આવી દશા પ્રાપ્તિના કારણભૂત મિશ્ર મોહનીય કર્મ છે

બીજે રહેલી ૧૦૧ પ્રકૃત્તિમાથી માત્ર બીજા ગુણસ્થાનકે જેનો સદ્ભાવ છે એવી આગળ નિર્દિષ્ટ કરેલી ૨૫ પ્રકૃત્તિયો જતા ૭૬ રહે છે વળી અત્રે દેવાયુ કે નરકાયુનો બંધ પણ ન પડે એટલે એ બે જતાં ૭૪ કારણ કે મિશ્રદૃષ્ટિ પરભવનુ આયુ બાંધી શકે નહિ એવુ આગમ વચન છે જે પચીશની અહીં મના કરવામા આવી છે તેમા તિર્યંચાયુને ઉદ્યોત તિર્યંચ પ્રાયોગ્ય હોવાથી તેમજ એ સિવાયની બાકીની ૨૩ તીન સકટેરો બંધાતી હોવાથી મિશ્ર અને તેથી આગળના ગુણસ્થાનકોમા એનું બધન ન હોય

(૪) અવિરતિ સમ્યક્ત્વ ગુણસ્થાનક—ઉપર કહેલી ૭૪ મા જિનનામ તેમજ દેવાયુ અને મનુષ્યાયુ રૂપ ત્રણ ઉમેરતા ૭૭ પ્રકૃત્તિનો બંધ હોય જિન નામનો બંધ સમ્યક્ત્વ પ્રત્યયિક હોવાથી પ્રથમના ત્રણ ગુણસ્થાનકે નજ હોય

(૫) દેશવિરતિ ગુણસ્થાનક—અહીં વજ્ર રૂપભ નારાચ સઘયણ મનુષ્યગતિ-આયુ અને આનુપૂર્વીરૂપ ત્રિક-અપ્રત્યાખ્યાનીય કષાયની ચોકડી—ઔદારિક શરીર ને તેના અંગોપાંગરૂપ દશ કર્મ પ્રકૃત્તિઓનો બંધ ન હોવાથી ૬૭ બાકી રહે દેશવિરતિ આ દશ ન બાંધે, કેમકે આ સ્થિતિ કષાયચતુષ્ક વિનાની છે મનુષ્યગતિ પ્રાયોગ્ય હોવાથી સમ્યક્દૃષ્ટિ દેવતા અને નારકી તે બાંધી શકે પણ તેમને આ ગુણસ્થાનક હોતુ નથી.

જ્યારે મનુષ્ય તથા તિર્યંચ તો આ ગુણસ્થાનકે વર્તતા દેવાયુ જ બાંધે તેથી ઉક્ત ૭ તેમજ બીજી કષાય ચોકડીનો તેમને ઉદય ન હોવાથી તે મેળવતા કુલ ૧૦ ન બાંધે આય એવો નિયમ છે કે જે કર્મને ભોગવે તેને બાંધે

(૬) સર્વ વિરતિ પ્રમત્ત ગુણસ્થાનક–ત્રીજા પ્રત્યાખ્યાનીય કષાય ચતુષ્કને વર્જતા અહીં ૬૩ નો બંધ હોય ત્રીજી કષાય ચોકડીનો અહીં ઉદય નથી તેથી બંધ પણ નથી

(૭) અપ્રમત્ત ગુણસ્થાનક–ઉક્ત ૬૩ માંથી ૧ શોક, ૨ અરતિ, ૩ અસ્થિર, ૪ અશુભ, ૫ અયશ ૬ અશાતા વેદનીય રૂપ ૭ પ્રકૃત્તિઓ વ્યુચ્છેદ પામે એટલે કે એ છના નિમિત્તભૂત જે પ્રમાદ તે અહીં ન હોય–અધ્યવસાય વિશુદ્ધ હોય એટલે બંધે ન પડે આમ ૫૭ બાકી રહે તેમાં આહારક શરીર તથા એના અંગોપાંગ રૂપ દ્વિક કે જે ખાસ અપ્રમત્તજ બાંધે તે મેળવતા કુલ ૫૯ થાય વળી એ વિશેષતા છે કે દેવતાનું આયુ તો પ્રમત્તજ બાંધવા માંડે (અપ્રમત્ત અતિ વિશુદ્ધ ને સ્થિર પરિણામી હોવાથી ન બાંધે, કારણ કે આયુનો બંધ અવિશુદ્ધને અસ્થિર પરિણામ પર અવલંબે છે ) પણ કોઈક બાંધી ન રહે ત્યાંતો અપ્રમત ગુણઠાણે આવે તો ત્યાં પુરૂ કરે તેટલા કારણથી ત્યા પણ બંધ કહેવાય તે વેળા ૫૭+૧ દેવાયુ=૫૮ ગણાય નહિતર ૫૭+૨=૫૯ હોય

(૮) અપૂર્વકરણ ગુણસ્થાનક—આ ગુણઠાણાને સાત ભાગમા વહેચવાથી બંધની પ્રક્રિયા સમજવી સુલભ પડે છે પહેલા ભાગે આગળ કહ્યા પ્રમાણે ૫૮ નો બંધ હોય તેમાથી નિદ્રા નિદ્રાનિદ્રા, બાદ કરતા બીજાથી છઠા ભાગ પર્યંત ૫૬ નો બંધ હોય દેવગતિ દેવાનુપૂર્વી, પંચેદ્રિય જાતિ શુભ વિહોયોગતિ ત્રસ બાદર પર્યાપ્ત પ્રત્યેક સ્થિર શુભ, શુભગ સુસ્વર આદેય (ત્રસનવક) વૈક્રિય, આહારક તૈજસ કાર્મણરૂપ દેહ ચતુષ્ક વૈક્રિય અને આહારકના

અંગોપાંગ, સમચતુસ્ર સંસ્થાન, નિર્માણ નામકર્મ, જીન નામકર્મ, વર્ણ, ગંધ, રસ, ને સ્પર્શ મળી ચાર તથા અગુરૂ લઘુ ઉપઘાત, ઉચ્છવાસ મળી કુલ ત્રીશ પ્રકૃત્તિઓનો અંત કરીએ ત્યારે સાતમે (છેલ્લે) ભાગે ૨૬ પ્રકૃતિઓનો બંધ હોય છે

(૯) અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક—પુર્વે વર્ણવેલી ૨૬ માંથી, હાસ્ય રતિ, જુગુપ્સા, ભય, મળી ચારને કમી કરતાં ૨૨ રહે તે આગુણઠાણાના પ્રથમ વિભાગે સમજવી. અગાઉ માફક અત્રે પણ પાંચ ભાગ પાડવાના છે તેથી પહેલાની ૨૨ માંથી પુરૂષ વેદ જતાં બીજે ૨૧ સંજ્વલન ક્રોધ જતાં ત્રીજે ૨૦, સંજ્વલન માન જતાં ચોથે ૧૯ અને સંજ્વલન માયા જતાં પાંચમે ૧૮ નો બંધ હોય

(૧૦) સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનક—અનુક્રમે સંજ્વલનનો લોભ જતાં આ ગુણઠાણે માત્ર સત્તર પ્રકૃતિઓને બંધ હોય

(૧૧) ઉપશાંત મોહ ગુણસ્થાનક—આ સ્થિતિ પ્રાપ્ત થતાં સાંપરાયિક યાને કષાય વડે જે બંધાય છે તેવી નિમ્નલિખિત ચક્ષુ અચક્ષુ, અવધિ ને કેવળ રૂપ ચાર દર્શનાવરણીય તથા ઉચ્ચગોત્ર, યશનામ કર્મ તેમજ જ્ઞાનાવરણીય અને અંતરાય કર્મની પાંચ પાંચ ગણાતાં કુલ ૧૦ મળી સરવાળે ૧૬ પ્રકૃતિનો છેદ થાય છે કારણ કે આગળ કષાયનો ઉદય હોતો નથી. ચાલુ ગુણઠાણે માત્ર યોગ પ્રત્યયિક એક શાતા વેદનીયનો જ બંધ છે

(૧૨) ક્ષીણમોહ તથા (૧૩) સયોગી કેવલી ગુણસ્થાનકે માત્ર એક શાતા વેદનીયનો જ બંધ છે

(૧૪) અયોગિ કેવલી ગુણસ્થાન—ઉપરોક્ત શાતા વેદનીયનો બંધ છે તે પણ બે સમયની સ્થિતિનો હોવાથી એક સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે એટલે સયોગિ ગુ૦ સ્થા૦ ના અંતે તે બંધનો પણ અંત આણે

લોકસ્વરૂપ

નરક જીવોના સાત પ્રકાર છે તેમના રહેઠાણને નરકભૂમિ કહેવાય છે રત્નપ્રભા, શર્કરાપ્રભા વાલુકાપ્રભા, પંકપ્રભા, ધુમપ્રભા, તમ પ્રભા અને મહાતમ પ્રભારૂપ અનુક્રમે તેમના નામો છે આપણે વસીએ છીએ તે પૃથ્વી તેમજ દરેક પ્રકારની નારકભૂમિ એ સર્વ અનુક્રમે ધનોદધિ, ધનવાત અને તનવાતના આધારે રહેલ છે તનવાત આકાશના આધારે રહેલ છે, જ્યારે આકાશ સ્વય પ્રતિષ્ઠિત છે એટલે તેને કોઇનો આધાર નથી તેમ તેને તે પ્રકારના આધારની જરૂર પણ નથી

લોકના ત્રણ ભાગ છે ૧ ઉર્ધ્વ ૨ મધ્ય ૩ અધો એને ચૌદ રાજલોક પણ કહેવાય છે મેરૂ પર્વતની સપાટીથી ૯૦૦ યોજન નથી અધિક ઉંચો પ્રદેશ તે ઉર્ધ્વલોક છે મેરૂ પર્વતની સપાટીથી ૯૦૦ યોજન નીચેનો પ્રદેશ તે અધોલોક છે અને મેરૂ પર્વતની સપાટીથી ૯૦૦ યોજન ઉંચે અને ૯૦૦ યોજન નીચે મળી ૧૮૦૦ યોજનનો જે પ્રદેશ તે મધ્ય લોક છે

અધોલોક ઉંધા શકોરા જેવો છે તેમા સાત નારક પૃથ્વીઓ છે જેમાં સાત પ્રકારના નારક જીવો વસે છે ઉર્ધ્વલોકનો આકાર પખાજના જેવો છે એટલે કે એક છતા શકોરા પર એક ઉંધુ શકોરૂં ઢાંકતા જે આકાર બને તેના પ્રકારનો છે તેનું પ્રમાણ સાત રાજમા નવસો યોજન ન્યૂન છે તેમા બાર પ્રકારના વિમાનવાસી દેવો તથા નવગ્રૈવેયક ને પાચ અનુત્તર વિમાનવાસી દેવોનો વાસ છે તેની ઉપર સિદ્ધશિલા પર કેટલેક દૂર મુક્ત જીવોનો વાસ છે મેરૂ પર્વતની ઉપરનીચેનો મળી જે ૧૮૦૦ યોજનનો પ્રદેશ છે તે મધ્ય લોક તેમા તિર્યચમનુષ્ય, ભુવનપતિ, વ્યતર અને વાણુવ્યતર દેવો તેમજ જ્યોતિષ્કદેવોનો વાસ છે આ મધ્યલોકમા અસંખ્યાત દ્વિપ સમુદ્રો છે તે એક રાજ પ્રમાણ લાંબો અને એકરાજ પ્રમાણ પહોળો

છે તે ગોળાકારે છે એટલાજ પ્રમાણની તેની પહોળાઇમાં, તેમજ તેજ રાજપ્રમાણ ઉર્ધ્વ અને અધોલોકની પહોળાઇમાં માત્ર સ્થાવર અને ત્રસ જીવોનો વાસ છે, અને તે ઉપરની અધો અને ઉર્ધ્વલોકની પહોળાઇમાં માત્ર સ્થાવર જીવોનો જ વાસ છે, એટલે કે ત્રસ જીવોને રહેવાનું સ્થાન જે ત્રસનાડી છે તે એક રાજ પ્રમાણ પહોળી અને ચૌદરાજ પ્રમાણે લાંબી છે આ પ્રમાણે ત્રિલોક કે ચૌદ રાજ લોકનું સ્વરૂપ છે તેની બહાર અલોક છે, ત્યાં માત્ર આકાશ છે પણ જીવોનો વાસ નથી એ જોતાં બધી પૃથ્વીઓ સમશ્રેણીએ એટલે એક સપાટીપર નથી પણ ચૌ માળના ઘર જેવી છે વળી તેમાંના રાજનું પ્રમાણ ઓછુવત્તુ છે તેના ચોકસ્સ આકડા નથી અધોલોકની નારક પૃથ્વીઓ લંબાઈ પહોળાઇમાં સરખી નથી ઉપરની પૃથ્વી કરતા નીચેની પૃથ્વી પૃથુતર (વધારે પહોળાઇ વાળી) છે, વળી તે એક બીજાને અડકેલી પણ નથી કેમકે તેની વચ્ચે ઘનોદધિ ઘનવાત તનવાત અને આકાશ અનુક્રમે રહેલા છે અધોલોક નવસો યોજન ન્યુન સાતરાજ પ્રમાણ છે તેમાં રત્નપ્રભાદિ સાત પૃથ્વીઓ ઉપર કરતા નીચે અધિક વિસ્તારવાળી છે પહોળાઇમાં અસખ્યાત યોજન છે અને લંબાઈ વા ઉંચાઇનો ક્રમ એકલાખ એંશીહજાર, એકલાખ બત્રીશ હજાર, એકલાખ અઠાવીશ હજાર, એકલાખ વીશહજાર, એક લાખ અઢારહજાર એકલાખ સોળહજાર, એકલાખને આઠહજાર યોજન પહેલીથી સાતમી સુધી છે તે દરેકની નીચે વીસહજાર યોજન સુધી ઘનોદધિ છે, તે પછી ઘનવાત ને તનવાતના (દરેકના) સાત સાત વલય કે કુંડાળા છે અને તેની નીચે આકાશ છે નારક જીવોનો વાસ તો માત્ર તેમાની ત્રસનાડી કે જે એકરાજ પ્રમાણે પહોળી છે તેમાજ છે દરેક પૃથ્વીના નામ પ્રમાણે ગુણ છે દાખલા તરીકે પહેલીનું નામ રત્નપ્રભા છે તો તે રત્નપ્રધાન છે બીજી કકર ત્રીજી રેતી, ચોથી કાદવ, પાચમી ધુમાડા, છઠ્ઠી અંધકાર અને સાતમી ઘોર અંધકાર વાળી છે રત્નપ્રભા પૃથ્વીના ત્રણ ભાગ છે સૌથી ઉપરનો

પહેલો ભાગ ૧૬૦૦૦ યોજનનો છે કે જે રત્નજડેલ હોવાથી રત્ન પ્રચુર ખરભાગ કહેવાય છે તેની નીચેનો બીજો ભાગ ૮૪૦૦૦ યોજન પ્રમાણ કાદવ યુક્ત હોવાથી પંક બહુલ કહેવાય છે અને છેલો ભાગ ૮૦ ૦૦૦ યોજન પ્રમાણ જળમય હોવાથી જળબહુળ કહેવાય છે બાકીની છ નારક પૃથ્વીના આ. કે ભાગ નથી ત્યા સર્વ જમીન ઉપર ક્ત્ત મુજબ સર્વત્ર સરખી છે

પ્રથમ છ નારક ભૂમિમાથી દરે ના ઉપર અને નીચે હજાર યોજન લેખે ૨૦૦૦ યોજન બા. કરતા બાકીનો ભાગ રહે તેમા તે તે પ્રમ ના જીવો વસે છે સાતમી નારક ભૂમિમાથી ઉપર નીચેના થઈ ૧૦૫૦૦૦ યોજન બા કરતા બાકીના ભાગમા જીવોનો વાસ છે દરેક નરક ભૂમિમા અનુક્રમે ૧૩, ૧૧ ૯ ૭ ૫ ૩ અને ૧ એ પ્રમાણે કુલ ૪૯ પ્રતર કે માળ હોય છે તેમા અનુક્રમે ત્રીસ, પચીસ ૫દર દશ ત્રણ લાખ તેમજ પચાણુહજાર ને પાચ હજાર મળી એશ્રી ચોરાશીલાખ નરકાવાસા છે દરેક પ્રતર વચ્ચે અતર હોય છે અને તેની જાડાઈ કે ઉચાઇ ત્રણ હજાર યોજનની છે તેમા ઉપર નીચે હજાર પ્રમાણ ભૂમિનિવિડ છે તે સિવાયની એક હજાર યોજન ભૂમિમા નારકજીવો વસે છે બાકી રહેલ જગા ખાલી છે રત્નપ્રભાના પ્રથમ 'સીમતક'થી માડી મહાતમ પ્રભાના 'અપ્રતિષ્ઠાન' પ્રતર સુધીના નરકાવાસા વજ્રના નળ જેવા છે તે દરેકનો આકાર પણ સરખો નથી તેમાના કેટલાક ગોળ કેટલાક ચોરસ કેટલાક ત્રિકોણ કેટલાક લબચોરસ કેટલાક હાડી જેવા કેટલાક લોખડના ઘડા જેવા એમ જુદા જુદા આકારના છે આ ગતિના જીવોને શુભ પરિણામનો દુર્લભ છે તેઓને નિરતર અશુભ અને અધિક અશુભ લેશ્યા પરિણામ શરીરવેદના તેમજ વિક્રિયા હોય છે પ્રથમની બે નરકભૂમિમા કાપોત લેશ્યા ત્રીજીમા નિલ તથા કાપોત, ચોથીમા નિલ પાચમીમા નિલ તથા કૃષ્ણ અને છઠ્ઠી તથા સાતમીમા કૃષ્ણ લેશ્યાજ હોય છે આ લેશ્યાઓ પણ અનુક્રમે અધિકને અધિક સકલિષ્ટ (મલીન) પરિણામ વાળી હોય છે

બંધન, ગતિ, સન્થાન, ભે , વર્ણ રસ ગંધ, સ્પર્શ, અગુરલઘુ અને શબ્દ રૂપ દશપરિણામના પુદ્ગળો પણ આ ભૂમિમા અશુભતર પરિણામવાળાજ હોય . કેમકે આ ભૂમિઓ અશુભતર, અંધકાર મય અને અશુચિ પદાર્થો વડે લેપાયેલ છે પીંછા ખેચી લીધેલા પક્ષી જેવા રૂર, કરૂણા ઉપજાવે તેવા બિભત્સ (ગંદા), ભયકર અને નિંદનીય આકૃત્તિવાળા તેમજ નિરતર દુખી અને અપવિત્ર શરીર આ જીવોને પ્રાપ્ત થયા હોય છે પહેલીમા ાાા ધનુષ્યને ૬ અગુળનુ શરીર પ્રમાણુ છે અને ત્યાર પછીથી બમણુ બમણુ માપ સમજી લેવુ આ જીવોને ત્રણ પ્રકારની વેદના ભોગવવી પડે છે,

(૧) ક્ષેત્ર વેદના—આ પ્રકારની વેદના ૧—૨—૩ નરકમા ઉષ્ણ ૪ મા ઉષ્ણશીત ૫ મા શીતોષ્ણ અને ૬—૭ મા શીત હોય છે ઉત્તરોત્તર તીવ્રતર હોય છે

(૨) અન્યોઅન્યકૃત વેદના—આ જીવો ઉદરબિલાડી માફક જન્મવેરી હોય તેવી રીતે પરસ્પર મારપીટ કર્યા કરે છે આ ઉપરાંત તાડન—પીડન, આક્રદન અને ક્રોધ પણ બતાવ્યા કરે છે

(૩) પરમાધામીકૃત વેદના—આ ત્રીજી વેદના પ્રથમની ત્રણ નરક સુધીજ હોય છે પરમાધામી એક પ્રકારના અસુર દેવ છે પણ સ્વભાવે ક્રૂર કુતુહળી, અને પાપરત હોય છે આમ હોવાથી અન્ય જીવોને સતાપી, પ્રહાર કરી, દુખી જોઇ તેઓ આનદ પામે છે આ અસુરોને સુખસામગ્રી હોવા છતા, કર્મથી પ્રેરિત થઈ તેઓ પાપારભ કરી ખુશી થાય છે ઉપરોક્ત ત્રણે પ્રકારની વેદના ગમે તેટલી તીવ્ર હોવા છતા પણ નારકજીવોને ભોગવવી પડે છે કેમકે તેમનુ આયુષ્ય અનપવર્તનીય હોવાથી તૂટી શક્તુ નથી, તેમજ ત્યા તેમને કોઈનુ શરણ પણ નથી તેઓની વિક્રિયા પણ અશુભતર હોય છે તેમ હોવાથી શુભ કરવાની ઈચ્છા કરતા છતા અશુભ વિક્રિયાજ થાય છે, અને તેથી દુખી થઈ તેનો ઈલાજ કરવા જતા તે

ઈલાજ જ મહા દુ ખરૂપ થઈ પડે છે તેમના દુ ખના પ્રમાણનુ વર્ણન કોણ કરી શકે? વળી વિશેષમા ભુખ તરસનુ દુ ખ તેમને તીવ્ર હોય છે કેમકે ગમે તેટલુ ખાવા છતા તેમજ ગમે તેટલુ પીવા છતા પણ તેઓ ભુખ તરસનો જ અનુભવ કરે છે અને તેમના હોઠ, કંઠ અને હોજરી હમેશા સુકા અને ખાલી હોય છે આ જીવોને વિભગજ્ઞાન હોય છે જે વડે આવતા દુખોના હેતુઓ જાણી શકે છે પણ તે જાણીને તેઓ અતિ વૈરભાવ ધારણ કરી માહોમાહે લડે છે એટલી વિશેષતા છે કે મિથ્યાત્વી જીવો તો અરસપરસ દુ ખ આપે છે જ્યારે સમક્તિવત જીવો આવી પડતા દુ ખને સહન કરે છે પણ સામુ દુ ખ ઉપજાવતા નથી તેમનુ આયુષ્ય અનુક્રમે ૧ ૩ ૭, ૧૦, ૧૭, ૨૨, અને ૩૩ સાગરોપમનુ ઉત્કૃષ્ટથી હોય છે અને જઘન્યથી અનુક્રમે દશ હજાર વર્ષ, ૧, ૩ ૭ ૧૦, ૧૭ અને ૨૨ સાગરોપમનુ છે અસજ્ઞી પ્રાણી પહેલી ભુજ પરિસર્પ બીજી પક્ષીઓ ત્રીજી સિંહ ચોથી, ઉરપરિસર્પ પાચમી, સ્ત્રી છઠ્ઠી અને મનુષ્ય તથા મત્સ્ય સાતમી નારક સુધી જઈ શકે છે એટલે કે માત્ર તિર્યંચ અને મનુષ્ય જ નર્કમા ઉત્પન્ન થાય છે ભવ પરિસ્થિતિ રૂપે નારકજીવ પાછો મરીને મનુષ્ય તિર્યંચ થાય પણ તે નરક કે દેવ ભુમિમા ઉત્પન્ન નજ થાય પહેલી, બીજી અને ત્રીજી નર્ક ભૂમિમાથી નીકળેલ કોઈ જીવ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી તિર્થંકર પણ થઈ શકે છે, ચોથીથી નિકળેલ કોઈ જીવ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી મોક્ષ પણ મેળવી શકે છે, પાચમીથી નિકળેલ નરભવ પામી માત્ર સયમ ધર્મનું પાલન કરી શકે છે છઠ્ઠીથી નિકળેલ નરભવ પામી દેશવિરતિપણુ જ પામી શકે છે અને સાતમી વાળો તિર્યંચપણુ પામી સમક્તિ પામી શકે છે અર્થાત્ ઉપર દર્શાવેલ મર્યાદાથી આગળ જઈ શકતા નથી

પહેલી નારકભૂમિનો ઉપરનો ભાગ મધ્યલોકના નીચેના ભાગ સાથે મળેલો છે તેથી તેમા દ્વિપ સમુદ્ર પર્વત, ગામ નગર, સરોવર,

વનસ્પતિ આદિ હોય છે અને તેમા તિર્યંચ, મનુષ્ય અને દેવોનો વાસ છે, બાકીની નારભૂમિમા ઉપરોક્ત કંઇ નથી તેમજ તેમા બાદર વનસ્પતિમય, બેઇંદ્રિયથી માંડી પંચેદ્રિય તિર્યંચ, મનુષ્ય પણ હોતા નથી, એટલે ત્યા નાર-જીવો ઉપરાંત કેટલાક એકેંદ્રિય જીવો માત્ર હોય છે આમ હોવા છતા કોઇ પ્રસંગે બીજીથી છઠ્ઠી નારક ભૂમિ સુધી મનુષ્ય તિર્યંચ ને દેવનો સંભવ ઉત્પન્ન થાય છે મનુષ્યનો સંભવ કેવળી સમુદ્‌ઘાત કરનાર પોતાના આત્મ પ્રદેશ જ્યારે સર્વ-વ્યાપી બનાવે છે ત્યારે સાતે નારક ભુમિ સુધી હોય છે તેમજ ઉત્તર વૈક્રિય લબ્ધિધર મનુષ્ય કે તિર્યંચ છ નારકભૂમિ સુધી જઇ શકે છે, પણ ત્યાથી આગળ તેઓ જઇ શકતા નથી. દેવ પણ પોતાના પૂર્વ જન્મના મિત્રાદિને વિષે મોહ પામી તેમને તે દુ ખમાથી છોડાવવાના ઉદ્દેશથી પ્રથમની ત્રણ નારક સુધી જઇ શકે છે, તેથી આગળ જવાની શક્તિ હોવા છતા આચારવશ હોવાથી આગળ જતા નથી પરમાધામી દેવો તો નરકપાળ કહેવાય છે તેઓ અસુરકુમાર ભુવનપતિ જ્યા ઉત્પન્ન થાય છે ત્યાજ પહેલી નરકભૂમિમા ઉત્પન્ન થાય છે અને બીજી ત્રીજી નારના જીવોને દુ ખ ઉપજાવવા ત્યા સુધી જાય છે

મધ્યલોકમા જમ્બુદ્વિપ આદિ શુભ નામવાળા અસખ્ય દ્વિપો અને લવણ આદિ શુભનામ વાળા અસખ્ય સમુદ્રો છે તેમા જમ્બુદ્વિપ સર્વની મધ્યમા છે, જ્યારે સ્વયભૂરમણ સમુદ્ર સૌથી છેલ્લો છે

આ પ્રમાણે અસખ્યદ્વિપ અને સમુદ્ર હોવા છતા માત્ર ત્રણ દ્વિપ અને બે સમુદ્ર વિષે વિશેષ જાણવાનુ પ્રાપ્ત થાય છે કેમકે તેની આગળના દ્વિપોમા મનુષ્યોની વસ્તી નથી. મધ્યનો જમ્બુદ્વિપ થાળીની માફક સપાટ અને ગોળ છે તેનો વિસ્તાર લાખ યોજનનો છે આ દ્વિપની વચમા મેરૂ પર્વત છે અને તેમા ભરત, હૈમવત, હરિવર્ષ વિદેહ રમ્યક હિરણ્ય અને ઐરવત રૂપ સાત ક્ષેત્રો દક્ષિણથી ઉત્તર દિશામા ક્રમસર આવેલાં છે તેમને જુદા પાડનાર હિમવાન, મહા હિમવાન, નિષધ, નીલ, રૂક્મિ અને શિખરીનામા છ વર્ષધર પર્વતો છે

જંબુદ્વિપથી બમણા વિસ્તારનો લવણ સમુદ્ર છે જે તે દ્વિપને વિંટાઇને રહેલો છે લવણ સમુદ્રની ચાર બાજુ ધાતકી ખંડ છે, તેમાં જંબુદ્વિપથી બમણા પર્વત અને ક્ષેત્રો છે એટલે ૧૨ વર્ષધર પર્વત અને ૧૪ ક્ષેત્રો થાય. તેની ચારે બાજુ વિંટળાઇ તેથી બમણા વિસ્તારે કાલોદધિ સમુદ્ર આવેલો છે અને તેની આસપાસ પુષ્કરવર દ્વિપ તેથી બમણા વિસ્તારનો છે પુષ્કરવર દ્વિપનો વિસ્તાર ધાતકી ખંડથી ચાર ગણો હોવા છતાં પણ તેમાં ધાતકી ખંડના જેટલા જ વર્ષધર પર્વતો અને ક્ષેત્રો છે કારણ કે તેના અર્ધભાગે માનુષોત્તર નામા પર્વત આવીના અર્ધભાગને રોકી પડેલો છે આમ પરિસ્થિતિ હોવાથી જંબુદ્વિપ ધાતકી ખંડ અને પુષ્કરવરનો અર્ધદ્વિપ મળી અઢીદ્વિપમાં જ મનુષ્યોની વસ્તી છે માનુષોત્તર પર્વત ઉપર કે તેની બહાર એની પેલી બાજુ મનુષ્યોની વસ્તી કે વાસ નથી.

મનુષ્યો બે પ્રકારના છે આર્ય અને મલેચ્છ દેવકુરૂ અને ઉત્તરકુરૂ કે જે જંબુદ્વિપના વિદેહ (મહાવિદેહ) ક્ષેત્રમાં છે તમને છોડી દઈ બાકીના મહાવિદેહ ભરત અને ઐરવત તે કર્મ ભૂમિઓ છે ત્યાં ધર્મના સંસ્થાપક શ્રીઅરિહંત અને તેમના અનુયાયી રૂપ ચતુર્વિધ સંઘ વર્તે છે તેમજ ત્યાં અસિ (તલવાર) મસિ (શાહી કલમ) અને કૃષિ (ખેતીવાડી) રૂપ ત્રણ પ્રકારના વ્યવસાયથી મનુષ્યો પોતાનું ગુજરાન ચલાવે છે બાકીની ભૂમિઓ અકર્મ ભૂમિઓ કે ભોગભૂમિઓ કહેવાય છે ત્યાં મનુષ્યોને (યુગલિકોને) ગુજરાન ચલાવવા મહેનત કરવી પડતી નથી. કેમકે ત્યાં રહેલા કલ્પવૃક્ષો તેમની ઇચ્છા પૂર્ણ કરે છે અને ત્યાં ધર્મપ્રવર્તક કે તેમનો સંઘ પણ હોતો નથી. મનુષ્ય અને તિર્યંચનું આયુષ્ય જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી ત્રણ પલ્યોપમ પ્રમાણનું છે

જંબુદ્વિપનો વ્યાસ (ઉત્તર-દક્ષિણ અને પૂર્વ-પશ્ચિમની લંબાઈ) એક લાખ યોજન છે, તેથી બમણો લવણ સમુદ્ર તેથી બમણો ધાતકીખંડ તેથી બમણો કાલોદધિ તેથી બમણો પુષ્કરવરદ્વિપ છે એથી

આગળ પણ તેજ પ્રમાણવાળા અસંખ્યા વિસ્તારી દ્વિપ-સમુદ્રો અનુક્રમે અસંખ્ય છે તેમાં છેવટે સ્વયંભુરમણ સમુદ્ર છે જેને મધ્યલોકનો અર્ધભાગ રોકેલ છે

આ દ્વિપ-સમુદ્રની રચના સપાટ-ગોળ થાળીની માફક છે એટલે કે જંબુદ્વિપ લવણ સમુદ્રથી, ને વળી ધાતકી ખંડથી એમ અનુક્રમે વિંટાયેલા છે સર્વ દ્વિપ સમુદ્રની આકૃતિ ગોળ છે મધ્યના જંબુદ્વિપ છે જે બાકીના દ્વિપ-સમુદ્રને વિંટતો નથી, તે ભાગના આ ની માફક ગોળ છે, જ્યારે નગર સમુદ્ર ચુડીના આકારે ગોળ છે જંબુદ્વિપની મધ્યમાં મેરૂપર્વત છે

આ મેરૂપર્વત મૂળમાં (ચારે બાજુએ થઈને) દશ હજાર યોજન વિસ્તારમાં છે, તેની ઉંચાઈ એક લાખ યોજન છે તેમાંના હજાર યોજન જમીનમાં અને નવાણુ હજાર યોજન બહાર સ્થમાન છે જમીન અંદરનો ભાગ (૧૦૦૦ યોજન) મૂળમાં, ૧૦,૦૯૦ ૧૦/૧૧ યોજન વિસ્તારે છે બહારના દૃશ્ય ભાગ ઉપર ચૂલિકા (શિખર) નિકળે છે, તે શિખર પણ હજાર યોજન લાંબા પહોળા તાર છે આ પર્વતના ત્રણ ભાગ છે ૧ લો ભાગ હજાર યોજનવાળો જે જમીનમાં છે તે, બીજો કાંડ (૨ જો ભાગ) ૬૩૦૦૦ યોજન ઉંચો છે અને ત્રીજો કાંડ ૩૬૦૦૦ યોજનનો છે પહેલો ભાગ શુદ્ધ પૃથ્વી રૂપજ છે, બીજો ભાગ ચાંદી-સોનુ સ્ફટિક આદિ રત્નમય છે અને ત્રીજો ભાગ લાલ-સુવર્ણમય પ્રાય છે આ એક લાખ યોજન પછી મેરૂની ચૂલિકા છે કે જે ૪૦ યોજન અને ટોચ પર ચાર યોજન વિસ્તારે છે મેરૂપર્વતના મૂળમાં ભદ્રશાળ વન છે, ત્યાં ઉપર ૫૦૦ યોજન ઉંચે તેટલાજ વિસ્તારનું નંદન વન છે, ત્યાંથી ૬૨૫૦૦ યોજન ઉંચે પાંચસો યોજનના વિસ્તારવાળુ સૌમનસ વન છે ત્યાંથી ૩૬૦૦૦ યોજન ઉંચે એટલે મેરૂની ટોચપર ૪૯૪ યોજનના વિસ્તારનુ પાંડુક વન છે

જંબુદ્વિપના સાત ક્ષેત્ર છે, તે વર્ષ કે વાસ કહેવાય છે ભરત

ક્ષેત્ર દક્ષિણમા અને ઐરવત ક્ષેત્ર ઉત્તરમા આવેલા છે તે દરેક ૫૨૬$\frac{6}{19}$ યોજન એટલે જમ્બુદ્વિપના ૧૯૦ મા ભાગના છે તેમની ઉપર અનુક્રમે હિમવાનને શિખરી પર્વતો છે જે તેનાથી બમણા વિસ્તારના છે તેની ઉપર બમણા વિસ્તારે અનુક્રમે હૈમવત ને હૈરણ્ય ક્ષેત્રો છે તેની ઉપર બમણા વિસ્તારે મહાહિમવાન ને રૂકિમ પર્વતો છે તેની ઉપર બમણા વિસ્તારે અનુક્રમે હરિવર્ષ અને રમ્યક નામના ક્ષેત્રો છે એ ઉપર બમણા વિસ્તારે નિષધને નીલ નામા પર્વતો છે તે બેની મધ્યમા વિદેહ નામનુ ક્ષેત્ર છે જમ્બુદ્વિપના વિદેહને મહાવિદેહ કહેવામા આવે છે એની મધ્યમા મેરૂ પર્વત છે જેનુ સ્વરૂપ ઉપર કહેવામા આવ્યુ આ મહાવિદેહ ક્ષેત્રમા નિષધ પર્વતની ઉત્તરે અને મેરૂ પર્વતની દક્ષિણે સો કાચનગિરિ ચિત્રકુટ અને વિચિત્રકુટ આદિ પર્વતો વડે શોભિત દેવકુરૂ નામની ભોગભૂમિ છે તેજ પ્રમાણે મેરૂપર્વતની ઉત્તરે અને નીલ પર્વતની દક્ષિણે બે યમક પર્વત વડે શોભિત ઉત્તરકુરૂ નામની ભોગભૂમિ છે

ભરતક્ષેત્રની મધ્યમા પૂર્વ–પશ્ચિમ સમુદ્ર પર્યંત વિસ્તારમા વૈતાઢ્ય પર્વત છે તે પચીસ યોજન ઉચો છે તેના ૬। યોજન જમીનમા અને ૧૮।। યોજન બહાર દેખાય છે તેનો વિસ્તાર પચાસ યોજનનો છે

જમ્બુદ્વિપમા એક મેરૂ પર્વત સાત ક્ષેત્ર અને છ વર્ષધર પર્વતો છે તેનાથી બમણા એટલે બે મેરૂ ચૌદ ક્ષેત્રો અને બાર વર્ષધર પર્વતો ધાતકી ખડમા અને તેટલા જ પુષ્કરવર દ્વિપમા છે નામો તો સરખા જ છે પણ ગોળની વચ્ચે સમુદ્રો આવતા હોવાથી તે દરેક દ્વિપના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ પડી જતા હોવાથી તે પ્રમાણે છે એ ઉપરાત તે બે દ્વિપમા–દરેકમા–બાણની માફક ઉત્તર તેમજ દક્ષિણમા બે ઇક્ષ્વાકાર પર્વતો છે જે ધાતકી ખડમા એક છેડે લવણ સમુદ્રમા અને બીજે છેડે કાલોદધિ સમુદ્રને અડકે છે, અને પુષ્કરદ્વિપના બે ઇક્ષ્વાકાર પર્વતો એક છેડે કાલોદધિ સમુદ્ર અને

બીજે છેડે પુષ્કર સમુદ્રને અડકે છે, જંબુદ્વિપમા જેટલી નદી, ગામ, શહેર, પર્વત આદિ છે તેથી બમણા ધાતકીખંડ અને પુષ્કરવરદ્વિપમા છે પુષ્કરવર દ્વિપને છેડે આવેલ માનુષોત્તર પર્વત અર્ધ દ્વિપ પ્રમાણ છે ત્યા અને તેની આજુબાજુ આગળ, મનુષ્યોની વસ્તી જ નથી, તેમ ઉત્પત્તિ પણ નથી જ

માનુષોત્તર પર્વત પુષ્કર વર દ્વિપને મધ્યભાગેથી કિલ્લાની માફક ગોળ મનુષ્ય લોકને વેરીને રહેલો છે આ પર્વત મેરૂના સિંહના આકારનો છે ને ૧૭૨૧ યોજન ઉચો છે, ૪૩૦ યોજનને ૧ ગાઉ જમીનમા છે, તેનો નીચનો વિસ્તાર ૧૦૨૨ યોજન, મધ્યમા ૭૨૩ યોજન અને ટોચ ઉપર ૪૨૪ યોજન છે આ પર્વતની અંદર આ વેલ અઢીદ્વિપમાજ મનુષ્યના જન્મ તેમજ મરણ થાય છે તેની બહાર કોઈપણ માનવીનુ જન્મ કે મરણ થતુ નથી વિદ્યાસંપન્ન વિદ્યાધરો કે વિદ્યા વા લબ્ધિધારી મુનિઓ આ અઢીદ્વિપની બહાર જઈ શકે છે, પણ તેમના જન્મ-મરણ તો મનુષ્યલોકની સીમાની અંદરજ થાય છે

વળી એમ પણ ન સમજવુ કે માનુષોત્તર પર્વતની અંદર આવેલ અઢી દ્વિપ ને બે સમુદ્રોમા સર્વત્ર મનુષ્યોની જ વસ્તી હશે, આ અઢી દ્વિપમા ૫ મેરૂ, ૩૦ વર્ષધર પર્વતો અને ૩૫ ક્ષેત્રો આવેલા છે તે ઉપરાત ૫ ઉત્તરકુરુ ને ૫ દેવકુરૂની ભોગ ભૂમિઓ છે, દરેક મહાવિદેહની બત્રીશ વિજયો ભરતક્ષેત્રના પ્રમાણની છે એ રીતે વિજયો બધી મળી ૧૬૦ થાય છે ઉપરાત લવણ સમુદ્રમા ૫૬ અંતરદ્વિપ છે આ ગણાવેલા સ્થાનોમા જ માત્ર મનુષ્યોની વસ્તી છે, છતા વ્યવહારમા ક્ષેત્ર જન્મથી ગણાતુ હોવાથી અઢીદ્વીપને મનુષ્યલોક કહેવાય છે જો કે સહરણથી વિદ્યા કે લબ્ધિથી કોઈક મુનિ અઢીદ્વિપ બહાર બે સમુદ્ર કે તેથી પણ આગળ જઈ શકે છે તેટલુ જ નહિ પણ મેરૂ પર્વતની ચૂલિકા સુધી પણ પહોચી શકે છે ને ત્યા રહી પણ શકે છે, છતા મરણ તો અઢીદ્વિપમાજ થાય છે

ભરત તથા ઐરવતમા-દરેકમા સાડીપચીશ આર્ય દેશ છે તેમજ

તેથી બમણા=૫૧ અન્ય બે દ્વિપમા છે કુલ ( ૫૧+૧૦૨+૧૦૨ ) ૨૫૫ આર્ય દેશો છે વળી મહાવિદેહ પણ આર્યદેશમા જ ગણાય છે, આર્યોના નિમિત્ત ભેદથી નિમ્નલિખિત ૭ ભેદ થાય છે (૧) ક્ષેત્ર આર્ય—જે ઉપરોક્ત આર્યદેશમા ઉત્પન્ન થાય છે (૨) જાતિ આર્ય જે ઇક્ષ્વાકુ વિદેહ જ્ઞાત વિ૦ વશોત્પન્ન હોય તે (૩) કુલઆર્ય–જે કુળકર, ચક્રવર્તી બળદેવાદિકના કુળમા ઉપજ્યો હોય છે (૪) કર્મ આર્ય=જે યજન યાજન પઠન પાઠન કૃષિ લિપિ આદિ ધધા કરી ગુજરાન ચલાવે છે (૫) શિલ્પ આર્ય=જે વણકર કુભકારાદિની કળા વડે આજીવિકા ચલાવતો હોય તે (૬) ભાષાઆર્ય=જે શિષ્ટ પુરૂષ ( તીર્થંકરાદિ વર્ગ ) વર્ગ બોલાતી એવી અતિશયાસપન્ન સસ્કૃત, માગધી વિ૦ થી વ્યવહાર ચલાવે છે ઉક્ત છ પ્રકારથી વિપરીત લક્ષણવાળા સૌ અનાર્ય કે મ્લેચ્છ છે

જ્યા મોક્ષમાર્ગના પ્રણેતા ઉત્પન્ન થાય તેમજ જ્યા તે માર્ગના ઉપદેશ વિચારના હોય તે અને જ્યા ક્ષત્રિયત્વ વાણિજ્ય તથા ખેતીવાડી વિગેરેથી ગુજરાન ચલાવતા હોય તે કર્મભૂમિઓ છે આ રીતે પાચ ભરત પાચ ઐરવત અને પાચ મહાવિદેહ મળી કુલ ૫દર કર્મભૂમિઓ છે બાકીના ૩૦ ક્ષેત્રો ૫૬ અતદ્વીપ તેમજ પાચ ઉત્તરકુરૂ અને પાચ દેવકુરૂમા યુગલિક ધર્મજ માત્ર પ્રવર્તે છે ત્યા ચારિત્ર ધર્મ જરાપણ નથી હોતો અસિ-મસિ ને કૃષિ રૂપ વ્યવસાયના અભાવે એ સર્વ અકર્મ ભૂમિઓ છે

ઉક્ત જીવોના આયુષ્ય સબધી વાત આગળ આવી ગઈ છે અમુક પ્રકારના દેહમા અમુક કાળ જીવન ગાળવુ તે ભવસ્થિતિ ને તેમા વારવાર જન્મ મરણ એક સાથે કર્યા કરવા તેનું નામ સ્વકાયસ્થિતિ એ ઉભય પ્રકાર આયુષ્ય અથવા દેહધારી અવસ્થાના પ્રમાણના છે

ભુવનપતિ અને વ્યતર-વાણવ્યતરદેવો અધોલોકવાસી છે, જ્યો-

નિશ્ચરદેવો મધ્યલોકવાસી અને વૈમાની- દેવો ઉર્ધ્વલોકવાસી છે આ દેવોના વિમાનો કે ભવનો-સુન્દર, સાનુકુળ વર્ણ-ગંધ-રસ ને સ્પર્શ-વાળા હોય છે તેઓ કષાયવાળા તેમજ આહાર, ભયાદિ ચાર સંજ્ઞા વાળા હોય છે, આમ છતા તેઓ અખંડ યૌવનવાળા, ઘડપણરહિત, નિરૂપમ સુખવાળા અને અલંકાર ધારણ કરનાર હોય છે

રત્નપ્રભા નર્ક એ લાખ એંશીહજાર યોજન જાડાઇમા છે તેમા ઉપર નીચે હજાર હજાર યોજન મૂકતા બાકીના એ લાખઇઠો તેરહજાર યોજન રહ્યા તેમા નારક જીવોને વસવાના તેર પ્રતરો છે એ તેર પ્રતરાના મધ્યમા નરકાવાસા છે, તેમા નારક જીવો વસે છે રેક પ્રતરે એકેકના નિયમે બધા મળી બાર આનરાઓ છે તેમા ઉપર નીચેનો એકેક બાદ કરતા બાકીના દશમા દશ ભુવનપતિ દેવોના નિવાસસ્થાન વા ભવનો ક રત્નપ્રભાના મૂકી દીધેના ઉપરના હજાર યોજનમા ( જ્યા નારક કે ભુવનપતિ કોઈનો વાસ નથી ) ઉપર નીચે સો યોજન છોડતા બાકીના ૮૦૦ યોજનમા વ્યતરદેવો વસે છે તેમા ઉત્તર દક્ષિણે આ૦ આઠ ઇન્દ્રો મળી સોળની સખ્યા થાય છે હવે તે છોડી દીધેના ઉપરના સો યોજનમા ઉપર નીચે દશ દશ યોજન છોડતા બાકીના ૮૦ યોજન પ્રમાણ સ્થાનમા વાણુવ્યતર દેવોનો વાસ છે તેમના પણ ઉત્તર દિશાના મળી સોળ ઇદ્રો થાય છે આ રીતે ઇન્દ્ર સખ્યા બાવનના આંક પહોચે છે,

જ્યોતિષ ના ચર અને સ્થિર એવા બે પ્રકાર છે ચર અઢીદ્વિ-પમા રહેલા છે અને અઢીદ્વિપની બહાર સ્થિર છે સૂર્ય અને ચન્દ્ર એ ઉભય ચર જ્યોતિષ ના ઇંદ્રો છે મેરૂ પર્વતના આઠ રુચક પ્રદેશ રૂપ સમભૂતળા (સરખી પૃથ્વી)થી ઉચે ૭૯૦ યોજન દૂરથી માંડી ૯૦૦ યોજન સુધીમાં તેમના વિમાનો આવેલા છે તેમા ૭૯૦ યોજને પ્રથમ તારાના વિમાનો, ૮૦૦ યોજને સૂર્યનુ ૮૮૦ યોજને ચન્દ્રનુ, ૮૮૪ યોજને નક્ષત્રના અને બાકીના સોળ યોજનમા જુદા જુદા

ગ્રહના વિમાનો છે આ પાચે મળીને જ્યોતિષચક્ર કહેવાય છે તેમના વિમાન દેદીપ્યમાન પ્રકાશવાળા, અતિ સુદર અને સ્ફટિક રત્નમય છે આ વિમાનમા વસતા જ્યોતિષ્ક દેવો પ્રકાશવાળા હોવાથી તેઓને તેજોલેશ્યા હોય છે જબુદ્વિપ આશ્રયી બે સૂર્ય અને બે ચદ્ર હોય છે એ સબધી વિસ્તૃત વિવેચન સૂર્ય પ્રજ્ઞપ્તિ ચદ્ર પ્રજ્ઞપ્તિ આદિમા છે જ્યોતિષ્ક દેવોના નિવાસસ્થાન પછી અસખ્યાત કોટાકોટિ યોજન ઉચે વૈમાનિક દેવોના વિમાનો છે ઉત્કૃષ્ટ પુણ્યયોગે જીવ આ વિમાનોમા ઉત્પન્ન થાય છે તેમના બે પ્રકાર છે જેઓમા સ્વામીસેવક ભાવનો વ્યવહાર છે તેમજ તીર્થંકરોના કલ્યાણક મહોત્સવ કરવાનો જેમનો આચાર છે તેઓ કલ્પોપન્ન કહેવાય છે ભરતક્ષેત્રમા કલ્યાણક મહોત્સવ કરવાનો સૌધર્મેન્દ્રનો અને ઐરાવતક્ષેત્રમા ઈશાનેન્દ્રનો મુખ્ય અધિકાર છે તેઓ પહેલાથી બારમા દેવલોક સુધીમા રહે છે જેઓનો આવો આચાર નથી, તેમજ જેઓ સ્વતત્ર છે એટલે તે અહમિંદ્ર જેવા ■ તેઓ સ્વસ્થાનકમા રહી ભાવભક્તિ કરે છે જે કલ્પાતીત કહેવાય છે ને તેઓનો વાસ બાર દેવલોક ઉપર વધારે ઉચે છે તેઓ નવગ્રૈવેયક તથા અનુત્તરવિમાનવાસી તરીકે સુપ્રસિદ્ધ છે આ પ્રકારના દેવોના નિવાસ પૂર્વકૃત પુણ્યની તરતમતા ઉપર છે

કલ્પોપન્ન એવા બાર દેવલોકના પહેલાથી આઠ સુધીના આઠ તથા નવમા દશમાનો એક અને અગીઆર બારનો એક મળી કુલ દશ ઇંદ્રો છે આમ બાવન પ્રથમ ગણાવેલા તેમા જ્યોતિષ્કના બે તથા વૈમાનિકના દશ ઉમેરતા કુલ ચોસઠ ઇંદ્રો થાય છે પ્રભુના જન્મ વિ કલ્યાણકોમા તેઓ મુખ્ય હોય છે જ્યોતિષ્ક દેવોના વાસથી એક રાજ ઉચે સૌધર્મ અને ઈશાન દેવલોક દક્ષિણ—ઉત્તરમા આવેલા ■ ને ઉભય સરખી સપાટીએ છે ત્યાથી એકરાજ ઉચે સનત્કુમારને માહેન્દ્ર પૂર્વના બેની માફક જ છે ત્યાથી ઉચે એકરાજમા બ્રહ્મ અને લાતક નામા પાચમા—૭। દેવલોક એક એકની ઉપર

કેટલેક અંતરે છે ત્યાથી ઉચે એક રાજમા શુક્ર અને સહસ્રાર પૂર્વની માફક એક એકની ઉપર કેટલેક અંતરે છે ત્યાથી આનત ને પ્રાણત નામા નવમા દશમા દેવલોક દક્ષિણ ઉત્તર જોડાજોડ છે, ત્યાથી કેટલેક ઉચે—સહસ્રારથી એક રાજ ઉચે—આરણ અચ્યુત નામા દેવલોક દક્ષિણે ઉત્તરે સામસામા આવેલા છે ત્યાથી એક રાજ ઉચે ચૌરાજલોકરૂપ પુરુષના ગળાના સ્થાનકે ગ્રૈવેયકદેવોનુ સ્થાન એકની ઉપર એક એમ અનુક્રમે છે, ત્યાથી લગભગ એક રાજ ઉચે પાચ અનુત્તર વિમાન સરખી સપાટીએ છે એટલે સર્વાર્થસિદ્ધિ વિમાન વચ્ચે છે અને વિજયાદિ ચાર વિમાન તેની આજુબાજુમા ચારે દિશાએ છે તેના ઉપર લોકરૂપ પુરુષના કપાળ પ્રદેશમા સ્ફટિક રત્ન જેવી નિર્મળ અર્જુનસુવર્ણમય સિદ્ધશિલા છે તેના ઉપર એક યોજન છેટે અલોક છે તે છેલ્લા યોજનના ઉપરના ચોવીસમા ભાગ ( ૩૩૩૧/૩ ધનુષ્ય ) જેટલી ઉચાઇવાળા ક્ષેત્રમા સિદ્ધના જીવો રહેલા છે આ રીતે ચૌ રાજ લોકની વહેચણી છે કલ્પાતીત વૈમાનિક દેવો સિવાય બાકીના ચારે નિકાયના દેવોને ઇંદ્ર અને તેનો ૧ સામાનિક ( સમાન ઋદ્ધિવાળા ) ૨ પારિષદ્ય ( સભામા બેસનાર ) ૩ આત્મરક્ષક ( અંગરક્ષક ) ૪ અનીક ( સૈન્ય અને તેના ઉપરીઓ ) ૫ પ્રકીર્ણક ( પ્રજા ) ૬ અભિયોગ્ય ( નોકરચાકર ) ૭ કિલ્બિષક ( હલકા પ્રકારના દેવ ) રૂપ સામાન્ય પરિવાર હોય છે આ ઉપરાંત વ્યંતર વાણવ્યંતર, અને જ્યોતિષ્ક દેવો સિવાયના નિકાયમા ત્રાયસ્ત્રિંશ ( મંત્રી પુરોહિત આદિ ) અને લોકપાલ ( કોટવાળ ) પણ હોય છે પહેલા અને બીજા વૈમાનિક દેવોના સ્થાન સુધી દેવીઓની ઉત્પત્તિ છે તેની ઉપરના દેવલોકમા દેવીઓની ઉત્પત્તિ નથી દેવીઓમા બે પ્રકાર હોય છે (૧) ગૃહિણી તરીકે કાર્ય કરતી દેવીએ તે પરિગૃહિતા દેવીઓ અને (૨) દેવવેશ્યા તરીકે જીવન ગાળતી તે અપરિગૃહિતા દેવીઓ કહેવાય છે પરમાધામી દેવો જે પ્રથમ નારક ભૂમિમા ઉપજે છે ને ત્રણ નારક સુધીના જીવોને દુઃખ આપે છે તેમની, તેમજ કિલ્બિષ દેવોની આત્મપરિણતિ અતિ-

મલીન અધ્યવસાયવાળી હોય છે ભુવનપતિ અને વ્યંતર-વાણ વ્યંતર દેવોની આત્મપરિણતિ કૃષ્ણ-નીલ-કાપોત અને તેજોલેશ્યામય હોય છે પહેલા બે વિમાન સુધી તેજોલેશ્યા તે પછી ત્રણ વિમાનના દેવોને પદ્મલેશ્યા અને લાંતક થી સર્વાર્થ સિદ્ધિ વિમાન સુધીના દેવોને શુક્લલેશ્યા હોય છે

સમવાય સ્વરૂપ

> काला सहाव नियई पुव्वकय पुरिसकारण पच ।
> समवाये सम्मत्त एगत होइ मिच्छत्तम् ॥
> ( सन्मतिसूत्र-सिद्धसेन दिवाकरजी )

જૈનધર્મમાં કેવળ કર્મની જ પ્રધાનતા છે કિંવા જૈનો કેવળ કર્મ ઉપર જ વિશ્વાસ રાખીને બેસનારા છે એમ માનનારા ભૂલ ખાય છે જૈન સિદ્ધાંતમાં જેમ કર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેમ પુરૂષાર્થનું પણ છે કર્મોને હટાવવાના જ્ઞાન-ધ્યાન-તપજપ-સંયમાદિ અનેક ઉપાયો બતાવવામાં આવેલ છે પ્રત્યેક કાર્યની ઉત્પત્તિમાં માત્ર કર્મ કે પુરૂષાર્થ બેજ નહિ પણ ઉપરના શ્લોકમાં સૂચવેલા પાંચ કારણોનો સંયોગ આવશ્યક છે તેના નામ (૧) કાળ (૨) સ્વભાવ, (૩) નિયતિ (૪) પુરૂષાર્થ અને (૫) કર્મ છે એ પાંચે કારણો એકબીજાની સાથે એવા બધા સંકળાયેલા છે કે એમાંના એક પણ કારણનો અભાવ કાર્ય નિષ્પત્તિ થવામાં અંતરાયભૂત થઈ પડે છે આ વાતને નીચેના ઉદાહરણથી તપાસીએ. સ્ત્રી બાળકને જન્મ આપે છે તેમાં સૌથી પ્રથમ કાળની અપેક્ષા છે, કારણ કે વિનાકાળે સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી બીજુ કારણ સ્વભાવ છે જો તેમાં બાળક ઉત્પન્ન કરવાનો સ્વભાવ હશે તોજ ગર્ભ રહેશે નહિ તો નહિ રહે ત્રીજુ નિયતિ ( અવશ્યભાવ ) જો પુત્ર ઉત્પન્ન થવાનો હશે તોજ થશે નહિં તો કંઈક કારણ ઉપસ્થિત થઈ પુત્રપણાના

ગર્ભનુ પરિવર્તન થઈ જાય. ચોથુ પુરુષાર્થ (પુરુષાર્થ) પુત્ર ઉત્પન્ન થવામા પુરુષાર્થની પણ જરૂર છે કુમારી કન્યાને પુત્ર કદી ઉત્પન્ન ન જ થાય આમ ચારે કારણો હોવાની સાથે કર્મ (ભાગ્ય)મા હશે તો જ થશે, નહિં તો ગર્ભનાશ પણ થઈ જાય, અર્થાત્ માતા પિતાના પ્રયાસ સાથે સતાનનુ ભાગ્ય જરૂરી છે આ સમવાય ને બીજી રીતે વિચારીએ પાચ ભરત તથા પાચ ઐરવત રૂપ દશક્ષેત્રોની અપેક્ષાએ અવસર્પિણી કાળે ચોથો આરો અને ઉત્સર્પિણી કાળે ત્રીજો આરો-એ કાળે જીવ મોક્ષનુ સાધન કરી કાર્ય કરે તેથી-કારણ રૂપ માન્યા છતા પ્રશ્ન થશે કે કેમ અભવ્ય જીવ કાર્યસિદ્ધિ કરી મુક્તિ પામતા નથી? એને તરત જ બીજુ કારણ સ્વભાવ સ્વીકારવુ પડશે એનામા મોક્ષ જવા રૂપ સ્વભાવ જ નથી પાછો પ્રશ્ન થશે ભવી જીવમા તો તે સ્વભાવ છે તેનુ કેમ? એટલે નિયતિ રૂપ કારણ ખડુ થશે, ત્યા લગી ભવીપણુ પણ કામ ન જ લાગે વળી પ્રશ્ન થશે કે આણદ, કામદેવ શ્રાવકોને તે ખપ હતુ છતા મોક્ષ કેમ ન પામ્યા? વળી શ્રેણિક રાજા તો ક્ષાયિક સમકિતી હતા ને? ત્યા ચોથુ કારણ પૂર્વકૃત અર્થાત્ જ્ઞાનાવરણી આદિ આઠ કર્મ આડા ઉભા આયુષ્યનો બધ અગાઉ પડી ચૂકયો હતો એટલે એને ભોગવ્યા વિના તે આગળ વધી શકે તેમ હતુ જ નહીં તો પછી મરુદેવી માતાને ચાર કારણ મળ્યા પણ પાચમો ઉદ્યમ યા પુરુષાર્થ કઈ કીધો નથી છતા મુક્તિ કેમ પ્રાપ્ત થઈ? ક્ષપક શ્રેણિએ ચડવાનો શુક્લ ધ્યાન ધ્યાવા રૂપ ઉદ્યમ તેમને કર્યો છે ત્યારે જ મુક્તિને પામ્યા છે ટુકમા કહેવાનુ એટલુ જ કે પ્રત્યેક કાર્ય નિષ્પત્તિમા ઉપરોક્ત પાચ કારણોનો યોગ આવશ્યક છે પાચ આગળીઓની માફક ભેગા મળી તેઓ કાર્ય સર્જન કરે છે અલબત એમા ઓછાવત્તાપણાની ક્રિયા ક્રમ ઉતરાઈ જવાની વિચિત્રતાઓ રહેલી છે કોઇકિ વાર પુરુષાર્થ જોર કરતો દેખાય છે તો કોઈકવાર કર્મનું પ્રાબલ્ય દષ્ટિગોચર થાય છે આ સબધમા ઉપદેશ પ્રાસાદ ગ્રથમા શ્રી વિજયલક્ષ્મી સૂરિ મહારાજે વિસ્તારથી દાખલા

દનિનો ટાકી સુદર રીતે સ્વરૂપ રજુ કર્યુ છે તેમનુ જુદુ જુદુ બળ દાખવી સર્વાળે સર્વને એમ કરી કાર્યસિદ્ધિમા કેવા ઉપયોગી થઈ પડે છે તે વિષયમા ચાનકા પણ આપ્યા છે

## નય પ્રમાણ અને નિક્ષેપાનુ સ્વરૂપ

જ્ઞાનનો હેતુ દ્રવ્ય (વસ્તુ) ના અનત ધર્મો-સ્વભાવો-પર્યાયો-સ્થિતિઓ-ગુણો જાણવાનો છે તે જ્ઞાન બે પ્રકારના પ્રમાણ (સાબિતી) થી થઈ શકે (૧) પ્રત્યક્ષ પ્રમાણમા શ્રી સિદ્ધ તથા શ્રી કેવળી પરમાત્માઓનુ કેવળજ્ઞાન મુનિ મહારાજનુ મન પર્યાય જ્ઞાન અને ચારે ગતિના જીવોનુ અવધિ જ્ઞાન સમાય છે, જ્યારે (૨) પરોક્ષ પ્રમાણમા માત્ર મતિ (બુદ્ધિ કે તર્કમય) જ્ઞાન અને શ્રુત (આગમ) જ્ઞાન સમાય છે પ્રત્યક્ષ પ્રમાણમા થતા જ્ઞાન આત્મ પ્રત્યક્ષ થતા હોવાથી શુદ્ધ જ હોય છે પણ પરોક્ષ એવા મતિ અને શ્રુત શુદ્ધ જ હોય તેવુ હોતુ નથી વળી અવધિ પણ અશુદ્ધ હોઈ શકે છે ટૂકમા કહીએ તો આત્મ પ્રત્યક્ષ જ્ઞાન તેજ સાચુ પ્રત્યક્ષ છે, જ્યારે ઇંદ્રિય પ્રત્યક્ષ તે સાચુ પ્રત્યક્ષ નથી પણ પરાક્ષ છે તેના ત્રણ વિભાગ નિમ્ન પ્રમાણે થાય છે (૧) અનુમાન-નિશાની કે ચિન્હ જોઈ થતુ જ્ઞાન દાખલા તરીકે ધુમાડો જોઈ અગ્નિ સબધી થતુ જ્ઞાન (૨) આગમ-શાસ્ત્રના આધારથી થતુ જ્ઞાન (૩) ઉપમાન-કોઈ પદાર્થને બીજી ઉપમા આપી ઓળખાવવાથી થતુ જ્ઞાન આ સ્થિતિમા જૈન તત્ત્વજ્ઞાન જ્ઞેય વિષયના પ્રારભમા નિશ્ચય વ્યવહાર રૂપ બે ભાગ પાડે છે નિશ્ચય માર્ગ દ્વારા વસ્તુના હમેશના (કાયમના-સ્થાયી) ધર્મો એટલે ચોક્કસ કુદરતી ગુણોનો વિચાર કરે છે અને વ્યવહાર માર્ગદ્વારા તેજ વસ્તુના અકુદ

રતી ધર્મો ( મનાએલા ધર્મો ) ઉપયોગ-અપેક્ષા આદિ રૂપ, નો વિચાર કર છે આના તરિકે 'આ માટીનો ઘડો છે' એ નિશ્ચય નય અને 'આ પાણીનો ઘડો છે' તે વ્યવહાર નય, એમા સમજવાનુ એ છે કે ઘડો તો માટીનો છે, પણ તેનો ઉપયોગ પાણી ભરવામા કરેલો છે ઉપરોક્ત નિશ્ચય નયના બે વિભાગ-(૧) દ્રવ્યાર્થિક એટલે દ્રવ્યની અપેક્ષાએ સામાન્ય ગુણનો વિચાર અને (૨) પર્યાયાર્થિક એટલે વસ્તુની બ નાતી સ્થિતિઓની અપેક્ષાએ સામાન્ય ગુણનો વિચાર. "આત્મા સર્વ સરખા છે" એ દ્રવ્યાર્થિક નિશ્ચયનય. આત્મા નામનુ દ્રવ્ય સર્વ જીવોમા એક જ છે એક સરખુ છે-એમ પ્રમાણના પદાર્થનુ મનેનુ છે "જીવોના સ્વભાવ અને રંગ જુદા જુદા છે" એ પર્યાયાર્થિક નિશ્ચય નયનુ વાક્ય. જીવો જેમા આત્મા દ્રવ્ય સરખુ છે છતા પ્રકૃતિ પુદ્ગલની ભિન્નતા છે માટે જીવોમાના કેટલાક શાન છે, કેટલાક ગભીર છે, કેટલાક જ્ઞાની છે કેટલાક ક્રોધી છે, કેટલાક ધઉવર્ણા છે વિ હવે વસ્તુ-પદાર્થના સામાન્ય-વિશેષ ધર્મો સમજતા વાર નહીં લાગે. વિશેષ ધર્મ એટલે વસ્તુના પોતાના ખાસ ધર્મો-ગુણો અને સામાન્ય ધર્મ એટલે વસ્તુના મનાના તેમજ અન્ય વસ્તુ અપેક્ષાએ તેના ધર્મો-ગુણો. અર્થાત્ સામાન્ય-વ્યવહાર અને વિશેષ-નિશ્ચય જ્યા સામાન્ય છે ત્યાજ અપેક્ષાથી વિશેષ પણ છે આથી નય એટલે અભિપ્રાય-પદાર્થનુ જ્ઞાન મેળવવા માર્ગ બતાવનાર અગર તો બોલનારનો અભિપ્રાય. એક રીતે જોતા નયની ગણતરી થઈ શકે નહિં, કહ્યુ છે કે **जावइया वयणपहा तावइया हुन्ति नयवाया** એટલે કે જેટલા વચનપ્રયોગો છે તેટલા નયો છે


જ્ઞાન ( જ્ઞેય વસ્તુ કે દ્રવ્ય સબંધી )
પરોક્ષ પ્રમાણુ
( ઇદ્રિય કે મન દ્વારા થતું જ્ઞાન )
પ્રત્યક્ષ પ્રમાણુ
( આત્મસાક્ષીએ થતું જ્ઞાન )
મતિ
શ્રુત
અવધિ
મન પર્યાય
કેવલ
( મતિ શ્રુત અવધિની મોળી )
નય (અભિપ્રાય-અપેક્ષા-દ્રષ્ટિબિન્દુ)
નિશ્ચયનયવિશેષગુણ
ખાસ અને કાયમના કુદરતી ધર્મો
વ્યવહારનય સામાન્ય ગુણુ
ઉપયોગ સ્થિતિ ગુણુ, વ્યવહાર
આદિના અપેક્ષાત્મક ધર્મો
દ્રવ્યાર્થિક નિશ્ચયનય
દ્રવ્ય અપેક્ષાએ નિત્ય ધર્મો
પર્યાયાર્થિક નિશ્ચયનય
વિચારણીય દ્રવ્યની પ્રકૃતિ વિકૃતિ આદિને લઈ બદલાતા ધર્મો
નૈગમ
(૧)
સંગ્રહ
(૨)
વ્યવહાર
(૩)
*ૠજુસુત્ર
(૪)
શબ્દ
(૫)
સમભિરૂઢ
(૬)
એવંભૂત
(૭)

*ઋજુસૂત્ર નયને કોઈક આચાર્યો દ્રવ્યાર્થિક નયનો પણ ભાગ ગણે છે વળી વ્યવહાર નય મુખ્ય વિભાગ તરીકે જુઓ આ પેટા અને ફરી દ્રવ્યાર્થિક નયના પેટા વિભાગ તરીકે આવ્યો મુખ્ય વિભાગ તરીકે તે દ્રવ્યના વ્યવહારૂ ઉપયોગ આદિ અપેક્ષા વિચારનાર છે જ્યારે પેટા વિભાગ તરીકેની વ્યાખ્યા તો આગળ આવશે

(૧) નૈગમ નય—**न एको गमो यस्मिन्** એક દૃષ્ટિથી નહિ પણ સર્વ દૃષ્ટિથી વિચાર કરનાર આ નય જગતના વ્યવહારમા વિશેષ વપરાય છે આ નયથી વિચારનાર સામાન્ય અને વિશેષ ગુણને જુદી જુદી રીતે વિચારતો નથી, પણ તે ગુણોનો સમન્વય કરે છે આથી એમ સમજવાનુ નથી કે આ નય કાંઈ ભેદ ગ્રહણ કરતો નથી દાખલા તરીકે કેરી આનો નૈગમ નયથી વિચાર કર નાર વનસ્પતિ તરીકેના સામાન્ય ધર્મનો વિચાર કરી લઇ, કેરી અથવા આમાના વિશેષ (ખાસ) ગુણનો વિચાર કરે છે કેરી લેતા ખાસ વનસ્પતિ બતાવી એટલા અશે બેન્ને ગ્રહણ કર્યો ટૂકમા આ નય દ્રવ્યના સામાન્ય અને વિશેષ બન્ને પ્રકારના ગુણોનો વિચારક છે

(૨) સગ્રહ નય–દ્રવ્યના વિશેષ ગુણો હોવા છતા તે તરફ ઉદાસીન રહી માત્ર સામાન્ય ધર્મને મહત્વ આપી તે દૃષ્ટિએ વિચારનાર એથી આ નય વિશેષ નામના પદાર્થને જુદો માનતો નથી, માત્ર નામાન્તર ગણે છે આ નય દ્રવ્યની જાતિ–સમૂહદર્શક છે દાખલા તરીકે જીવ જીવનો સમુદાય તરીકે માત્ર વિચાર આ નય દ્વારા થાય છે અને તેમા જુદી જુદી જાતિના જીવોનો સમાવેશ થાય છે, છતા જુદા જુદા તરીકે જીવનો વિચાર થઇ શક્તો નથી

(૩) વ્યવહાર નય—આ દૃષ્ટિથી વિચારનાર સામાન્ય ગુણ હોવા છતા તેને ઉપેક્ષી માત્ર વિશેષ ગુણને મહત્વ આપીને વિચાર કરે છે


જ્ઞાન ( જ્ઞેય વસ્તુ કે દ્રવ્ય સંબંધી )
પરોક્ષ પ્રમાણ
( ઇંદ્રિય કે મન દ્વારા થતું જ્ઞાન )
પ્રત્યક્ષ પ્રમાણ
( આત્મસાક્ષીએ થતું જ્ઞાન )
મતિ
શ્રુત
અવધિ
મન પર્યાય
કેવળ
( મતિ શ્રુત અવધિની કસોટી )
નય (અભિપ્રાય-અપેક્ષા-દ્રષ્ટિબિન્દુ)
નિશ્ચયનયવિશેષગુણ
ખાસ અને કાયમના કુદરતી ધર્મો
વ્યવહારનય સામાન્ય ગુણ
ઉપયોગ સ્થિતિ, ગુણ વ્યવહાર
આદિના અપેક્ષાત્મક ધર્મો
દ્રવ્યાર્થિક નિશ્ચયનય
દ્રવ્ય અપેક્ષાએ નિત્ય ધર્મો
પર્યાયાર્થિક નિશ્ચયનય
વિચારણીય દ્રવ્યની પ્રકૃતિ વિકૃતિ આદિને લઈ બદલાતા ધર્મો
નૈગમ (૧)
સંગ્રહ (૨)
વ્યવહાર (૩)
*ઋજુસૂત્ર (૪)
શબ્દ (૫)
સમભિરૂઢ (૬)
એવંભૂત (૭)

*ઋજુસૂત્ર નયને કોઈક આચાર્યો દ્રવ્યાર્થિક નયનો પણ ભાગ ગણે છે વળી વ્યવહાર નય મુખ્ય વિભાગ તરીકે જુદો આવ્યો અને ફરી દ્રવ્યાર્થિક નયના પેટા વિભાગ તરીકે આવ્યો મુખ્ય વિભાગ તરીકે તે દ્રવ્યના વ્યવહાર ઉપયોગ આદિ અપેક્ષા વિચારનાર છે જ્યારે પેટા વિભાગ તરીકેની વ્યાખ્યા તો આગળ આવશે

(૧) નૈગમ નય—**न एको गमो यस्मिन्** એક દૃષ્ટિથી નહિ પણ સર્વ દૃષ્ટિથી વિચાર કરનાર આ નય જગતના વ્યવહારમા વિશેષ વપરાય છે આ નયથી વિચારનાર સામાન્ય અને વિશેષ ગુણને જુદી જુદી રીતે વિચારતો નથી, પણ તે ગુણોનો સમન્વય કરે છે, આથી એમ સમજવાનુ નથી કે આ નય કાઈ ભેદ ગ્રહણ કરતો નથી દાખલા તરીકે કેરી આનો નૈગમ નયથી વિચાર કરનાર વનસ્પતિ તરીકેના સામાન્ય ધર્મનો વિચાર કરી લઇ, કેરી અથવા આંબાના વિશેષ (ખાસ) ગુણનો વિચાર કરે છે કેરી લેતા ખાસ વનસ્પતિ બતાવી એટલા અંશે ભેદને ગ્રહણ કર્યો ટૂકમા આ નય દ્રવ્યના સામાન્ય અને વિશેષ બન્ને પ્રકારના ગુણોનો વિચારક છે

(૨) સગ્રહ નય-દ્રવ્યના વિશેષ ગુણો હોવા છતા તે તરફ ઉદાસીન રહી માત્ર સામાન્ય ધર્મને મહત્વ આપી તે દૃષ્ટિએ વિચારનાર એથી આ નય વિશેષ નામના પદાર્થને જૂદો માનતો નથી, માત્ર નામાન્તર ગણે છે આ નય દ્રવ્યની જાતિ-સમૂહદર્શક છે દાખલા તરીકે જીવ દ્રવ્યનો સમુદાય તરીકે માત્ર વિચાર આ નય દ્વારા થાય છે અને તેમાં જુદી જુદી જાતિના જીવોનો સમાવેશ થાય છે છતા જુદા જુદા તરિકે જીવનો વિચાર થઇ શકતો નથી

(૩) વ્યવહાર નય—આ દૃષ્ટિથી વિચારનાર સામાન્ય ગુણ હોવા છતા તેને ઉપેક્ષી માત્ર વિશેષ ગુણને મહત્વ આપીને વિચાર કરે છે

એટલે આ નય સગ્રહ દ્વારા જાતિનો વિચાર થયા પછી પેટાજાતિનો વિચાર કરવા ઉપયોગી છે જીવના સામાન્ય સ્વરૂપનો વિચાર કરી ચારે ગતિના (દેવ મનુષ્ય તિર્યચ નારક) જીવસ્વરૂપનો વિચાર કરે છે એટલે કે સગ્રહ દ્રવ્યના સામાન્ય ધર્મને અને વ્યવહાર વિશેષ ધર્મને દાખવે છે અર્થાત્ દ્રવ્યના જાતિ ગુણનો વિચાર સગ્રહનય અને તેની પેટાજાતિ વિ. નો વિચાર વ્યવહાર કરે છે

(૪) ઋજુસુત્ર નય આ દ્રષ્ટિથી વિચારક દ્રવ્યના ભૂતકાળ ને ભવિષ્ય કાળના ધર્મો જાણવા છતા તેની ઉપેક્ષા કરી માત્ર વર્તમાન ધર્મનો વિચાર કરે છે વસ્તુજ્ઞાન માટેના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ નામના ચાર નિક્ષેપોમાથી માત્ર ભાવનિક્ષેપનોજ વિચાર કરનાર આ નય છે આ નયથી વિચારેલ વસ્તુના ધર્મો તેજ વખતે સત્ય છે, પણ અન્ય કાળે તે અસત્ય છે આથી કરી આ નય દ્વારા ઉત્પન્ન થયેલ જ્ઞાન અતિ સકુચિત છે

ઉપરોક્ત ચાર નય વાચ્ય (જે વસ્તુનો વિચાર કરી બોલવાનુ છે તે) માટે ઉપયોગી છે, જ્યારે છેવટના ત્રણ નયો વાચક (બોલનાર)ને ઉપયોગી છે

(૫) શબ્દ નય-સમાનાર્થ શબ્દોનો એક અર્થમા ઉપયોગ કરવા માટે આ નય છે કુભ, કળશ ઘટ, સર્વને ઘડાના અર્થમા વાપરવા તેમજ વસ્ત્ર પટ કપડુ લુગડુ સર્વને કપડાના અર્થમા વાપરવા તે આ નયનો અભિપ્રાય છે આ નય શબ્દકોષ, વ્યાકરણ આદિના બનાવનાર માટે ઉપયોગી છે

(૬) સમભિરૂઢ-સમાનાર્થી શબ્દોનો એક ઉપયોગ ન ગણતાં પર્યાય ભેદ માને છે એટલે કે શબ્દના ધાતુ (મૂળ) અને તેના અર્થ ઉપરથી પ્રતિપાદન થતા અર્થમાજ શબ્દ વાપરવા માટે આ નયનો અભિપ્રાય છે ઈન્દ્ર=સપત્તિના સ્વામી શક્ર=અતિ બળવાન, પુરદર=શહેરનો નાશ

કરનાર, આમ જુદા જુદા અર્થમા આ એકાર્થવાચી શબ્દનો ઉપ
યોગ ન ગણુતા જૂદો જૂદો અર્થ ગ્રહે છે

(૭) એવભૂત નય-સમાનાર્થ શબ્દનો એક ઉપયોગ ન ગણુતા પર્યાયએ માનવા ઉપરાત આ નય તે શબ્દના મૂળ ધાતુના અર્થ પ્રમાણેની ક્રિયામા પ્રવૃત્ત હોઇએ ત્યારે તે શબ્દ વાપરવાનુ સમજાવનાર અભિપ્રાય છે પૂજારી=પૂજા કરનાર, જ્યારે પૂજા કરતો હોય ત્યારે પૂજારી અને પછી તેને પૂજારી ન ગણુવો પુરદર (ઇંદ્ર) જ્યારે દુશ્મનને જીતી તેના નગરનો નાશ કરતો હોય ત્યારેજ તે પુરદર નહિ તો નહિ

શબ્દ નય સમાનાર્થ શબ્દો એક અર્થમા વાપરનાર અભિપ્રાયનો, સમભિરૂઢ સમાનાર્થ શબ્દને તે શબ્દના ધાતુના અર્થ મુજબ ધર્મગ્રહણુ કરનાર અભિપ્રાયનો, અને એવભૂત સમાનાર્થ શબ્દ તેના મૂળ ધાતુના અર્થ મુજબની ક્રિયા કરતા ધર્મ ગ્રહણુ કરનાર અભિપ્રાયનો છે આમા શબ્દનય, શબ્દકોશ તથા વ્યાકરણુ કર્તાઓને ઉપયોગી છે, જ્યારે સમભિરૂઢ અને એવભૂતનય શબ્દના મૂળ ધાતુ ઉપરથી શબ્દ બનાવનારને ઉપયોગી છે

નય તે સપૂર્ણુ સત્ય નથી, પણુ અશથી સત્ય છે, તેથી તે નથી પ્રમાણુ કે નથી અપ્રમાણુ સાતે નય સર્વ વસ્તુને સપૂર્ણુત વિચારનાર છે

આ સાત નય ઉપરાત જ્ઞાન નય અને ક્રિયા નય પણુ છે, અને તેનો સમાવેશ ઉપરોક્ત સાતમા નથી, કેમકે એ ઉભયનો વિષય સકુચિત છે એનો પણુ વિચાર આધ્યાત્મિક વિકાસ અર્થે જૈન તત્વજ્ઞાનીઓએ કર્યો છે જ્ઞાન નય મોક્ષ અગે પોતાની પ્રધાનતા બતાવે છે અને ક્રિયા નય પોતાની તેવીજ પ્રધાનતા દર્શાવે ■ પણુ તેમ થતા તે નય મટી નયાભાસ થઇ જાય છે, એટલે એકાદની પ્રધાનના ન

જેના જેટલી જ્ઞાનની મુખ્યતા એટલીજ ક્રિયાની પણ છે, તેથીજ 'ज्ञानक्रियाभ्यां मोक्ष' એ સૂત્રની રચના યોગ્ય છે એમ સ્વીકારીએ ત્યારે ઉભય નય તરિકે ગણી શકાય

વસ્તુના અનંત ધર્મોમાના એકને મુખ્ય તરીકે ઉપયોગ કરતા બાકીનાનુ અસ્તિત્વ માની લઈ તે પરત્વે ઉદાસીન રહી મુખ્ય તરિકે સ્વીકારેલ ધર્મનો વિચાર કરવો તે દૃષ્ટિબિંદુ કે અભિપ્રાય તેજ નય કહેવાય

વસ્તુના અનંત ધર્મોમાથી એકને જ ધર્મ માની લઇ બાકીના ધર્મોની ઉપેક્ષા કરી અને તેનો નિષેધ કરવાનો વિચાર કરવો તે દૃષ્ટિબિંદુ કે અભિપ્રાય તે કુનય અથવા નયાભાસ કહેવાય

(૧) નૈગમ નયાભાસ વસ્તુના સર્વ ધર્મોનો નિષેધ માની માત્ર સામાન્ય અને વિશેષ ધર્મનેજ માને અને કેટલીક વખત સામાન્ય વિશેષ ધર્મોને જુદા માને જ્યારે ખરી રીતે તેમ નથી

(૨) સગ્રહ નયાભાસ વસ્તુના સર્વ ધર્મોનો નિષેધ કરી માત્ર સામાન્ય ધર્મરૂપ જાતિને માને પણ વિશેષ ધર્મરૂપ પેટાજાતિને ન માને આમ બને તો વિચાર ભેદ વધે કારણકે વિશેષ ધર્મ વિના સામાન્ય ધર્મનો વિચાર ન થઈ શકે બાળકો પદાર્થ પાઠ શિખે તેઓ પણ સામાન્ય ગુણ અને ખાસ (વિશેષ) ગુણ વિષે સમજે છે અદ્વૈતવાદીનો આમા સમાવેશ થાય છે

(૩) વ્યવહાર નયાભાસ વસ્તુના સર્વ ધર્મોનો નિષેધ કરી માત્ર વિશેષ ધર્મને જ માને આ રીતે વિચારતા વસ્તુના દ્રવ્યગુણ ચાર્વાક મતની માફક ખોટી રીતે બતાવાય

(૪) ઋજુસૂત્ર નયાભાસ વસ્તુના સર્વ ધર્મોનો નિષેધ કરી માત્ર વર્તમાન ધર્મનો વિચાર કરાય તેને માને આમ માનતા બૌદ્ધધર્મનો ક્ષણિકવાદ અસ્તિત્વમા આવે

(૫) શબ્દ નયાભાસ એકાર્થ (સમાનાર્થ) શબ્દનો ઉપયોગ જાતિ-કાળ-વચન-એ આદિનો વિચાર કર્યા વગર કરવામા આવે તે અભિપ્રાય

(૬) સમભિરૂઢ નયાભાસ સમાનાર્થ શબ્દનો ઉપયોગ તે શબ્દના મૂળધાતુના અર્થ પ્રમાણુજ થાય, પણ તેનો અન્ય અર્થ થાય તેને ન માને તે અભિપ્રાય

(૭) એવભૂત નયાભાસ સમાનાર્થ શબ્દોનો ઉપયોગ તે શબ્દના મૂળધાતુના અર્થ પ્રમાણે પણ ન કરતા તેજ અર્થમા ક્રિયા કરતી હોય તે અર્થમા અને બીજા કાઇ અર્થમા ઉપયોગ ન માને તે અભિપ્રાય

ઉપસહાર કરતા વિચારી લઈએ કે પ્રથમના ચાર નય વાચ્ય ઉપયોગી અને પાછળના ત્રણ વાચક ઉપયોગી છે તત્વજ્ઞાનના વિચાર અર્થે પ્રથમના ચાર ખાસ જરૂરના છે અને બાકીના ત્રણ ભાષા કે વ્યાકરણ રચનાર કિંવા શબ્દકોષ બનાવનાર અને શબ્દધાતુ અર્થ શોધક આદિ માટે ખાસ જરૂરના છે તત્વજ્ઞાન શબ્દોમા વિચારાતુ હોવાથી અને ગ્રથમા લખાતુ હોવાથી સાતે નયનો વિચાર સાથેજ કરવાનો છે, કેમકે ભાષાદિનો ઉપયોગ તત્વજ્ઞાનમા કરવો પડે છે ઉપરોક્ત સાત નય માહોમાહે એક બીજાને તોડનાર છે અને તે દૃષ્ટિએ તે સર્વ નયાભાસ છે, પણ વસ્તુના વિચારમા દૃષ્ટિબિંદુ અપેક્ષા-અભિપ્રાય આદિએ દરેક નય પ્રમાણે જુદા જુદા પ્રકારે તેનો વિચાર કરી તે સર્વનો સમન્વય કરવો તેજ નયવાદનો સાર છે આ પ્રમાણે નયો એક બીજાના વિરોધી છતા અપેક્ષા દૃષ્ટિથી તેજ નયો વસ્તુનુ સપૂર્ણત જ્ઞાન આપનાર છે અને તેથી તત્વજ્ઞાનના વિચાર માટે તે ઉપયોગી છે

(૧) નામનિક્ષેપ-આકાર તથા ગુણ રહિત વસ્તુને માત્ર નામે કરી બોલાવવુ સિદ્ધ થઇ છે

(૨) સ્થાપનાનિક્ષેપ-વસ્તુમા કોઈક વસ્તુનો આકાર દેખી તેને તે વસ્તુ કહેવી તે પાષાણની મૂર્તિ

(૩) દ્રવ્યનિક્ષેપ-નામ આકાર ને સ્થાપના ગુણ હોવા છતા આત્મોપયોગ ન હોય તે. અજ્ઞાની જીવ.

(૪) ભાવનિક્ષેપ-નામ, સ્થાપના, લક્ષણ ગુણ ઉપયોગ સહિત વસ્તુ યા પ ાર્થ તે જ્ઞાની આત્મા

નિક્ષેપા લાગુ પાડવાની રીત- અરિહત શબ્દ પર નિમ્ન પ્રકારે પડી શકે કોઈનુ અરિહત એવુ નામ છે તે પહેલો નામ અરિહત નિક્ષેપ અરિહતની પ્રતિમા યા મૂર્તિ તે સ્થાપના અરિહત રૂપ બીજો નિક્ષેપ જ્યા સુધી છદ્મ અવસ્થામા વર્તે છે ત્યા સુધી ત્રીજો દ્ર ય નિક્ષેપ કેવળ જ્ઞાન પામી લોકાલોકના ભાવ જાણે ત્યારે ચોથો ભાવ અરિહત નિક્ષેપ નય લાગુ પાડવાની રીત સિદ્ધ ' શબ્દ પર નિમ્ન પ્રકારે પડી શકે

૧ નગમ મતે સર્વ જીવ સિદ્ધ છે કેમકે સર્વજીવના આઠ રૂચક પ્રદેશ સિદ્ધ સમાન નિર્મળ છે ૨ સગ્રહ નય કહે છે કે જે સર્વ જીવની સત્તા સિદ્ધ સમાન છે એણે પર્યાયાર્થિક નયે કરી કર્મ સહિત અવસ્થા તે ટાળીને દ્રવ્યાર્થિક નયે કરી સિદ્ધ અવસ્થા અગીકાર કરી ૩ વ્યવહાર નય કહે છે કે વિદ્યા લબ્ધિ પ્રમુખ ગુણે કરી સિદ્ધ થયો તે સિદ્ધ ઋજુસૂત્ર નય એ યો કે જેણે પોતાના આત્માની સિદ્ધપણાની સત્તા ઓળખી અને ધ્યાનનો ઉપયોગ પણ તેજ વર્તે છે તે સમયે તે જીવ સિદ્ધ જાણવો એ નયે સમકિતી જીવ સિદ્ધ સમાન [illegible] શબ્દ નયના મતે શુદ્ધ શુકલ ધ્યાન પરિણામ નામાદિક નિક્ષેપે તે સિદ્ધ સમભિરૂ' જે કેવળજ્ઞાન, કેવળદર્શન યથાખ્યાત ચારિત્ર એ ગુણે સહિત તે સિદ્ધ જાણવા એ નયે તેરમા ચઉદમા ગુણ ઠાણાના કેવલીને સિદ્ધ કહ્યા એવભૂત નય કહે છે કે જેના સકળ કર્મ ક્ષય થઈ લોકને અતે વિરાજમાન અષ્ટગુણસપન્ન તે સિધ્ધ જાણવા

## સ્યાદ્વાદ યાને અનેકાંતવાદ

સ્યાદ્વાદ (અનેકાંતવાદ)નું પ્રાધાન્ય જૈન દર્શનમાં એટલું બધું કરવામાં આવ્યું છે કે જેને લીધે જૈન દર્શન 'સ્યાદ્વાદ દર્શન' અથવા 'અનેકાંત દર્શન' નામથી પણ ઓળખાય છે વિવિધ મતવાદીઓના દૃષ્ટિબિંદુ સમજવામાં અનેકાંતવાદ જેવી સહાય કરે છે તેવી સહાય કોઈપણ એકાંતવાદ ન આપી શકે એ સહજ સમજાય તેવું છે

આ સ્યાદ્વાદનું યથાસ્થિત સ્વરૂપ નહીં સમજવાને કારણે કેટલાકોએ એને સંશયવાદ તરિકે ઓળખાવ્યો છે, પરંતુ વસ્તુત 'સ્યાદ્વાદ' એ સંશયવાદ નથી સંશય તો એનું નામ છે કે 'એક વસ્તુ કોઈ ચોક્કસ રૂપે સમજવામાં ન આવે' અંધારામાં કાંઈ લાંબી લાંબી વસ્તુ જોઈને વિચાર ઉત્પન્ન થાય કે 'આ દોરડી છે કે સર્પ ?' અથવા દૂરથી લાકડાના ઠુંઠા જેવું કાંઈ દેખી વિચાર થાય કે 'આ માણસ છે કે લાકડું' આનું નામ સંશય' છે આમાં સર્પ કે દોરડી, કિંવા લાકડું માણસ સંબંધી કંઈપણ નિર્ણય કરવામાં આવેલો ન હોવાથી સંશયનું અસ્તિત્વ છે, પરંતુ સ્યાદ્વાદમાં આવું કંઈજ નથી એમ સંક્ષેપમાં વ્યાખ્યા કરીએ તો આ પ્રમાણે કરી શકાય

'एकस्मिन् वस्तुनि सापेक्षरित्या विरुद्धनानाधर्म स्वीकारो हि स्याद्वाद' એક પદાર્થમાં અપેક્ષાપૂર્વક વિરૂધ્ધ નાના પ્રકારના ધર્મોનો સ્વીકાર કરવો એનું નામ સ્યાદ્વાદ છે સમસ્ત તમામ પદાર્થોમાં અનેક ધર્મો રહેલા છે જો સાક્ષેપ રીતિથી ■ ધર્મોનું અવલોકન કરવામાં આવે તો તેમાં તે ધર્મોની સત્યતા જણાશે, અનેક ધર્મો અથવા વિવિધ ગુણો એકજ વસ્તુમાં શી રીતે રહી શકે એ ઉપલક દ્રષ્ટિથી જોતાં ઘણા વિદ્વાનો નથી સમજી શક્યા, તેથી તેઓએ સ્યાદ્વાદને અનિશ્ચિતવાદ તરિકે લખી નાખી ગંભીર પ્રમાદ સેવ્યો છે આને સ્થાને બારિકાઈથી ધ્યાનપૂર્વક સ્યાદ્વાદનો સિધ્ધાંત સમજવામાં આવે તો આક્ષેપને જરા માત્ર સ્થ

રહેતુ નથી દાખલા તરિકે વાલુ્ના (રેતી) ભારે છે, તેમજ હલકી પણ છે લોઢ વિગેરે ચીજોની અપેક્ષાએ તે ભારે છે તેમજ શીવા વિગેરે વસ્તુઓની અપેક્ષાએ હલકી પણ છે એમા રહેલ દ્રષ્ટિબિંદુ સમજવાની જરૂર છે

કોઈ માણસને ૧૦૫ ડીગ્રી સુધી ચઢી ઉતરેલો તાવ ૧૦૨ ડીગ્રી રહ્યો હોય તે વખતે પ્રશ્ન પૂછનારને ઓછો તેમજ વધારે પણ કહી શકાય ૧૦૫ ડીગ્રીની અપેક્ષાએ ઓછો અને હલકા ડીગ્રીની અપેક્ષાએ વિશેષ પણ કહેવાય તેમા ખોટુ શુ? માણસ એક હોવા છતા તે વિવિધ ધર્મો—સબધો—થી સજાયેલો હોય છે તે પિતા છે તેમ પુત્ર પણ છે ભત્રીજો છે, તેમ કાકો પણ છે, આ ધર્મો પરસ્પર વિરૂદ્ધ હોવા છતા એકજ વ્યક્તિમા લાભે છે આમ છતા અપેક્ષા પૂર્વક તે તરફ દ્રષ્ટિ કરવામા આવે તો એમા અસબદ્ધ જેવુ કઈજ નથી જેમ સ્વપુત્રની અપેક્ષાએ પોતે પિતા છે, તેમ સ્વપિતાની અપેક્ષાએ પોતે પુત્ર પણ છે અને તેવીજ રીતે અપેક્ષાથી બીજા ધર્મોનુ પણ સમજી લેવુ

આવીજ રીતે દુનિયાના તમામ પદાર્થોમા—આકાશથી લઈને દીપક પર્યંતમા—સાપેક્ષ રીતે નિત્યત્વ અનિત્યત્વ પ્રમેયત્વ વાચ્યત્વ આદિ ધર્મો જોઈ આપણે જોઈ શકીએ છીએ અને તે ત્યા સુધી કે આત્મા જેવી નિત્ય ગણાતી વસ્તુમા પણ જો સ્યાદ્વાદની દ્રષ્ટિ લાગુ કરવામા આવે તો ત્યા પણ ઉક્ત ધર્મો જરૂર જણાશે. આ પ્રમાણે તમ મ વસ્તુઓમા સાપેક્ષ રીત્યા અનેક ધર્મો રહેવા હોવાથી જ શ્રીમાન ઉમાસ્વાતિ વાચકે દ્રવ્યનુ લક્ષણ ઉત્પાદ (ઉત્પન્ન થવુ), વ્યય (નાશ પામવુ) અને ધ્રૌવ્ય (કાયમ રહેવુ) રૂપ જણ પ. દ્વારા બાધ્યુ છે સ્યાદ્વા શૈલીથી આ લક્ષણ આપણે જીવ ઉપર ઘટાવીએ આત્મા યદ્યપિ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છે પરન્તુ

પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય પણ માનવો પડશે, જેમકે કોઈ સંસારી જીવ પુણ્યની અધિકતાના સમયે જ્યારે મનુષ્ય ગતિ છોડીને દેવયોનિમાં જાય છે ત્યારે દેવગતિમાં ઉત્પાદ અને મનુષ્યગતિમાં વ્યય થયો કહેવાય છે અર્થાત્ મનુષ્ય પર્યાય નષ્ટ થઈ દેવપણાના પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, પરંતુ બન્ને ગતિમાં ચેતના ધર્મ તો સ્થાયી અને કાયમજ રહે છે આથી આત્મામાં કથંચિત્ નિત્યત્વ અને કથંચિત્ અનિત્યત્વનો સ્વીકાર જરૂર કરવો પડશે

આ તો ચૈતન્યનું દૃષ્ટાન્ત આપ્યું પરંતુ જડ પદાર્થોમાં પણ ઉપર જણાવેલું દ્રવ્યનું લક્ષણ સ્યાદ્વાદ શૈલિથી લાગુ પાડી શકાય છે

સોનાની મુદ્રિકા (વીંટી)નું ઉદાહરણ લઈએ. મુદ્રિકાને ગાળાવી કુંડળ બનાવ્યા મુદ્રિકાને ગળાવતા વીંટીપણાનો વ્યય અને કુંડળના આકારનો ઉત્પાદ થાય છે પણ સોનાપણું તો ઉભય પ્રસંગે કાયમ જ રહે છે આમ દુનિયાના તમામ પદાર્થોમાં નિત્ય, અનિત્ય અને ધ્રુવની અપેક્ષાએ આ દ્રવ્યનું લક્ષણ ઘટે છે એનું નામ જ સ્યાદ્વાદ શૈલી છે એકાંત નિત્ય કે એકાંત અનિત્ય કોઈ પદાર્થ આવી શકાયજ નહીં મુદ્રિકા ગાળીને કુંડળ બનાવતાં જે કંઇ ફેરફાર થાય છે તે માત્ર આકારમાં જ અને નહીં કે મુદ્રિકાની તમામ વસ્તુમાં એકાંત નિત્ય તો ત્યારે જ મનાય કે મુદ્રિકાનું સ્વરૂપ ગમે તે વખતે જેવું ને તેવું કાયમ રહેતું હોય, ગાળવા કે તોડવા છતાં બદલાતું ન હોય. તેમ એકાંત અનિત્ય પણ ત્યારે જ મનાય કે મુદ્રિકાને તોડતા કે ગાળતા સર્વથા તેનો નાશ થતો હોય તેમનો એક અંશ પણ બીજી વસ્તુમાં (કુંડળમાં) ન આવતો હોય એમ બનવું શક્ય જ નથી તેથી જ ભાર મૂકીને કહેવું પડે છે કે તમામ પદાર્થોમાં નિત્યત્વ, અનિત્યત્વ, પ્રમેયત્વ, વાચ્યત્વ આદિ ધર્મો રહેલા છે એ ધર્મોનો સાપેક્ષ રીતિથી સ્વીકાર કરવો-એ ધર્મો ને સાપેક્ષ દૃષ્ટિએ જોવા એનું નામ જ સ્યાદ્વાદ છે

एकस्मिन् वस्तुनि विरुद्धधर्मस्यसमावेश स्याद्वाद । विरुद्ध धर्मस्यप्रतिपादनपर वक्तुरभिप्रायवशेष स्याद्वाद अथवा वस्तुस्वरुप प्रतिपादनपर श्रुतविकल्प स्याद्वाद अथवा एकैकस्मिन् वस्तुनि सप्रतिपक्षानेकधर्मस्वरुपप्रतिपादनपर स्याद्वाद एकस्मिन् जीवाजीवादौ विरुद्ध यद् धर्मद्वय नित्यानित्यास्तित्वनास्तित्वोपादेयानुपादेयाभिलाप्य निभिला प्यादि लक्षण तत् प्रतिपादनपर श्रुतविकल्प स्याद्वाद पर्यैति उत्पत्ति विपत्तिच प्राप्नोति स पर्याय આમ વિવિધ રૂપે સ્યાદ્વાદની વ્યાખ્યા કરાયેલી છે, છતા સારાશમા કઈ ખાસ ફેર પડતો નથી. અહીં જરા પર્યાયના સ્વરૂપનુ આછુ દિગ્દર્શન કરવુ જરૂરી છે જે ઉત્પત્તિ અને નાશને પામે છે તેને પર્યાય કહે છે પર્યાયના બે ભેદ સહભાવી અને ક્રમભાવી સહભાવીને ગુણ તરીકે ઓળખવામા આવે છે જ્યારે ક્રમભાવીને તો પર્યાય નામથી જ બોલાવાય છે વિજ્ઞાન વ્યક્તિત્વ શક્તિત્વ વીગેરે આત્માના સહભાવી પર્યાય ગુણ છે જ્યારે સુખ-દુ ખ હર્ષ-શોક વિગેરે ક્રમભાવી પર્યાય છે આમ પર્યાય સ્યાદ્વાદ શૈલીમાં મહત્વનો ભાગ ભજવે છે

अनेक अंता-धर्मा यस्मिन् भावे सोऽयमनेकान्त એટલે જેમા અનેક ધર્મ છે તે અનેકાનતવાદ એ ાગી ઉત્તર એ કયારે પ પણ અપૂર્ણ જ હોય છે કારણ કે કોઇપણ વસ્તુ હમેશા એકજ અવસ્થામા રહેતી જ નથી તેથી ઉત્તર કિંવા વર્ણન સાપેક્ષ જ રહેવાનુ આવુ વર્ણન સાત રીતે કરી શકાય છે માટે એ પધ્ધતિને ‘સપ્તભગી નામથી પણ ઓળખવામા અવે છે કોઇપણ વસ્તુનુ વર્ણન કરતા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ રૂપ ચાર પ્રકારની અપેક્ષા પર ધ્યાન રાખવુ પડે છે તે સાત પ્રકારનો ક્રમ નીચે મુજબ છે

(૧) કોઇપણ એક વસ્તુ સબધે બોલતા આ અપેક્ષા ચતુષ્ટયા-નુસાર વસ્તુનુ અસ્તિત્વ છે એમ કહેવુ તે પહેલો પ્રકાર.

(૨) બીજી એકાદ વસ્તુના ઉપની અપેક્ષા ચતુષ્ટયાનુસાર અસ્તિત્વની દ્રષ્ટિએ પહેલી વસ્તુનુ અસ્તિત્વ નથી એમ કહેવુ તે બીજો પ્રકાર

(૩) કોઇપણ વસ્તુને માટે બીજી બે વસ્તુના સાપેક્ષ ચતુષ્ટયાનુસાર અસ્તિત્વ કિંવા શૂન્યત્વ કહેવુ એ ત્રીજો પ્રકાર.

(૪) કોઈપણ વસ્તુની બાબતમા અન્ય બે વસ્તુના આક્ષેપ ચતુષ્ટયાનુસાર એ દમ ઉત્તર આપવા અશક્ય હોવાથી અવક્તવ્ય છે તે ચોથો પ્રકાર

(૫) કોઇ વસ્તુને માટે બીજી બે વસ્તુઓની દ્રષ્ટિએ બોલવુ અશક્ય, પણ એ વસ્તુની દ્રષ્ટિએ અસ્તિ પક્ષે ઉત્તર આપવો એ પાચમો પ્રકાર,

(૬) કોઈ વસ્તુને માટે બીજી બે વસ્તુઓની દ્રષ્ટિએ બોલવુ અશક્ય, પણ એ વસ્તુની દ્રષ્ટિએ નાસ્તિપક્ષે ઉત્તર આપવો એ છઠ્ઠો પ્રકાર.

(૭) કોઇપણ વસ્તુને માટે બીજી બે વસ્તુની દ્રષ્ટિએ એકી સાથે કહેવુ અશક્ય પણ અનુક્રમે અસ્તિનાસ્તિપણે ઉત્તર આપવો એ સાતમો પ્રકાર.

આ સાત પદ્ધતિ વડે તર્ક ચલાવ્યા પછી જે સાર નિકળે તે ખરા છે એમ કહેવાને હરકત નથી એકંદરે સાપેક્ષાત્મક વિચાર કરવાની આ સર્વાંગિક પદ્ધતિ હોવાથી તે અત્યત પરિણામકારક છે એના પ્રશસકોમા ડૉ ભાડારકર, મહાત્મા ગાધીજી તેમજ કેટલાયે પાશ્ચાત્ય ને પૌર્વાત્ય પડિતોના નામો છે ઉપરની સાત પદ્ધતિને 'સ્યાત્' શબ્દથી અંકિત કરવામા આવતી હોવાથી એનુ નામ સ્યાદ્વાદ પદ્ધતિ છે વિધિ પ્રતિષેધાદિ કોઈપણ વિધાન સાત પ્રકારે ને અપેક્ષા ચતુષ્ટયસહ કરવુ એજ આ પદ્ધતિનું રહસ્ય છે સૃષ્ટિ, પ્રવાહની

દ્રષ્ટિએ અનાદ્યનત છે પણ પર્યાયત ક્ષણવિનશ્વર છે આત્મ તત્ત્વના મૂળગત ગુણની દ્રષ્ટિએ સર્વ જીવાત્મા એક છે પણ કર્મબંધના ભિન્નત્વને લીધે તે અનેક પણ છે આ પ્રમાણે સર્વ અપેક્ષાઓ લક્ષમા લઈ ને સિદ્ધાંત સ્થાપવો એજ અનેકાંતવાદ

ગુજરાતના સમર્થ વિદ્વાન્ પ્રો આનંદશંકર બાપુભાઈ ધ્રુવ કહે છે કે સ્યાદ્વાદ એકીકરણનુ દ્રષ્ટિબિંદુ અમારી સ્હામે ઉપસ્થિત કરે છે વિવિધ દ્રષ્ટિબિંદુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઈ વસ્તુ સપૂર્ણ સ્વરૂપે સમજવામા આવી શકે નહીં દર્શનશાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણીભૂષણ અધીકારી જણાવે છે કે—સ્યાદ્વાદનો સિદ્ધાંત ઘણો મહત્વપૂર્ણ અને ખેચાણકારક છે એ સિદ્ધાતમા જૈન ધર્મની વિશેષતા તરી આવે છે એજ સ્યાદ્વાદ જૈન દર્શનની અદ્વિતિય સ્થિતિ પ્રગટ કરે છે સ્યાદ્વાદ એક ભારે સત્ય તરફ આપણને દોરી જાય છે વિશ્વના અથવા તેના કોઈ એક ભાગને જોવા માટે માત્ર એક દ્રષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દ્રષ્ટિકોણથી જોઈએ તોજ અખડ સત્ય જોઈ શકીએ ખરૂ જોતા આ વિશ્વ અસખ્ય તત્ત્વો તથા પર્યાયોના સમુદાય રૂપ છે અને આપણા પરિચિત દ્રષ્ટિકોણથી ભાગ્યે જ પૂર્ણ સત્ય પામી શકીએ કેવળ સર્વજ્ઞ જ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે એ સબંધમા શ્રીમલ્લિસેનના નિમ્ન વચનો યાદ રાખવા જેવા છે 'હે ભગવાન ! આપનો સિદ્ધાત નિષ્પક્ષ છે કારણ કે એક જ વસ્તુ કેટલી અસખ્ય દ્રષ્ટિથી જોઈ શકાય છે તે આપે અમને બતાવ્યુ છે બીજાઓ કે જે કેવળ સિદ્ધાત પોતાની ખાતર પરસ્પરમાં ઈર્ષ્યા-મત્સર ધરાવે છે તે સ્થિતિ આપના સ્યાદ્વાદ દર્શનમા નથી સભવતી,' આ રીતે મહોપાધ્યાય પંડિત ગગનાથ ઝા શ્રો પરડોન્ડે અને હીંદી ભાષાના ધુરંધર પડિત શ્રી મહાવીરપ્રસાદજી વીગેરેના વચનો ટાકી શકાય પૂર્વાચાર્યોના અભિપ્રાય તો સખ્યાબધ મળી શકે તેમ છે છતા જો

ઇાને બાજુ પર ગણ્યા છે જ્યારે અન્ય દર્શનના વિદ્વાનોનો આ મત છે તો પછી એ સ્યાદ્વાદ શૈલી માટે વધારે કહેવાનુ હોય જ શાનુ ? એને સશયવાદ તરિકે માનનાર કેવા અધારે અથડાય છે એનો સહજ ખ્યાલ ઉપરના ઉલ્લેખોથી આવી શકશે જૈનદર્શન મા ઉક્ત સાત પદ્ધતિ નીચેના પ્રરોથી આલેખિત દષ્ટિગોચર થાય છે-(१) स्यात् अस्ति (२) स्यात् नास्ति (३) स्यात् अस्ति नास्ति (४) स्यात् अवक्तव्य, (५) स्यात् अस्ति अवक्तव्य (६) स्यात् नास्ति अवक्तव्य (७) स्यात् अस्तिनास्ति अवक्तव्य

જૈન દર્શનમા આ સ્યાદ્વાદના સિદ્ધાતનુ મૂળ જોવા જતા માલુમ પડે છે કે અતિ પ્રાચીન સમયથી તીર્થકર પરમાત્માઓ પ્ર વર્તાવતા આવેલા છે અને ૨૪૬૩ વર્ષો પહેલા ચરમ તીર્થંકર શ્રી મહાવીરદેવે એ સિદ્ધાતનો ઉપદેશ દીધો હતો તેનુ સ્વરૂપ-વર્ણન અને વ્યાખ્યા 'ભગવતી સૂત્ર' 'સમવાયાગ સૂત્ર અનુયોગ દ્વાર સૂત્ર' 'પ્રજ્ઞાપના સૂત્ર' આદિ પ્રમાણભૂત ગ્રથોમા દષ્ટિગોચર થાય છે

ચોથા સૈકામા થઈ ગયેલા યુગપ્રધાન ભદ્રબાહુ સ્વામીએ આ સિદ્ધાતનુ વિવરણ પ્રાકૃત ગ્રથ 'સૂત્રકૃતાગ નિર્યુક્તિ'મા કરેલુ છે

પ્રખ્યાત જૈન ન્યાયાચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરજીએ પોતાના પ્રસિદ્ધ 'સન્મતિતર્ક'મા એ સબધી વિવરણ કરેલુ છે

શ્રી જીનભદ્ર ગણિ ક્ષમાશ્રમણે 'વિશેષાવશ્યક ભાષ્ય'મા અને શ્રી સમતભદ્રે 'આપ્ત મીમાસા'મા પણ આનુ વિવરણ કરેલુ છે આ સિવાય બીજા પ્રસિદ્ધ ન્યાયવેત્તાઓ જેવા કે હરિભદ્રસૂરિ, બુદ્ધિસાગર

સૂરિ દેવસૂરિ હેમચંદ્રસૂરિ અને સ્યાદ્વાદ મંજરી'ના કર્તા સુવિખ્યાત મલ્લિસેનસૂરિએ આ સિદ્ધાંત પર પોતાનુ લક્ષ્ય આપ્યુ છે

આમ અનેકાન્તવાદનુ મહત્વ ને પ્રતિષ્ઠા વર્ણવ્યા જાય તેમ નથી. એમા સત્ય અને અહિંસા સમાયેલા છે એ ભાગ્યેજ કહેવુ પડે તેમ છે, વિશ્વનુ યથાર્થ રૂપે અવલોકન કરવાને માટે અનેકાંત વાદ દિવ્યચક્ષુ રૂપ છે એના અભાવેજ અનેક મતમતાતરોના-ખડ નમડનના-ઝઘડાઓ ઉદ્ભવ્યા છે સત્યનો શાશ્વત સનાતન માર્ગ ચિંધવા સ્યાદ્વાદ સમર્થ છે દેહ શુદ્ધિને માટે જેમ સ્નાનની જરૂર છે તેમ વિચાર શુદ્ધિને માટે અનેકાતવાદ (સ્યાદ્વાદ) એટલેજ આ વશ્યક છે સર્વજ્ઞપ્રરૂપિત અનેકાતવાદના પ્રતાપે આપણા અશુદ્ધિના મતાભિમાનના-અને કદાગ્રહના-મળ ધોવાઈ જાય અને જૈનશાસન-સ્યાદ્વાદ દર્શન-વિશ્વમા વિજયવતુ નિવડે એવી એમા શક્તિ છે

## ગુણસ્થાન વિષે

ગુણો (આત્મશક્તિઓના)ના સ્થાનોને અર્થાત્ વિકાસની ક્રમિક અવસ્થાઓને ગુણ સ્થાન કહે છે જૈનશાસ્ત્રમા ગુણસ્થાન શબ્દની મતલબ આત્મિક શક્તિઓના આવિર્ભાવની ચડતી ઉતરતી અવસ્થાઓ એ છે આત્માનુ વાસ્તવિક સ્વરૂપ તો શુદ્ધ ચૈતન્ય અને પૂર્ણાનદમય છે, પણ તેના ઉપર જ્યા સુધી તીવ્ર આવરણરૂપ ઘન વાદળોની ઘટા છવાયેલી હોય ત્યા સુધી તેનુ અસલ સ્વરૂપ દેખાતુ નથી. આવરણોની તીવ્રતા વધારેમા વધારે હોય ત્યારે આત્મા પ્રાથમિક અવસ્થામા અર્થાત્ તદ્દન અવિકસિત અવસ્થામા પડયો રહે છે અને જ્યારે આવરણ બિલકુલ નાશ પામી જાય છે ત્યારે આત્મા વિકાસની ચરમ અવસ્થામા અર્થાત્ શુદ્ધ સ્વરૂપની પૂર્ણતામા વર્તતો

થઈ જાય ▪ ઉક્ત પ્રકારની સ્થિતિ વચ્ચે આત્મા સખ્યાતિત ભૂમિ કાઓનો અનુભવ કરે છે પણ તેનુ વર્ગીકરણ કરીને સક્ષેપમાં ૧૪ વિભાગ કરવામા આવ્યા છે તેને ચૌદ ગુણસ્થાન કહેવાય છે

કર્મના બધા આવરણોમા મોહનુ આવરણ પ્રધાન છે, મોહની તીવ્રતા ને બળવાન દશા પર બધા આવરણોની તીવ્રતા ને બળ રહેવાનુ જેટલે અંગે મોહની નિર્બળતા એટલે અશે આવરણોની નિર્બળતા મોહીની બે પ્રધાન શક્તિઓમાની પહેલી શક્તિ આ-ત્માને દર્શન કરતા અર્થાત્ સ્વરૂપ પરરૂપનો નિર્ણય અથવા જડ ચેતનનો વિવેક કરતા અટકાવે છે અને બીજી શક્તિ વિવેક પ્રાપ્ત કર્યા છતા અભ્યાસ ( પર પરિણતિ ) થી છૂટી સ્વરૂપ કે કોઈ પણ વસ્તુનુ યથાર્થ દર્શન ( બોધ ) થવા પછીજ એ વસ્તુને પ્રાપ્ત કરવા-નો કે તજવાનો પ્રયત્ન કરવામા આવે છે અને તે સફળ થાય ▪ આધ્યાત્મિક વિકાસગામી આત્મા માટે પણ મુખ્ય બેજ કાર્ય છે પ્રથમ સ્વરૂપ તથા પરરૂપનુ યથાર્થ દર્શન ( ભેદજ્ઞાન ) કરવુ અને બીજુ સ્વરૂપમા સ્થિર થવુ એમાથી પહેલા કાર્યને રોકનાર મોહની શક્તિ 'દર્શનમોહ' ને નામે અને બીજા કાર્યને રોકનાર મોહની શક્તિ 'ચારિત્રમોહ' ને નામે પ્રસિદ્ધ છે પહેલી શક્તિ મદ મદતર અને મદતમ થાય છે ત્યાર પછીજ બીજી શક્તિ અનુ-ક્રમે તેવીજ થવા લાગે છે ટુકમા કહીએ તો આત્મા સ્વરૂપ દર્શન કરી લે તો તેને સ્વરૂપની પ્રાપ્તિ કરવાનો માર્ગ મળીજ જાય છે

અવિકસિત અથવા સર્વથા અધ પતિત આત્માની અવસ્થા એ પ્રથમ ગુણસ્થાન છે એમા ઉપરોક્ત મોહની શક્તિઓ પ્રબળ હોવા થી આત્મા એ ભૂમિકા વખતે આધિભૌતિક ઉત્કર્ષ ભલે ગમે તેટલો કરી લે પણ તેની પ્રવૃત્તિ તાત્ત્વિક લક્ષ્યથી સર્વ પ્રકારે શૂન્ય હોય.

છે જેવી રીતે દિશાભ્રમવાળો મનુષ્ય પૂર્વને પશ્ચિમ માનીને ગતિ કરે અને ઇષ્ટ સ્થાને નથી પહોંચતો તેવી રીતે પ્રથમ ભૂમિકાવાળો આત્મા પરરૂપને સ્વરૂપ સમજી તેનેજ પ્રાપ્ત કરવા માટે દર ક્ષણે ઉત્સુક રહે છે અને વિપરીત દર્શન અથવા મિથ્યાદૃષ્ટિના કારણભૂત રાગદ્વેષના પ્રબળ આઘાતોનું પાત્ર બનીને તાત્ત્વિક સુખથી વંચિત રહે છે એજ ભૂમિકાને જૈનશાસ્ત્રમા બહિરાત્મભાવ અથવા મિથ્યા દર્શન કહ્યુ છે એ ભૂમિકામા જેટલા આત્મા વર્તમાન હોય છે તે બધાની આધ્યાત્મિક સ્થિતિ એક પ્રકારની નથી હોતી અર્થાત્ બધાની ઉપર સમાન રીતે મોહની બન્ને શક્તિઓનુ આધિપત્ય હોવા છતા પણ તેમા થોડો ઘણો તરતમભાવ અવશ્ય હોય છે મોહ નો પ્રભાવ કોઇ ઉપર ગાઢતમ તો કોઈ ઉપર ગાઢતર અને કોઇ ઉપર તેનાથી પણ ઓછો હોય છે

વિકાસ કરવો એ પ્રાય આત્માનો સ્વભાવ છે, તેથી જ્યારે પણ મોહનો પ્રભાવ ઓછો થવા માંડે છે ત્યારે તે આત્મા કાંઈક વિકાસની તરફ આગળ વધવા માડે છે અને તીવ્રતમ રાગદ્વેષને કાંઈક મદ કરતો છતો મોહની પ્રથમ શક્તિને છિન્નભિન્ન કરવા યોગ્ય આત્મબળ મેળવી લે છે એનુ નામ ગ્રંથિભેદ ગ્રંથિભે કરવા બહુ વિષમ છે રાગદ્વેષનુ તીવ્રતમ વિષ ( ગ્રંથિ ) જે એકવાર શિથિલ કે છિન્નભિન્ન થઇ જાય તો પછી સમજો કે બેડો પાર જ કારણકે ગ્રંથિભે થયા પછી મોહની પ્રધાન શક્તિ ( દર્શનમોહ ) ને નબળી પડવામા વાર લાગતી નથી અને એકવાર દર્શનમોહ શિથિલ થયો કે ચારિત્રમોહની શિથિલતાનો માર્ગ સ્વાભાવિક રીતેજ ખુલ્લો થવા લાગે છે એક તરફ રાગદ્વેષ પોતાના પૂર્ણ બળનો પ્રયત્ન કરે છે બીજી બાજુ વિકાસાભિમુખ આત્મા પણ તેના ( દર્શન મોહા દિના ) પ્રભાવને ઘટાડવા માટે પોતાના વીર્ય ( બળ ) નો પ્રયોગ કરે

છે આ આધ્યાત્મિક યુદ્ધમા એટલે માનસિક વિકાર અને આત્માની લડાઇમા ક્યારેક આત્મા તો ક્યારેક કર્મ વિજય મેળવે છે આ યુદ્ધમા આત્માઓ નિમ્ન લિખિત ત્રણ અવસ્થામાની ગમે તે એકમા વર્તે છે ક્યારેક હાર ખાઇને પાછા પડવાની, ક્યારેક હરિફાઇમા ટકી રહેવાની અને ક્યારેક વિજય મેળવી આગળ વધવાની એનુ નામજ સંઘર્ષ કહેવાય છે સંઘર્ષ વિકાસનુ કારણ છે

ગ્રથિભેદની વિષમતા સમજાવનાર નીચેનુ દ્દષ્ટાત ધ્યાનમા રાખવાની જરૂર છે ત્રણ પ્રવાસીઓ કોઇ ઠેકાણે જતા હતા વચમા ભયાનક અટવીમા ચોરો મળ્યા એક તો ચોરોને દેખતા જ ભાગી ગયો, બીજો ડરીને ભાગ્યો તો નહિ પણ તેઓ દ્વારા પકડાઇ ગયો, જ્યારે ત્રીજો તો અસાધારણ બળ તથા કુશળતાથી તે ચોરોને હરાવી આગળ વધી ઇષ્ટ સ્થાને પહોચી ગયો માનસિક વિકારોની સાથે આધ્યાત્મિક યુદ્ધ કરવામા જે જય પરાજય થાય છે તેનો થોડો ઘણો ખ્યાલ આ દ્દષ્ટાતથી આવી શકે તેમ છે

પ્રથમ ગુણસ્થાનમા રહેનાર વિકાસગામી એવા અનેક આત્માઓ હોય છે કે જેઓએ રાગદ્વેષના તીવ્રતમ વેગને થોડો દબાવેલો હોય છે, પણ મોહની પ્રધાન શક્તિને ( દર્શનમોહને ) નમળો પાડેલ નથી હોતો એવા આત્માઓની આધ્યાત્મિક દ્દષ્ટિ સર્વાશે આત્માભિમુખ ન હોવાને લીધે વસ્તુત તે મિથ્યાદ્દષ્ટિ–વિપરીતદ્દષ્ટિ અથવા અસત્ દ્દષ્ટિ જ કહેવાય છે પણ એ સદ્દષ્ટિની સમિપ લઇ જનાર હોવાથી સ્વીકારવા યોગ્ય માનવામા આવી છે

બોધ વિર્ય અને ચારિત્રના ઓછા વધતાપણાને ધ્યાનમા રાખી અસત્ દ્દષ્ટિના ચાર ભેદ પાડવામા આવ્યા છે એમા જે વર્તમાન હોય છે તેને પછી સદ્દષ્ટિ પ્રાપ્ત કરવામા વાર લાગતી નથી

સદ્બોધ, સદ્વીર્ય અને સચ્ચારિત્રના તરતમ ભાવ ઉપરથી સદ્દષ્ટિના પણ ચાર વિભાગ કરવામા આવ્યા છે જેમા મિથ્યાદષ્ટિ ત્યજીને કે મોહની ઉક્ત એક યા બન્ને શક્તિઓને જીતી આગળ વધેલા સર્વ વિમિસિત આત્માઓનો સમાવેશ થઈ જાય છે એ જ વસ્તુ ટૂંકમા બીજી રીતે એમ પણ સમજાવી શકાય કે જેમા આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયુ હોય અને તેની પ્રાપ્તિ માટે મુખ્યપણે પ્રવૃત્તિ થતી હોય તે સદ્દષ્ટિ. તેથી ઉલટુ એટલે જેમા આત્માનું સ્વરૂપ ન તો યથાર્થ રીતે જણાયુ હોય અને ન તો તેની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ થતી હોય તે અસત્ દષ્ટિ શાસ્ત્રમાં બોધ, વીર્ય અને ચારિત્રના તરતમભાવને લક્ષ્યમા રાખીને બન્ને દ્રષ્ટિઓના ચાર ચાર વિભાગ કરવામા આવ્યા છે જેમા સર્વ વિમસગીન આત્માઓનો સમાવેશ થઈ જાય છે એ આઠ દ્રષ્ટિનુ વર્ણન વાચતા જ આધ્યાત્મિક વિકાસનુ સ્વરૂપ આખ સામે ખડુ થાય છે

શારીરિક અને માનસિક દુખોની સવેદનાને લીધે અજાણપણે જ ગિરિ–નદી–પાષાણ ન્યાયથી જ્યારે આત્મા ઉપરનું કર્માવરણ કાઈક શિથિલ થાય છે અને તેને લીધે તેના અનુભવ તથા વીર્યોલ્લાસની માત્રા કાઇક વધે છે ત્યારે તે વિમસગામી આત્માના પરિણામોની શુદ્ધિ અને કોમળતા કાઈક વધે છે, જેને લીધે તે રાગદ્વેષની તીવ્રતમ અર્થાત્ દુર્ભેદ ગ્રથિને તોડવાની યોગ્યતા ઘણે અશે પ્રાપ્ત કરી લે ■ એ અણસમજ્યા દુખના અનુભવથી ઉત્પન્ન થએલ અતિ અલ્પ આત્મશુદ્ધિને જૈન શાસ્ત્રમા યથાપ્રવૃતિકરણ' કહેવામા આવ્યુ ■ ત્યારબાદ વળી જ્યારે આત્મશુદ્ધિ તથા વીર્યોલ્લાસની માત્રા થોડી વધે છે ત્યારે રાગદ્વેષની દુર્ભેદ ગ્રથિનું ભેદન કરી શકાય છે એ ગ્રથિભેદ કરનાર આત્મશુદ્ધિને અપૂર્વકરણ' કહેવામા આવે છે કારણકે એવુ કરણ અર્થાત્ પરિણામ વિકાસગામી આત્માને અપૂર્વ અર્થાત્ પ્રથમ

જ પ્રાપ્ત થયેલ હોય છે તેના પછી આત્મશુદ્ધિ તથા વીર્યોલ્લાસનુ પ્રમાણ ક્રમિક વધે છે ત્યારે આત્મા મોહની પ્રધાનશક્તિ અર્થાત્ દર્શન મોહ ઉપર જરૂર વિજય મેળવે છે જૈનશાસ્ત્રમા એ વિજય કરનારી આત્મશુદ્ધિને 'અનિવૃત્તિકરણ' કહેવામા આવેલ છે તે આત્મશુદ્ધિ થઇ ગયા પછી આત્મ દર્શનમોહ ઉપર વિજય મેળવ્યા વિના નથી જ રહેતો, અર્થાત્ ત્યારપછીથી તે પાછો નથી હઠતો ઉપરોક્ત ત્રણ પ્રકારની આત્મશુદ્ધિઓમા બીજી અપૂર્વકરણ નામની શુદ્ધિજ અત્યત દુર્લભ છે, કારણકે રાગદ્વેષના તીવ્રતમ વેગને રોકવાનુ અતિ કઠિન કાર્ય તેનાજ દ્વારા કરી શકાય છે કે જે સહેલુ નથી. એકવાર એ કાર્યમા સફળતા મળી ગયા પછી ભલે વિકાસગામી આત્મા, ઉપરની કોઈપણ ભૂમિકાથી પડી જાય તોપણ તે ફરી ક્યારેક્ને ક્યારેક પોતાના લક્ષ્યને અર્થાત્ આધ્યાત્મિક પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત કરી જ લે છે ઉદાહરણ તરિકે કહીએ તો કપડાની ચીકાશ દૂર કરવા જેવુ અપૂર્વકરણ છે ત્યારે કપડાપર લાગેલ મેલ કે રજ કહાડવા જેવુ અનિવૃત્તિ કરણ છે ચીકાશને દૂર કરનાર બળપ્રયોગ જ મહત્ત્વનો છે આમ દર્શનમોહ જીતાયો કે પ્રથમ ગુણસ્થાનની સમાપ્તિ થઈ જાય છે

એમ થતાજ વિકાસગામી આત્મા સ્વરુપનું દર્શન કરી લે છે ત્યારથી તે વિવેકી થઇ કર્તા-અકર્તા-નો વાસ્તવિક ભેદ પારખી લે છે એ દશાનું નામ 'અન્તરાત્મભાવ' કહેવાય છે, એની પ્રાપ્તિ બાદ આત્મા પોતાની અદર વર્તતા સૂક્ષ્મ અને સ્વભાવશુદ્ધ પરમાત્મભાવને દેખવા લાગે છે

એ દશા વિકાસક્રમની ચોથી ભૂમિકા અર્થાત્ ચોથુ ગુણસ્થાન છે, જેને પામી આત્મા પહેલવહેલો જ આધ્યાત્મિક શાતિ અનુભવે છે એ ભૂમિકામા આધ્યાત્મિક દ્રષ્ટિ યથાર્થ (આત્મસ્વરૂપાભિમુખ) હોવાને લીધે વિપર્યાસરહિત હોય છે તેથી એને જૈનશાસ્ત્રમા સમ્યગ્

દૃષ્ટિ અથવા સમ્યક્ત્વ કહેલ છે ચોથી પછીની બધી ભૂમિકાઓ સમ્યગ્દૃષ્ટિવાળીજ સમજવી કારણ કે તેમા વિકાસ તથા દૃષ્ટિની શુદ્ધિ ઉત્તરોત્તર વધતીજ જાય છે ચોથા ગુણસ્થાનમા સ્વરૂપનુ દર્શન થવાથી આત્માને અપૂર્વ શાતિ મળે છે અને તેને વિશ્વાસ આવે છે કે હવે મારો સાધ્ય વિષયક ભ્રમ દૂર થયો, અર્થાત્ તે સમજે છે કે અત્યારસુધી હું જે પૌદ્ગલિક અને બાહ્યસુખ માટે તલસી રહ્યો હતો તે સુખ પરિણામે નીરસ અસ્થિર અને તેથીજ પરિમિત છે સુદર, સ્થિર તથા અપરિમિત સુખ તો સ્વરૂપની પ્રાપ્તિમા જ છે તેથી તે વિકાસગામી આત્મા સ્વરૂપસ્થિતિ માટે પ્રયત્ન કરવા માડે છે

મોહની પ્રધાનશક્તિ ( દર્શનમોહ) ને શિથિલ કરીને સ્વરૂપ દર્શન કરી લીધા પછી પણ જ્યાસુધી તેની બીજી શક્તિ ( ચારિત્રમોહ ) ને શિથિલ કરી ન શકાય ત્યાસુધી સ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થતી નથી બીજી શક્તિને મદ કરવા પ્રયાસ કરે છે અને લેશ માત્ર શિથિલ કરે છે ત્યારે તેની વિશેષ ઉત્ક્રાંતિ થઈ જાય છે એમા અશ માત્ર પરપરિણતિનો ત્યાગ હોવાથી ચોથી ભૂમિકા કરતા વધારે શાતિ સાપડે છે એનુ નામ દેશવિરતિનામા પચમ ગુણસ્થાન છે પાચમા ગુણસ્થાનમા વિકાસગામી આત્માને એમ વિચાર થવા લાગે છે કે જો અલ્પ ત્યાગથી જ આટલી અધિક શાતિ મળી તો પછી સર્વ વિરતિ અર્થાત્ જડભાવોના સર્વથા ત્યાગથી કેટલી વધારે શાતિ મળે ? એ વિચારથી પ્રેરાઇ તેમજ પ્રાપ્ત થએલ આધ્યાત્મિક શાતિના અનુભવથી બળવાન થઈ તે વિકાસગામી આત્મા ચારિત્ર મોહને વધારે શિથિલ કરી પહેલા કરતા પણ વિશેષ સ્વરૂપ સ્થિરતા મેળવવાનો પ્રયત્ન કરે છે એમા સફળ થતાજ તેને સર્વ વિરતિ સયમ પ્રાપ્ત થાય છે પૌદ્ગલિક ભાવો ઉપર મૂર્છા બિલકુલ રહેતી નથી અને તેનો બધો વખત સ્વરૂપને પ્રગટ કરવાના કામમા જ વ્યતીત થાય ■ એ સર્વવિરતિ નામનુ છઠ્ઠુ ગુણસ્થાન છે તેમા આત્મ-

કલ્યાણ ઉપરાંત લોકકલ્યાણની ભાવના તેમજ તેને અનુકૂળ પ્રવૃત્તિ પણ થાય છે જેથી કોઈ કોઈવાર થોડો ઘણો પ્રમાદ પણ થઈ જાય છે

જો કે વિકાસગામી આત્માને પાંચમા ગુણસ્થાન કરતાં છઠ્ઠામાં સ્વરૂપનું પ્રગટીકરણ વિશેષ હોવાને લીધે આધ્યાત્મિક શાંતિ વધારેજ મળે છે છતાં વચ્ચે વચ્ચે અનેક પ્રમાદો શાંતિ મેળવવામાં તેને જે અડચણો નાખે છે તેને તે સહન કરી શકતો નથી તેથી જ સર્વ વિરતિથી પ્રાપ્ત થતી શાંતિની સાથે અપ્રમાદથી થતી વિશિષ્ટ શાંતિનો અનુભવ કરવાની પ્રબળ લાલસાથી પ્રેરાઈ તે વિકાસગામી આત્મા પ્રમાદનો ત્યાગ કરે છે અને સ્વરૂપની અભિલાષા અનુકૂળ એવા મનન, ચિંતન સિવાય બીજી બધી પ્રવૃત્તિનો તે ત્યાગ કરે છે એજ 'અપ્રમત્ત સંયત' નામનું સાતમું ગુણસ્થાન છે એમાં એક બાજુ અપ્રમાદજન્ય ઉત્કટ સુખનો અનુભવ આત્માને તે સ્થિતિમાં રહેવાને ઉત્તેજે છે અને બીજી બાજુ પ્રમાદજન્ય પૂર્વ વાસનાઓ તેને પોતાની તરફ ખેંચે છે એ ખેંચતાણમાં વિકાસગામી આત્મા કોઈવાર પ્રમાદની તંદ્રા તો કોઈવાર અપ્રમાદની જાગૃતિમાં અર્થાત્ છઠે અને સાતમે ગુણસ્થાને અનેકવાર પડે અને ચડે છે જેમ વમળમાં પડેલું લાકડું કે વંટોળીએ ચડેલ તણખલું અહીં તહીં ચલાયમાન થાય છે તેજ પ્રકારે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાન વખતે વિકાસગામી આત્મા અસ્થિર થઈ જાય છે

પ્રમાદની સાથે થનાર એ આંતરિક યુદ્ધ વખતે વિકાસગામી આત્મા જો પોતાનું ચારિત્રબળ વિશેષ પ્રકાશિત કરે તો પછી તે પ્રલોભનોને વટાવી વિશેષ અપ્રમત્તપણું પ્રાપ્ત કરી લે છે એ અવસ્થા પ્રાપ્ત કરીને એવી શક્તિ વધારવાની તૈયારી કરે [illegible] કે જેનાથી બાકી રહ્યાસહ્યા બધા મોહનો અંત આણી શકાય. મોહની સાથે

ભાવી યુદ્ધ માટે કરવી જોઈતી તૈયારીની આ ભૂમિકાને આઠમુ ગુણસ્થાન કહેવામાં આવે છે

પહેલા કદીએ ન થએલી એવી આત્મશુદ્ધિ આઠમા ગુણસ્થાનમા પ્રાપ્ત થાય છે જેના વડે કોઈ વિકાસગામી આત્મા મોહના સસ્કારોના પ્રભાવને અનુક્રમે દબાવતો દબાવતો આગળ વધે છે તેમજ છેવટે તેને બિલકુલ શમાવી દે છે અને વિશિષ્ટ શુદ્ધિવાળો બીજો કોઈ આત્મા એવો પણ મળી આવે છે કે જે મોહના સસ્કારોને ક્રમશ જડ મૂળથી ઉખેડતો ઉખેડતો આગળ વધે છે અને છેવટે તે બધા સસ્કારોને સર્વથા નિર્મૂળ કરી નાખે છે એ રીતે આઠમા ગુણસ્થાનથી આગળ વધનાર અર્થાત્ અતરાત્મભાવના વિકાસ દ્વારા પરમાત્મ ભાવરૂપ સર્વોપરિ ભૂમિકાની સમીપે પહોચનાર આત્માઓ બે શ્રેણિમા વહેચાઈ જાય છે

પ્રથમ શ્રેણિવાળા આત્માઓ તો એવા હોય છે કે જેઓ એકવાર મોહને સર્વ પ્રકારે દબાવી તો દે છે, પરન્તુ તેને નિર્મૂળ નથી કરી શકતા જેમ વરાળના વેગથી ઢાકણુ ઉચે ચડે છે અને વેગ ઘટતા નીચે પડે છે અથવા તો જેમ રાખ નીચે દબાયેલો અગ્નિ પવનનો ઝપાટો લાગતા જ પોતાનું કામ કરવા માડે છે અથવા તો જેમ પાણીને તળીયે રહેલો મેલ થોડો ક્ષોભ થતાંજ ઉપર આવી પાણીને ગદુ કરી નાખે છે તેમ પહેલા દબાવી દેવામાં આવેલો મોહ આતરિક યુદ્ધમા થાકેલા એ પ્રથમ શ્રેણિવાળા આત્માઓને પોતાના બળથી નીચે પટકે છે એકવાર સર્વથા દબાય પછી પણ મોહ જે ભૂમિકાથી આત્માને હરાવી નીચે પાડી દે છે તેજ અગિયારમુ ગુણસ્થાન છે મોહને અનુક્રમે દબાવતા દબાવતા સર્વથા દબાવવા સુધીમા ઉત્તરોત્તર વધારે વધારે વિશુદ્ધવાળી બે ભૂમિકાઓ અવસ્ય પ્રાપ્ત કરવી પડે છે જે નવમુ તથા દશમુ ગુણસ્થાન કહેવાય

અગિઆરમુ ગુણસ્થાન અધ પતનનુ સ્થાન છે, કારણ કે તેને પ્રાપ્ત કરનાર આત્મા આગળ ન વધતા એકવાર તો અવશ્ય નીચે પડે છે

બીજી શ્રેણિવાળા આત્માઓ મોહને ક્રમશ નિર્મૂળ કરતા કરતા છેવટે તેને સર્વથા નિર્મૂળ કરી નાખે છે સર્વથા નિર્મૂળ કરી નાખવાની જે ઉચ્ચ ભૂમિકા તેજ બારમુ ગુણસ્થાન છે આ ગુણસ્થાનને પ્રાપ્ત કરવા સુધીમા અર્થાત્ મોહને સર્વથા નિર્મૂળ કર્યા પહેલા વચમા નવમુ અને દશમુ ગુણસ્થાન પ્રાપ્ત કરવુ પડે છે આ રીતે જોતા પહેલી શ્રેણિવાળા હોય કે બીજી શ્રેણિવાળા હોય પણ એ બધાને નવમુ દશમુ ગુણસ્થાન પ્રાપ્ત કરવુ પડે છે ઉભયમાં અતર એટલુંજ હોય છે કે પહેલી શ્રેણિવાળાઓ કરતા બીજી વાળામા આત્મશુદ્ધિ તેમજ આત્મબળ ઉચ્ચ પ્રકારનુ હોય છે

આધ્યાત્મિક વિશુદ્ધિ ઓછી હોવાથી પહેલી શ્રેણિવાળા દશમા ગુણસ્થાનને પ્રાપ્ત કરી છેવટે અગિઆરમામા મોહથી હારી નીચે પડે છે અને બીજી શ્રેણિવાળા તો વિશુદ્ધિ વધુ હોવાથી વિશેષ આત્મબળ પ્રકટ કરી મોહનો સર્વથા નાશ કરી બારમા ગુણસ્થાનને પ્રાપ્ત કરી લે છે

જેમ અગિઆરમુ ગુણસ્થાન અવશ્ય પુનરાવૃત્તિનુ છે તેમજ બારમુ ગુણસ્થાન અપુનરાવૃત્તિનુ છે, એટલે કે અગિઆરમા ગુણસ્થાનને પ્રાપ્ત થનાર આત્મા એકવાર અવશ્ય તેનાથી નીચે પડે છે અને બારમાને પ્રાપ્ત કરનાર તેનાથી કદી નીચે પડતો નથી બ કે ઉપરજ ચઢે છે ઉપર કહેલ બન્ને શ્રેણિવાળા આત્માઓની તરતમ ભાવાપન્ન આધ્યાત્મિક વિશુદ્ધિ જાણે કે પરમાત્મભાવરૂપ સર્વોચ્ચ ભૂમિકા ઉપર ચઢવાની બે નીસરણીઓજ છે જેમાથી એકને જૈન શાસ્ત્રમા ઉપશમશ્રેણિ અને બીજીને ક્ષપકશ્રેણિ કહેલ છે પહેલી કાંઈક ઉપર

ચડાવી પાડનારી અને બીજી તો ઉપર ચડાવનારીજ છે પહેલી શ્રેણિથી પડનાર આત્મા આધ્યાત્મિક અધઃપતનદ્વારા ભલેને ઠેઠ પહેલા ગુણ સ્થાન સુધી ચાલ્યો જાય, પરન્તુ તેની તે અવપતિત સ્થિતિ કાયમ રહેતી નથી ક્યારેક ને ક્યારેક તો તે ફરી બમણા બળથી અને બમણી સાવધાનીથી તૈયાર થઈને મોહ શત્રુની સામે થાય છે અને છેવટે બીજી શ્રેણિની યોગ્યતા પ્રાપ્ત કરી મોહનો સર્વથા ક્ષય કરી નાખે છે વ્યવહારમા અર્થાત્ આધિભૌતિક ક્ષેત્રમા પણ જાવામા આવે છે કે જે એકવાર હાર ખાય છે તેજ પૂરી તૈયારી કરીને પહેલા પોતાને હરાવનાર શત્રુને ફરી હરાવી શકે છે

પરમાત્મ ભાવનું સ્વરાજ્ય પ્રાપ્ત કરવામા મુખ્ય બાધક મોહજ છે તેના નાશનો આધાર અંતરાત્મ ભાવના વિશિષ્ટ વિકાસ ઉપર રહેલો છે મોહનો સર્વથા નાશ થતાજ અન્ય કર્મ આવરણો ( ઘાતિ કર્મો ) પ્રધાન સેનાપતિ મરાયા પછી અનુગામિ સૈનિકોની માફક એક સાથેજ છિન્ન ભિન્ન થઈ જાય છે વિકાસગામિ આત્મા તરત જ પરમાત્મભાવનુ પૂર્ણ આધ્યાત્મિક સ્વરાજ્ય પ્રાપ્ત કરી અર્થાત્ સચ્ચિદાનંદ સ્વરૂપને પૂર્ણપણે પ્રગટાવી નિરતિશય જ્ઞાન ચારિત્ર આદિની સંપત્તિ મેળવી લે છે તેમજ અનિર્વચનીય સ્વાભાવિક સુખનો અનુભવ કરે છે જેમ પૂનમની રાતે સ્વચ્છ ચંદ્રની સંપૂર્ણ કળાઓ પ્રકાશમાન થાય છે તેમ તે વખતે આત્માની ચેતના આદિ બધી મુખ્ય શક્તિઓ પૂર્ણ વિકાસ પામે છે એ ભૂમિકાને તેરમા ગુણસ્થાન તરિકે ઓળખવામા આવે છે

ત્યા લાંબા વખત સુધી રહ્યા પછી આત્મા બળેલી દોરડી સમાન બીજા આવરણોને અર્થાત્ અપ્રધાનભૂત અઘાતિ કર્મોને ઉડાવી ફેકી દેવા માટે સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી શુક્લ ધ્યાનરૂપ પવનનો આશ્રય લઇને માનસિક વાચિક અને કાયિક વ્યાપારોને સર્વથા રોકી નાંખે

છે એજ આધ્યાત્મિક વિમાસની પરાકાષ્ટા અથવા તો ચૌદમુ ગુણ-સ્થાન કે એમા આત્મા અમુચ્છિન્ન ક્રિયાપ્રતિપાતિ શુક્લધ્યાન વડે સુમેરૂ પર્વતની માફક નિષ્પ્રકંપ સ્થિતિ પ્રાપ્ત કરીને છેવટે શરીર ત્યાગ કરી વ્યવહાર અને પરમાર્થ દ્રષ્ટિથી લોકોત્તર સ્થાન પ્રાપ્ત કરે કે એજ નિર્ગુણ બ્રહ્મસ્થિતિ કે, એજ સર્વાંગી પૂર્ણતા છે, એજ પૂર્ણ કૃતકૃત્યતા કે એજ પરમ પુરૂષાર્થની અંતિમ સિદ્ધિ છે અને એજ અપુનરાવૃત્તિ સ્થાન ે, કારણ કે સસારનુ એક માત્ર કારણ મોહ કે કે જેના સમગ્ર સંસ્કારોનો સમૂળ નાશ થઈ જવાને લીધે હવે કદી ઉપાધિનો સભવ નથી

અહીં સુધી તો પહેલેથી ચૌદમા ગુણસ્થાન સુધીના બારગુણ-સ્થાનોની વાત થઈ એમા બીજા અને ત્રીજા ગુણસ્થાનની જે વાત રહી ગઇ કે તે આ પ્રમાણે કે સમ્યક્ત્વ અથવા તત્ત્વજ્ઞાનવાળી ઉપ-રની ચોથી વગેરે ભૂમિકાઓના રાજમાર્ગથી ચ્યુત થઇને જ્યારે કોઇ આત્મા તત્ત્વજ્ઞાન રહિત મિથ્યાદ્રષ્ટિવાળી પ્રથમ ભૂમિકાના ઉન્માર્ગ તરફ વળે છે ત્યારે વચમા તે નીચે પડતા આત્માની જે કાંઈ અવસ્થા થાય કે તે બીજુ ગુણસ્થાન । જો કે એ ગુણસ્થાનમા પહેલા કરતાં આત્મશુદ્ધિ કાંઈક વધારે અવશ્ય હોય કે, એટલે ક્રમમા એ બીજો છે છતા એને ઉત્ક્રાન્તિ સ્થાન કહી નથી શકતું કેમકે ઉત્ક્રાન્તિ કરનાર આત્મા પહેલા ગુણસ્થાનને છોડીને બીજા પર સીધી રીતે જઈ શકતો નથી, પરન્તુ ઉપરના ગુણસ્થાનથી પડનાર આત્માજ એનો અધિકારી થાય છે અધઃપતન મોહના આવેશમાથી જન્મે કે એથીજ એ ગુણસ્થાન વખતે મોહની તીવ્ર કાષાયિક શક્તિનો આવિર્ભાવ હોય કે ખીર વગેરેનું મિષ્ટ ભોજન કર્યા પછી જ્યારે વમન થાય છે ત્યારે મોઢામાં એક પ્રકારનો વિલક્ષણ સ્વાદ અર્થાત્ નહિ અત્યંત મીઠો કે

નહિ અત્યત ખાટો જેમ અનુભવાય છે તેવીજ રીતે બીજા ગુણસ્થાન વખતે આધ્યાત્મિક સ્થિતિ વિલક્ષણ હોય છે કારણ કે તે વખતે આત્મા નથી હોતો તત્ત્વજ્ઞાનની નિશ્ચિત ભૂમિકા ઉપર કે નથી હોતો તત્ત્વજ્ઞાન વિનાની નિશ્ચિત ભૂમિકા ઉપર અથવા જેવી રીતે કોઇ માણસ ચઢવાના પગથીયાઓથી ખસી પછી જમીન ઉપર આવીને નથી ઠેરતો ત્યા સુધી વચમાજ તે એક વિલક્ષણ અવસ્થા અનુભવે છે તેવી રીતે સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વને પ્રાપ્ત કરવા સુધીમા-વચમા આત્મા એક વિલક્ષણ આધ્યાત્મિક અવસ્થા અનુભવે છે

ત્રીજુ ગુણસ્થાન આત્માની એવી મિશ્રિત અવસ્થાનુ નામ છે કે જેમા નથી હોતી માત્ર સમ્યક્દષ્ટિ કે નથી હોતી માત્ર મિથ્યાદષ્ટિ પરન્તુ એમા આત્માની આધ્યાત્મિક સ્થિતિ દોલાયમાન હોય છે તેથી એની બુદ્ધિ સ્વાધિન ન હોવાને કારણે સદેહશીલ હોય છે અર્થાત્ તેની સામે જે કાઇ આવે તે બધાને તે સાચુ માની લે છે એટલે કે તે બુદ્ધિ તત્ત્વને એકાત અતત્ત્વ સ્વરૂપ પણ નથી જાણતી અને તત્ત્વ અતત્ત્વને પૂર્ણ વાસ્તવિક વિવેક પણ નથી કરી શકતી

જેમ કોઈ ઉત્ક્રાન્તિ કરનાર આત્મા પહેલા ગુણસ્થાનથી નીકળી સીધોજ ત્રીજુજ ગુણસ્થાન પ્રાપ્ત કરે છે અને કોઇ અપક્રાન્તિ કરનાર આત્મા પણ ચોથા આદિ ગુણસ્થાનથી પડી ત્રીજે ગુણસ્થાને આવે છે એ રીતે ઉત્ક્રાન્તિ કરનાર અને અપક્રાન્તિ કરનાર બન્ને પ્રકારના આત્માઓનુ આશ્રયસ્થાન ત્રીજુ ગુણસ્થાન છે બીજા ગુણસ્થાન કરતા ત્રીજાની એ વિશેષતા છે

ઉપર આત્માની જે ચૌદ અવસ્થાઓનો વિચાર કરવામા આવ્યો છે તેનું તેમજ તેની અદર સમાવેશ પામતી અવાન્તર સખ્યાતીત અવસ્થાઓનુ બહુ સક્ષેપમા વર્ગીકરણ કરીને શાસ્ત્રમા દેહધારી આત્માઓની ફક્ત ત્રણ અવસ્થાઓ વર્ણવવામા આવી છે

(૧) બહિરાત્મ અવસ્થા (૨) અંતરાત્મ અવસ્થા અને (૩) પરમાત્મ અવસ્થા

પ્રથમ અવસ્થામા આત્માનુ વાસ્તવિક વિશુદ્ધ રૂપ અત્યંત ઢંકાયેલુ હોય છે, જેને લીધે આત્મા મિથ્યા અધ્યાસવશ પૌદ્ગલિક વિલાસોને જ સર્વસ્વ માની લે છે અને તેની પ્રાપ્તિ માટે બધી શક્તિ ખર્ચી નાખે છે

બીજી અવસ્થામા આત્માનુ વાસ્તવિક સ્વરૂપ પૂર્ણ રીતે પ્રગટ તો નથી થતુ પરન્તુ તેના ઉપરનુ આવરણ ગાઢ ન રહેતા શિથિલ, શિથિલતર, શિથિલતમ થઇ જાય છે તેને લીધે તેની દૃષ્ટિ પૌદ્ગલિક વિલાસો તરફથી હઠી શુદ્ધ સ્વરૂપ તરફ લાગી જાય છે તેની દૃષ્ટિમા શરીર આદિની જીર્ણતા કે નવીનતા એ પોતાની જીર્ણતા કે નવીનતા નથી આ બીજી અવસ્થા જ ત્રીજી અવસ્થાનુ મજબૂત પગથિયુ છે

ત્રીજી અવસ્થામા આત્માનુ વાસ્તવિક સ્વરૂપ પ્રગટ થઈ જાય છે, અર્થાત્ તેની ઉપરના ઘન આવરણો બિલકુલ નાશ પામી જાય છે, પહેલુ બીજુ અને ત્રીજુ ગુણસ્થાન બહિરાત્મ અવસ્થાનુ દિગ્દર્શન છે ચોથાથી બારમા સુધીના ગુણસ્થાનો એ અંતરાત્મ અવસ્થાનુ દિગ્દર્શન છે અને તેરમા ચૌદમા ગુણસ્થાનમા પરમાત્મ અવસ્થાનુ દિગ્દર્શન છે

આત્માનો સ્વભાવ જ્ઞાનમય છે એથી તે કોઇ પણ ગુણસ્થાનમા કેમ ન હોય પરતુ તે કદી ધ્યાનથી મુક્ત નથી જ રહી શકતો, સામાન્ય રીતે ધ્યાનના 'શુભ' અને અશુભ એ બે અને વિશેષ રીતે આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એ ચાર પ્રકાર શાસ્ત્રમા દર્શાવવામા આવ્યા છે ચારમાંથી પહેલા બે અશુભ અને પાછળના બે શુભ છે.

પૌદ્ગલિક દ્રષ્ટિની મુખ્યતા તેમજ આત્મવિસ્મૃતિ વખતે જે ધ્યાન હોય છે તે અશુભ અને પૌદ્ગલિક દ્રષ્ટિની ગૌણતા તેમજ આત્મ સ્મૃતિ દશામા જે ધ્યાન હોય છે તે શુભ. અશુભ ધ્યાન સસારનુ કારણ અને શુભ ધ્યાન મોક્ષનુ કારણ છે પહેલા ત્રણ ગુણસ્થાનમા આર્ત્ત અને રૌદ્ર એ બે ધ્યાન ઓછા વધતા પ્રમાણમા હોય છે ચોથા અને પાચમા ગુણસ્થાનમા એ બે ધ્યાન ઉપરાત સમ્યક્ત્વના પ્રભાવથી ધર્મધ્યાન પણ સભવે છે છઠ્ઠા ગુણસ્થાનમા આર્ત્ત અને ધર્મ એ બે ધ્યાન સભવે છે સાતમા ગુણસ્થાનમા ફક્ત ધર્મધ્યાન હોય છે આઠમાથી બારમા સુધીના પાચ ગુણસ્થાનમા ધર્મ અને શુક્લ એ બન્ને ધ્યાન હોય છે તેરમા અને ચૌદમા ગુણસ્થાનમા ફક્ત શુક્લ ધ્યાન હોય છે

આત્મિક સ્થિતિના ચૌદ વિભાગો કે જે ગુણસ્થાન તરિકે સુપ્ર સિદ્ધ છે તેમના નામ નીચે પ્રમાણે છે

(૧) મિથ્યાદ્રષ્ટિ (૨) સાસ્વાદન (૩) સમ્યક્ મિથ્યાદ્દષ્ટિ યાને મિશ્રદ્રષ્ટિ (૪) અવિરત સમ્યક્દૃષ્ટિ (૫) દેશવિરતિ ( વિર તાવિરત ) ( ૬ ) પ્રમત સયત ( ૭ ) અપ્રમત્ત સયત ( ૮ ) અપૂર્વ કરણ ( નિવૃત્તિ બાદર ) ( ૯ ) અનિવૃત્તિ બાદર ( ૧૦ ) સૂક્ષ્મ સપરાય (૧૧) ઉપશાતમોહ (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગ કેવળી (૧૪) અયોગ કેવળી. પ્રથમ ગુણસ્થાન એ અવિકાસ કાળ છે બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનમા વિકાસનુ સહજ સ્ફુરણ હોય છે તેમા પ્રબળતા અવિકાસની જ હોય છે ચોથાથી વિકાસ ક્રમશ વધતા વધતા તે છેવટે ચૌદમા ગુણસ્થાને પૂર્ણ કળાએ પહોચે છે અને ત્યાર બાદ મોક્ષ પ્રાપ્ત થાય છે જૈન વિચારસરણીનુ પૃથક્કરણ એટલુ જ કરી શકાય કે પહેલા ત્રણ ગુણસ્થાનો એ અવિકાસ કાળ છે અને

ચોથાથી ચૌદમા સુધીના ગુણસ્થાનો વિકાસ અને તેની વૃદ્ધિનો કાળ છે, ત્યાર બાદ મોક્ષ કાળ છે

પૂજ્યપાદશ્રી હરિભદ્રસૂરિ આ બાબતને નીચે મુજબ વર્ણવે છે પહેલા પ્રકારમા અવિકાસ અને વિકાસક્રમ બન્નેનો સમાવેશ કરે છે. અવિકાસ કાળને તેઓ ઓઘદષ્ટિના નામથી અને વિકાસક્રમને સદ્દષ્ટિના નામથી ઓળખે છે સદ્દષ્ટિના મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા, અને પરા એવા આઠ વિભાગ કરે છે આ આઠ વિભાગોમા ઉત્તરોત્તર વિકાસનો ક્રમ વધતો જાય છે પહેલા મિત્રા આદિ ચાર દષ્ટિઓમા આધ્યાત્મિક વિકાસ હોય છે ખરો, પણ તેમા માર્ગ અજ્ઞાન અને મોહનુ પ્રાબલ્ય રહે છે સ્થિરા આદિ પાછલી ચાર દષ્ટિઓમા જ્ઞાન અને નિર્મોહતાનુ પ્રાબલ્ય વધતુ જાય છે

બીજા પ્રકારમા આધ્યાત્મિક વિકાસના ક્રમનુ યોગ રૂપે વર્ણન કર્યું છે યોગના અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસક્ષય એવા પાચ ભાગ પાડે છે (૧) ઉચિત પ્રવૃત્તિરૂપ અણુવ્રત અને મહાવ્રતથી યુક્ત થઈ મૈત્રી આદિ ભાવના પૂર્વક શાસ્ત્રાનુસારે જે તત્વચિંતન કરવુ તે. (૨) અધ્યાત્મનો બુદ્ધિસગત વધારે ને વધારે અભ્યાસ કરવો એજ ભાવના (૩) બીજા વિષયના પ્રવેશ વિનાનો માત્ર એક વિષયનો આધાર લઈ પ્રવાહબધ પ્રશસ્ત સૂક્ષ્મ બોધ તે ધ્યાન (૪) અવિદ્યાકલ્પિત જે ઇષ્ટ તથા અનિષ્ટ વસ્તુઓ છે તેમા વિવેકપૂર્વક તત્વબુદ્ધિ કરવી અર્થાત્ ઇષ્ટત્વ અને અનિષ્ટત્વની ભાવના છોડીને ઉપેક્ષા ધારણ કરવી તે સમતા (૫) મન અને શરીરના સયોગથી ઉત્પન્ન થનાર વિકલ્પ રૂપ તથા ચેષ્ટારૂપ વૃત્તિઓનો નિર્મૂળ નાશ કરવો એ વૃત્તિસક્ષય છે

સાક્ષાત યા પરપરાએ વૃત્તિસક્ષયના કારણ થનાર વ્યાપારોને યોગ કહેવામાં આવે છે અને ચરમ પુદ્ગલ પરાવર્ત સમયથી જે વ્યા

પાર કરવામા આવે છે તેજ યોગ કોટિમાં ગણાવો જોઇએ કારણ એ છે કે સહકારી કારણ મળનાજ તે બધા વ્યાપારા મોક્ષને અનુકૂળ અર્થાત્ ધર્મવ્યાપાર થઇ જાય છે એથી ઉલટુ જ્યાં સુધી તેટલા સહકારી કારણો કેમ ન મળે જ્યાં સુધી ચરમ પુદ્ગલ પરાવર્ત સમયને વ્યાપાર મોક્ષને સાધક બને નથી.

મોક્ષ કાંઈ બહારથી નથી આવતો આત્માની સમગ્ર શક્તિઓને સપૂર્ણ આવિષ્કાર એજ મોક્ષ એજ વિકાસની પરાકાષ્ટા એજ પરમાત્મભાવને અભેદ. એજ મોટી ભૂમિકામા દેખાયેલ ઇશ્વરત્વનુ તાદાત્મ્ય, એજ Cતકાન્તિ વેદાન્તિઓને બ્રહ્મભાવ, એજ જીવનુ શિવ થવુ ને એજ ઉત્ક્રાન્તિ માર્ગનુ અંતિમ સાધ્ય. આ સાધ્ય સુધીમા પહોચવા માટે આત્માને વિરોધી સસ્કારોની સાથે લડતા ઝગડતા, તેને દબાવતા ઉત્ક્રાંતિ માર્ગની જે જે ભૂમિકાઓ ઉપર આવવુ પડે છે તેજ ભૂમિકાઓના ક્રમને ગુણસ્થાનક્રમ' સમજવો.

### વિધાયક બાજુ—વિધિ-વિધાન અને કરણી વિભાગ.

સારામા સારા સિદ્ધાન્તો ધરાવતો ધર્મ પણ જો વર્તનમા મૂકવા લાયક અનુષ્ઠાનો અર્થાત્ ક્રિયાને લગતા નિયમો વગરનો હોય તો આત્મકલ્યાણ સાધવામા ઉપયોગી થઈ પડતો નથી. કેમકે મુક્તિ યાને આત્મસ્વરૂપ દર્શનનો આધાર જ્ઞાન અને ક્રિયા એટલે જાણવુ અને અમલ કરવો એ સત્ર ઉપર રહેલો છે 'ज्ञानक्रियाभ्याम् मोक्षः' અથવા તો 'ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः' આદિ સૂત્રવાક્યોનો સાર પણ એજ છે. જેમ વસ્તુ સ્વરૂપના યથાર્થ બોધ વિનાની કરણી પૂર્ણ ફળદાતા નથી થઈ શકતી તેમ કેવળ સ્વરૂપ વિષયક જ્ઞાન પણ ઇષ્ટસિદ્ધિ કરનાર નથી થઈ શકતું પહેલું તો પૂર્ણ પણે જાણવુ સમજવુ તે સબંધમા વિમર્શ-પરામર્શ કરવો અને

નિશ્ચયપણે અવધારવુ અને પછી એનો જુદી જુદી ક્રિયા કરણી અને રીતો દ્વારા જાતે અમલ કરવો, અનુભવમાં ઉતારવુ અર્થાત્ આત્માને જાણ્યા પછી ક્રિયાશીલ બનાવવા એનુ નામજ સ્વરૂપ પિછાન. વિચાર-વાણી ને વર્તનની એકતા અથવા તો જેવુ મનમાં, તેવુ જ વચનમા અને તે અનુસાર જ કાયામા યાને દેહદ્વારા થતા કાર્યોમા આચરણ-અનુભવાય એ સ્થિતિ જ ક્રમસર મુક્ત દશા પ્રતિ લઈ જનારી છે એ સબંધમા જૈનધર્મમા વિધિ-વિધાનના ઉલ્લેખો નીચે પ્રમાણે છે

માર્ગોની ભિન્નતાને આશ્રયી, ઉભય વચ્ચેની તરતમતાને અવધારી મુખ્ય બે પ્રકાર પાડવામા આવ્યા છે (૧) સાધુધર્મ યાને યતિજીવન દ્વારા આત્મ સાક્ષાત્કાર કરવાનો માર્ગ (૨) શ્રાદ્ધધર્મ યાને ગૃહસ્થ જીવન દ્વારા સ્વરૂપ પ્રાપ્તી કરવાનો માર્ગ આમ ઉભયનુ કેદ્રસ્થાન એમ્જ, વળી પહેલાનો આધાર બીજા પર રહેલો છે પહેલે રસ્તે જનાર બીજા રસ્તાના નિયમો અને કાર્યોની કક્ષા વટાવી ગયેલ હોવો જોઇએ, બીજામાથી પહેલામા જવુ એજ ધોરી માર્ગ છે આમ છતા ક્રમમા પ્રથમ ઉલ્લેખવાનુ કારણ એટલુ જ છે કે સાધુધર્મ મુક્ત દશામા લઈ જનાર પવિત્ર પથરૂપ હોઈ પાલનમા કઠીણ છતા સીધો અને સ્હેલો છે જ્યારે શ્રાવક (શ્રાદ્ધ) ધર્મ એના જેટલો શુદ્ધ પણ નથી તેમ કઠીણ પણ નથી અને તેથી જલ્દીથી ઇષ્ટ સ્થાને લઈ જનાર પણ નથી તે સુખે પાળી શકાય એવો છતા લાબો ને ચક્રવાવાળો છે, એ લક્ષ્યબિંદુને લઇ ઉભય વિધાનોમા વિવિધતા દ્રષ્ટિગોચર થાય છે સાધુધર્મ સબંધી જાણવાનુ આગળ ઉપર રાખી હાલ આપણે શ્રાવકધર્મ યાને ગૃહસ્થમાર્ગ શુ વસ્તુ છે એ જાણવા યત્ન કરીશુ

શ્રાવક ધર્મની નાની બાબતો પર લંબાણ નહિ કરતા નિમ્ન-લિખિત પાંચ પ્રકાર પર જરા વિસ્તારથી વિચાર કરીશું એમાં લગભગ સંપૂર્ણપણે શ્રાવકત્વ શું વસ્તુ છે એનું સ્વરૂપ સમાઈ જાય છે

(૧) ગૃહસ્થ યાને શ્રાવકના ૭ કર્તવ્ય (૨) માર્ગાનુસારીના પાત્રીસ ગુણો (૩) શ્રાવકના એકવીસ ગુણ (૪) દેશવિરતિપણું અર્થાત્ બાર વ્રત (૫) શ્રાવકની અગિયાર પ્રતિમા

શ્રાવક ધર્મ સૂચક ષટ કર્તવ્ય-જૈન દર્શન પુરૂષ પ્રધાન હોવાથી સામાન્ય રીતે પ્રત્યેક ઉપદેશ-શિક્ષા પુરૂષ આશ્રયી કહેવામાં આવેલ હોય છે છતા એ ઉપરથી સ્ત્રીઓએ પણ સમજી લેવાનું રહે છે જરૂર ઉચિત ફેરફારને એમા એમા છે છતા શ્રાવક ધર્મની સૂચના સાથેજ શ્રાવિકા ધર્મનું સૂચન થઈ જાય છે એ વાત સમજવામા ગફલતી ન જ થવી ઘટે બ્રાહ્મણને જેમ ઉભયકાળ સંધ્યા એ આવશ્યક કાર્ય તરીકે ગણાય છે તેમ પ્રત્યેક જૈને નીચે દર્શાવેલા ૭ કાર્ય પ્રતિદિવસ આચરવાના છે એમા ઘણા પ્રકારની તરતમતા રહેલી છે છતા તેનો અમલ તો આવશ્યક ■

(૧) દેવપૂજન-રાગદ્વેષાદિ અઢાર દૂષણવર્જિત એવા તીર્થંકર પ્રભુ યાને અરિહંત દેવ કે જીનેશ્વરની પૂજા કરવી અર્ચન કરવું યા સ્તવન કરવું પુજાના આઠ સત્તર, એકવીશ યાને એકસો ને આઠ અથવા તો દ્રવ્ય ને ભાવ રૂપ બે ભેદો છે એ અનુષ્ઠાન (ક્રિયા) સમજ પૂર્વક ને ચિત્તપ્રસન્નતાથી વા તદ્રૂપતાથી કરવાનું છે કહ્યું ■ કે—

ચિત્ત પ્રસન્નેરે પૂજન ફળ કહ્યું રે ' વળી પૂજાની તૈયારી પૂર્વે, ચિત્ત

વસ્ત્ર ભૂમિકા, (અતર-બાહ્યરૂપ ઉભય પ્રકારની) પૂજાના ઉપકરણ ન્યાયોપાર્જિત દ્રવ્ય, વિધિવિધાન એમ સાત ચીજો સબંધી બરાબર શુદ્ધતા જાળવવાની છે એની નિર્મળતા ઉપર આત્મજાગૃતિ ને આત્મકલ્યાણનો મોટો આધાર છે જળ, ચદન પુષ્પ, ધુપ, દીપ, અક્ષત નૈવદ્ય અને ફળ રૂપ અષ્ટ પ્રકારી પૂજા ગણાય છે એમા જઘન્યથી એક દ્રવ્ય અને ઉત્કૃષ્ટથી મળે તેટલા દ્રવ્યોથી પૂજા કરવાનું ફરમાન છે ફળનો આધાર દ્રવ્યની સખ્યા પર નહિ પણ એકત્ર કરેલ દ્રવ્યોની પૂર્વકથિત શુદ્ધતા અને કરણી વેળા ભાવશ્રેણિની વૃદ્ધિ પર રહેલો છે

તીર્થોદકના જળ, પવિત્ર કેશર, બરાસ આદિ સુગધી દ્રવ્ય યુક્ત ચદન, જાઇ જુઈ, મોગરો, ગુલાબ જાસુસ, ચપાદિના સુગધી તર પુષ્પો, ઘણી ચીજોથી સુવાસિત બનાવેલ ધુપ, મનોહર રીતે તૈયાર કરેલ ફાનસમા પવિત્ર ઘીનો દીવો, સુદર રીતે રધાયેલ રસવતીના નૈવેદ્ય, અખડ અને શ્વેત ચોખાનો રમણિય સ્વસ્તિક ને નદાવર્ત, અને પ્રત્યેક ઋતુમા પ્રાપ્ત થતા શ્રીફળ કેરી કેળા, દાડિમ, ફનસ, જામફળ, નારગ, લીંબુ આદિ લીલા ફળો તેમજ બદામ કાજુ, અખરોટ, સોપારી વિગેરે સૂકા ફળો અને એવાજ પ્રકારની શક્ય હોય તેટલી સામગ્રીનો સમાવેશ અષ્ટપ્રકારી પૂજામા થાય છે વિશાળ સખ્યાની મણા નથીજ કરાયેલી છતા એ આણવામા ધર્મનું મુખ્ય તત્ત્વ જે અહિંસા તેને જરાપણ ક્ષતિ ન પહોચની ઘટે સત્ય રૂપ ધર્મ ન વિસરાવો જોઇએ, અસત્તનો ઉપયોગ તો નજ કરાય એ વેળા કષાયનો સભવ તો સ્વપ્ને પણ ન હોય. એમ ન હોય તો પછી ચિત્તપ્રસન્નતાની વાત ક્યાથી કરાય? તો પછી ભાવનાની પ્રબળતાનો આવિર્ભાવ કેમજ હોઇ શકે? ભાવ વિહૂણી ક્રિયાની કિંમત કંઇજ નહીં આ સબધમાં કુમારપાળ મહારાજનુ પૂર્વભવ સબધી દૃષ્ટાન્ત ચક્ષુ સામે રાખવુ-'પાચ કોડીના ફુલડે, જેના સિઝ્યા કાજ'

ટુંકમાં કહીએ તો પૂજનમાં પાંચ કનાક ગાળો કે સત્તર કનાક ગાળો એક પ્રતિમાની કરો કે એમ્બોશ બિંબની કરો અગર સાધનો હોય કે વિપુળ હોય પણ એ દરેક ક્રિયા યથાર્થ જ્ઞાનપૂર્વક ને આત્મલક્ષ્ય અર્થાત્ જરાપણ વિસ્મૃત થયા વિના કરી ઘટે ઉપર દ્રવ્ય પૂજન સંબંધી વાત કરી હવે ભાવ પૂજાનો વિચાર કરીએ. 'ભાવના ભવનાશિની' એ ઉક્તિ વ્યર્થ તો નથીજ પ્રભુ મુખ સામે દૃષ્ટિનું સંધાન કરી જો આત્મા સ્તુતિના રહસ્યમાં ઉડો ઉતરે અથવા તો ધ્યાનારૂઢ બને તો ઘણો કર્મરૂપ કચરો સાફ કરી નાખે છે દ્રવ્ય કરતા ભાવનું મહત્વ અતિ ઘણું છે પ્રભુ સ્તુતિ કે સ્તવનો રૂપે માત્ર એમના ગુણનું સ્મરણ કરવા પણું જ નથી પણ એવું આપણામાં બની આવે એવી માગણી સાથે જે શક્તિ પ્રભુએ ફેરવી તેવી જ શક્તિ આપણામાં સત્તાગત તો છે માત્ર એનો આવિષ્કાર કરવાનો છે એ સારૂ મૂર્તિ આલંબન ભૂત છે સ્તવનોના માત્ર રાગપર મોહિત બનવાનું નથી, તેમ ગમે તેમ બોલી જઈ ચૈત્યવંદન કરી નાખ્યું એટલે ગંગા નાહ્યા એવું માનવાનું પણ નથી. સમજપૂર્વક અવગાહન કરતાજ ભાવશ્રેણિ વૃદ્ધિ પામે છે અને એ દ્વારા કોઈ સુઅવસરે આત્મામાં અપૂર્વ વીર્યોલ્લાસ જાગ્રત થઈ જાય છે એવી અનુપમ ઘડી વેળા અમૃતક્રિયાનો યોગ સાંપડે છે ત્યારેજ હજારો કનાકોમાં જે કાર્ય નિપજતું નથી તે અંતર્મુહૂર્તમાં સિદ્ધ થાય છે માટેજ ભાવપૂજા શાંતિ અને ધીરજપૂર્વક કરવી જોઈએ ચિત્તની એકાગ્રતા અને સર્વ ઈતર વિષયોથી પરાઙ્મુખતા એ વેળા ખાસ જરૂરના છે

આ તો સામાન્ય વાત કરી આ ઉપરાંત જીન મંદિરમાં પ્રવેશતા પૂર્વે પાંચ અભિગમ ને ચોરાસી આશાતના વિષે તેમજ દર્શનિક અને દોષરહિત કરણી સંબંધી ઘણું ઘણું જાણવાપણું છે જે માટે 'દેવવંદન ભાષ્ય' ને 'જીન ભક્તિ આદર્શ' આદિ પુસ્તકો વાંચવાની ભલામણ છે

(૨) ગુરૂસેવા—અહર્નિશ બનતા લગી ગુરૂ યાને સાધુ મહારાજ

કે જેમનું સ્વરૂપ પૂર્વે વિસ્તારથી કહેવામા આવ્યુ છે અને પુન આ-કરવા ટૂકમા કહેતા પચમહાવ્રત ધારી કેવલ મોક્ષના અભિલાષી, અને સયમ માર્ગના પથિક હોય તેવા સત મહાત્માને વન્દન નમસ્કાર, એમને અપની શક્તિ મુજબ ભક્તિ અનુરાગ લાવી દેવાપણ અને તેમની પાસે બેસી ધર્મોપદેશશ્રવણ એ શ્રાવકનુ બીજુ કૃત્ય શાસ્ત્રકાર તો સાધુ કે મુનિરાજની વદના કરવા પૂર્વે પરીક્ષા કરી લેવાનુ સુચવે છે કેમકે ગાઢિક વાર લોભી કે દભી ગુરુનો યોગ થઈ જાય છે તો માત્ર આ ભવ બગડે છે, એટલુ જ નહિ પરતુ બીજા અપ્યાતનય ભવોનુ અકલ્યાણ એમની ઉધી શિક્ષાથી જોતજોતામા થઈ જાય છે આમ જૈન ધર્મનો સામાન્ય અભ્યાસી કેવી રીતે સાચી પરીક્ષા પણ શકે એ પ્રશ્ન સહજ ઉપજે છે એથી એટલુ તો પુરવાર થાય છે કે પ્રથમ તો ધર્મના ખાસ જીવે શક્તિ પ્રમાણમા જ્ઞાન મેળવવા અભ્યાસ કરવા જોઈએ. જ્ઞાન વિના ખરા ખોટાની પરીક્ષા થઈ શકતી નથી તેમ સત્યાસત્યનો વિવેક પણ કરી શકાતો નથી વધુ ન જોઈ શકે તેવાઓએ પણ ગુરૂ કચન કામીનીના ત્યાગી છે કે કેમ? અથવા તો દશ પ્રકારનો યતિ ધર્મ પાળે છે કે નહિ? એ ખાસ જોવુ ઘટે પછી જ ઉપાસનામા આગળ વધવુ વ્યાખ્યાન શ્રવણ, ઉપદેશામૃતનુ પાન યથાશક્તિ વ્રતનિયમગ્રહણ આદિ બાબતો પણ આ સાથે સમજી લેવી સસારી જીવ આજીવિકાના કામોને લઈ વધારે સમય તો ન આપી શકે જૈના ધર્મ અર્થ અને કામરૂપ ત્રિવર્ગની સાધનામા એ સમયનો એવી રીતે વિભાગ પાડવો કે જેથી વ્યાખ્યાન શ્રવણનો લાભ પણ મેળવી શકાય. સત સમાગમથી જે અનુભવપૂર્ણ બોધ પ્રાપ્ત થાય છે, એ ગ્રથવાચનથી ઘણો વધી જાય તેવો હોય છે પુસ્તક પાસે લખાણ સિવાય બીજુ છાપ પાડવાનુ સાધન નથી હોતુ ત્યારે ઉપદેશક પાસે વિશાળ વાચનનો અનુભવ તો હોય છે જ પણ એ ઉપરાત એ અનુરૂપ ઘડાતુ પોતીકુ ચારિત્ર હોય છે અને વચન કરતા વર્તનની છાપ બહુ જ અસરકારક છે આ સબધમા વર્તમાનકાળની

પ્રવૃત્તિ નજર સામે રાખી એટલી લાલબત્તી ધરવાની કે જ્યા વ્યાખ્યાન નામે કેવળ કલેશ પોષવાના ઉપદેશો અપાતા હોય આગમને નામે ધમાધમના પાન કરાવાતા હોય અને વક્તૃત્વના પ્રયોગોદ્વારા માત્ર મનમાની વાતની પોષકતા થઈ રહી હોય ત્યા ઉપરોક્ત લાભની આશા આકાશ કુસુમવત્ હોય છે પ્રભુના સિદ્ધાન્તમા વ્યાખ્યાનશ્રવણથી કષાય યાને રાગદ્વેષાદિ દૂષણોનુ ઘટવાપણુ કહ્યુ છે, આત્મિક ગુણોનુ વધવાપણુ સુચવાયેલુ છે એથી જ્યા ઉલટી દશા વર્તતી હોય ત્યા ન જતા એકાતમા સમતાથી ગ્રથવાચન પણ વધુ ફળદાયી છે

૩ સ્વાધ્યાય—જે વાચનવડે આત્મા સ્વ અને પર વચ્ચેનો ભેદ પારખી સ્વ સ્વરૂપનુ ભાન કરતો જાય એમા ઉંડો ઉતરતો જાય તે સ્વાધ્યાય આ ઉપરથી ધાર્મિક પુસ્તકોનુ અથવા તો તત્વજ્ઞાનને પુષ્ટિ આપે તેવા ગ્રથોનુ વાચન અને આ માને સ્વગુણ દર્શનમા સહાયક થઈ પડે તેવી વિચારણા કરવી એ સ્વાધ્યાય કહી શકાય. આ કાર્ય સામાયિક દશામા શક્ય હોવાથી એનકીરૂપ સામાયિક એ પણ સ્વાધ્યાયનુ અગ ગણી શકાય. જો કે સામાયિકના (૧) સમભાવ (૨) સમયિક (દયાભાવ) (૩) સમવાદ ( સમ્યવચન ) (૪) સમાસ ( થોડા અક્ષરમા તત્વ ) (૫) સક્ષેપ (થોડામા કર્મનાશ) (૬) અનવદ્ય (પાપરહિત) (૭) પરિજ્ઞા (તત્વ જાણવા રૂપ) (૮) પ્રત્યાખ્યાન (વસ્તુત્યાગ)રૂપ આઠ પ્રકાર કહેલા છે અને પરમાર્થથી વિચારતા એ સર્વનો સહજ રીતે સ્વાધ્યાયમા સમાવેશ થઈ શકે છે જેમ જેમ ધાર્મિક વાચન સમજપૂર્વક થતુ રહે છે તેમ તેમ આત્મા કષાયના પાશમાથી મુક્ત બનતો જાય છે સાથે સાથે તત્વની સમજ થતા શુ કરવા યોગ્ય છે અને શુ છોડવા યોગ્ય છે એનુ પણ લક્ષ્ય બધાય છે સામાયિકની આ વ્યાખ્યા—

समता सर्वभूतेषु सयम शुभ भावना ।
आर्तरौद्रपरित्याग तद्धि सामायिक व्रतम् ॥

મનન કરવા જેવી છે સ્વાધ્યાય ધ્યાન વેળા એનુ પાલન

અવશ્ય સ્વ સ્વરૂપ ઝાખી કરાવે ▒ ગ્રહસ્થ વધુ ન કરી શકે તો પણ બે ઘડી (૪૮ મિનિટ) રૂપ સામાયિક જરૂર કરી શકે જેનાથી આટલુ પણ ન બને તે અર્ધો કલાક ધાર્મિક વાચનનો નિયમ રાખે.

૪ સયમ-ઇંદ્રિયોની વૃત્તિઓ પર કાબુ અને મનની અસ્ખલિત તરગમાળા પર અકુશ એ ચોથુ કાર્ય જો કે ઉત્કૃષ્ટ રીતે તે સત્તર પ્રકારનો કે એ સબધી સાધુ ધર્મ વેળા વિશેષ કહેવાશે છતા સંસારસ્થ આત્માઓએ પણ થોડા અંશે અહર્નિશ એનુ પાલન કર્યે જ છુટકો છે ચચળ ઇંદ્રિયો અને મનને જો છુટા મેલી દેવામા આવે તો આત્માને તે કયા ઘસડી જાય એ કહેવુ મુશ્કેલ છે જેમ બને તેમ આત્માને વિષયોમાથી રોકી સત્પ્રવૃત્તિમા વાળવો એજ સયમ એમા પણ ઇંદ્રિયો કરતા મનને વશ કરવુ વધુ મુશ્કેલ છે તેથી તો મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ' એમ શ્રીમદ્ આનદઘનજી મહારાજે કહ્યુ છે વૃત્તિઓ અને વાસનાના હ્રાસ થવુ સ્હેલ છે પણ એના સ્વામી બનવામા જ સાચી મુશ્કેલી કે તેથી તે સબધી અભ્યાસ સ'વ ચાલુ રાખવાનો છે અભ્યાસ દ્વારાજ પાચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયપર અને મનના અગણિત તરગો પર અકુશ આવતો જશે સરવાળે તો આખીયે અશુભ પ્રવૃત્તિ તરફ ઢળી જતા વિકારોમા અટવાઇ જતા અને વિનાશોમા મુઝાઈ જતા આત્માને સ્હી સલામત-બચાવી લઇ,-શુભ પ્રવૃત્તિ પ્રતિ દોરવાનો છે અને એ વાત ઇંદ્રિય તથા મન પર અકુશ આણ્યા સિવાય શક્ય નથી રોજ પ્રત્યે સખ્યાબધ પ્રસગો બને કે, જેમા વિના કારણ આત્મા માત્ર રસવૃત્તિથી જ કર્મબધન કરે છે આ સબધે બરાબર ધ્યાન અપાય તો ઇંદ્રિયોના કેટલાયે વિષયો પર સહજ કાબુ આવી જાય એવી જ રીતે મન-વચન-કાયાના યોગો પણ જૂદી વસ્તુ છે અને' એમા આસક્તિ રાખવી એ એક જુદી વસ્તુ છે, તેને જાણવા માટે પ્રતિબધ છે જ નહિં, આસક્તિ પર કાબુ મેળવી રફતે રફતે સર્વથા એનો પૂર્ણતયા ત્યાગ આદરવાનો છે

આવીજ શક્તિ કાયજ્ય કરવામાં પણ ફેરવવાની છે તે વિના સંસાર ભ્રમણ પર છેડ મૂકવાનો નથીજ કષાય એટલે જ સંસારનો લાભ. બાહ્યિકથી જેના સયમમાં ઘણું ઘણું રહસ્ય સમાયેલુ છે અને ગ્રહસ્થો એ સત્ધર્મમાં જો કે સપૂર્ણપણે પ્રગતિ ન સાધી શકે છતા આવશ્યક કર્તવ્ય તરિકે પ્રતિદિન એ પરત્વે થોડુ પણ લક્ષ આપતા જાય તો જરૂર સાધ્ય સમિપ સારી રીતે કરી શકે

૫ તપ-સૃષ્ટિપટ પર ભાગ્યેજ એવુ કોઈ વિરલ કિંવા મહાન્ કાર્ય હશે કે જેની સાધના તપના અવલબન વડે ન સાધી શકાય. તેથી તો કહેવામાં આવ્યુ છે કે-'તપ તો નિકાચિત કર્મોને પણ પરવે છે અથાત્-યદ્ દૂરં યદ્ દુરારાધ્યં યત્સુરૈરપિ દુર્લભમ્ ।
તત્સર્વં તપસા સાધ્યં, તપોહિ દુરતિક્રમમ્ ॥

પણ તપનો અર્થ માત્ર લાંઘન કરવી એટલો જ નથી. લાઘનનુ કાર્ય પ્રશસવાપણ નજ હોય અહીં તો તપની અર્થ લેવાનો એ ■ કે જે ક્રિયા એવા ઉપયોગપૂર્વક કરાય કે જેથી આત્મા સાથે એકમેક મનેનો કર્મરૂપ ચગે બળીને ભસ્મીભૂત થઈ જાય કિંવા સર્વથી છૂટો પડી જાય જેમ અગ્નિના તાપથી લાગેલ મેળ બળી જતા જેવુ કચન નિર્મળ થાય ■ તેમ નાનો યા મોટો કોઈપણ તપ અવસ્ય ઓછેવત્તે અંશે અગર તો સર્વથા આહાર ગ્રહણ પર અકુશ તો મેલે જ છે પ। એ સાથે યાદ રાખવાનુ કે તે આત્મિક ઉપયોગ અને કરણીનુ સાધ્ય નજર સામે સ્મરણ કરતા ગખીને કરાયેલો હોવો જોઇએ ઇચ્છાનિરોધ એ તપની અત્યુક્ત વ્યાખ્યા ■ એથી લાલસાનો જય ઇષ્ટ ગણ્યો છે અને લાલસાના જય સાથેજ કષાયનુ પાતળાપડવાપણુ અને ક્રમશ નષ્ટ થવાપણ સકળાયલુ છે એટલે તપ જ્યા હોય ત્યા લાલસા-તૃષ્ણા-પિપાસા આદિ વૃત્તિઓનો જય સલગ્નિત હોવો જ જોઇએ આહાર ચાર પ્રકારનો છે ખાદ્ય, સ્વાદ્ય પેય અને અશન (ખોરાક) ચારે આહાર વર્જીને કિંવા ઉકાળેલા પાણીની છૂટ રાખી બાકીના

વઈને ઉપવાસ કરી શકાય છે એથી શક્તિ અનુસાર છઠ્ઠ, અઠ્ઠમ આઠ, પંદર અને મહિનાના ઉપવાસ આદિ તેમજ આયબિલ, નીવી, એકાસન, બેઆસન, પૌરસી, નૌકારશી પ્રમુખ પણ થઈ શકે છે ઉપરાંત આહારપાણી લેવા સબંધમાં વિવિધ પ્રકારના ઘણા નિયમો લઇ શકાય છે એ સર્વનો સમાવેશ બાહ્ય તપમાં થાય છે તેના પ્રકાર આ પ્રમાણે-અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ, સલીનતા, અભ્યંતર તપમાં પ્રાયશ્ચિત વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય (સઝાય) ધ્યાન અને કાયોત્સર્ગ, આમ બાર પ્રકારનો તપ છે શક્તિ અનુસાર પ્રતિદિન પચ્ચખાણ લેવાની જરૂર છે અમુક કવલ જમવા અથવા તો નવકારશી કરવી ઇત્યાદિ નિયમ તો જઘન્ય-થી હોવો ઘટે

૬ દાન-પોતાની શક્તિને ગોપવ્યા વિના પાત્ર જોઈને અન્ન વસ્ત્રાદિનુ આપવુ તે આમ ગૃહસ્થના છ આવસ્યક કાર્યોમા દાન અંતિમ છે છતા એનુ મહત્વ પણ અતિ ઘણું છે, પૂર્વના પાચે કાર્યો ત્યારેજ દીપે છે કે જ્યારે છેલ્લા કાર્ય પ્રતિ શ્રાવક ઉદારવૃત્તિ વાળો હોય. સાતે ક્ષેત્રોની પુષ્ટિનો આધાર શ્રાવકક્ષેત્ર ઉપર છે એનુ કારણ પણ આ દાનધર્મજ છે તેથી તો દાન-શીયળ-તપ અને ભાવનારૂપ ચતુ- ર્વિધ ધર્મમા એને અગ્રપદ અપાયલુ છે દેવામા આત્મિક ઉદારતા ખાસ આવસ્યક છે બીજા કાર્યોમા જે સામર્થ્ય ગૃહસ્થ નથી દાખવી શક્તો તે દાન દેવામા દાખવી શકે છે, એ ઉમદાવૃત્તિના પ્રાબલ્યથી કેવળ સ્વનામ જ નહિં પણ આખી સમાજ અને સ્વધર્મને પણ તે ઉજ્વળ કરે છે દ્રવ્ય સપાદન કરી માત્ર સગ્રહ કરી રાખવાની વૃત્તિ એતો કૃપણતાસુચક ટોઇ કેવળ લક્ષ્મીના દાસપણાની નિશાની છે ખરૂ જ્ઞાનતો પેટવરામા પુન્યવરો' કરવામા છે, અર્થાત્ ટુક- ડામાથી ટુકડો આપવામા છે નહિતો કવિ ડાહ્યાભાઇ ધોળશાજી સૂચવે

છે તેવી દશા થાય છે ' માખીઓએ મધ કીધુ, ન ખાધુ ન ખાવા દીધુ લૂટનારે લૂટી લીધુરે ' એટલે કે ધનની ત્રણદશા નિર્માયલી છે (૧) દાન (૨) ભોગ (૩) નાશ દાન દેવાથી ઉભય ભવમા લાભ છે ભોગમા વ્યય કરવાથી આ ભવ પૂરતુ સુખ છે અને જે કજુસપણાથી આ બે પ્રકારમાથી એકનુ પણ અનુકરણ નથી કરતો તેની લક્ષ્મી યેનકેણ પ્રકારેણ નષ્ટ થઇ જાય છે કેમકે તે ચચળ સ્વભાવી છે દાન દેવાની વૃત્તિ હમેશ માટે જરૂરી છે દાનના પાચ પ્રકાર છે (૧) અભયદાન (૨) સુપાત્રદાન (૩) અનુકપાદાન (૪) ઉચિત દાન (૫) કીર્તિદાન પ્રથમના ત્રણ આત્મકલ્યાણમા સારો ભાગ ભજવે છે અભયદાન સર્વોત્કૃષ્ટ છે વિશ્વના સમ્ળ જીવો ને આ ભવ પરભવના ભય રહિત બનાવવા જેવુ બીજુ કોઈ મોટુ કાર્ય નથી શ્રાવકની શક્તિ એટલી હદે ન હોય શકે ત્યા સ્વશક્તિ પ્રમાણે રિબાતા પીડાતા જીવોને જીવિતદાન આપવુ દયાની બુદ્ધિથી મનુષ્યોને કોઈ પણ જાતનો ભેદ ગણ્યા વિના સ્હાય કરવી અને દુખીના દુખ ઓછા કરવા એ અનુકપાદાન સાધુ પુરૂષોને વસ્ત્રપાત્રાદિ, આહાર, ઔષધિ પ્રમુખ દેવુ તે સુપાત્રદાન સ્વધર્મી બધુને અણીવેળા મદદ દેવી ચાકીરાક બ્હેન કે કુટુબના અન્ય સ્વજનોને પોષવા એ ઉચિત દાન અને સમાજોપયોગી કાર્યોમા કિંવા દેશકલ્યાણના કાર્યોમા નાણા આપવા એ કીર્તિદાન આમ સામાન્યત વ્યાખ્યા કરી શકાય બાકી ઝીણવટથી જોઇએ તો ભૂખ્યાને ભોજન તરસ્યાને પાણી, આજારીને દવા અભણને જ્ઞાન કગાળને વસ્ત્ર, તપેલાને વિશ્રાન્તિ, અપગને જોઈતી મદદ દેવી ઇત્યાદિ ઘણા ઘણા પ્રકારે વિશાળ લક્ષ્મીની અપેક્ષા વિના માત્ર પરોપકાર બુદ્ધિવડે દાન ધર્મનું પાલન કરી શકાય છે જરૂર માત્ર એ સબધી સમજની અને આત્મભાવની વિશાળતાની છે, સ્વાર્થની સિદ્ધિ તો કીડીથી કુજર સુધીના સર્વના સર્વ નાના મોટા જીવો કરે છે એમાં કઈ વિશિષ્ટતા નથી પરમાર્થવૃત્તિજ પ્રશસનીય છે એનો સમાવેશ અભયદાનમાં થતો હોવાથી જુદો ભેદ પાડ્યો નથી,

કારણકે જીવને મૃત્યુથી છોડાવવો એ આભવ પુરતુજ અને અ પગળ સુધીનું છે જ્યારે એણે જ્ઞાન આપી આત્માના મૂળ ગુણોનુ ભાન કરાવવું એ ભવોભવના મરણમાથી ઉગારવા તુલ્ય કે આથી ૪નિત થાય છે " જ્ઞાન આપવાના પ્રત્યેક કાર્યોમા અપાતુ દાન અમાપ ફળદાયી છે દાન દેતી વેળા ભાવનાશ્રેણિ વૃદ્ધિ પામે તેવી વિચારણા ચાલુ રાખવી તેના નિમ્નલિખિત લક્ષણો છે-આનન્દના આસુ આવે, શરીરે રોમાચ થાય, દાન દેના બહુ માનપૂર્વક દેવાની વૃત્તિ સભવે આપના મુખથી ભાષા પણ પ્રિય નિકળે, અને દાન ધર્મની અનુમોદના થતી રહે એથી ઉલટુ જો દેના અનાદર, વિનય, ચઉદેગની વિમુખતા, અપ્રિય વચનનુ નિકળવુ અને પશ્ચાત્તાપ થાય તો સમજી રાખવુ કે એ પાચ મોટા દૂષણો છે ને દાનાતરાય મ સામે છે દાનના મહાત્મ્ય સમધી ઘણુ ઘણુ નાસ્ત્રોમાં કહેવાયેલુ છે એના વર્ણનનુ આ સ્થળ નજ ગણાય છેવટ એટલીજ સુચના કરી લેવાની કે શ્રાવકે પ્રતિદિવસ દાનવૃત્તિને સતેજ રાખ્યા કરવી ગ્રહસ્થજીવનનુ એ અણમુળુ આભૂષણ છે શ્રેયોચિત ગુણોમા એ અગ્રસ્થાને છે અપેક્ષાથી કેટલીક બાબતોમા તો નારીનુ મહત્વ નરથી પણ વધી જાય છે એનુ જીવન નારીરૂપ માનનાર જૈન ધર્મી નથી પુરુષના સખા અગર તો સહચારી યાને Compauion તરિકેનો દરજ્જો પ્રભુશ્રીના આગમમા છે, ઉભયનુ આત્મિક દ્રષ્ટિયે સરખાપણુ હોવાથી આત્મકલ્યાણની પ્રત્યેક વસ્તુઓ જેમ નરને તેમ નારિને લાગુ પડે છે શ્રાવક ધર્મનુ સ્વરૂપ દેખાડતા શ્રાવિકા ધર્મ સ્વરૂપ એ તેમાજ આવીજ જાય છે એમ સમજી લઈ શ્રાવિકાઓએ પણ ઉ કર્તવ્ય પાળવા

<u>માર્ગાનુસારીના પાત્રીસ ગુણ</u>

૧ ન્યાય સપન્ન વિભવ—ન્યાયથી ધન મેળવવુ પણ સ્વામી-

દ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસઘાત, ચોરી, થાપણ ઓળવવી વિગેરે નિંદા લાયક કાર્યો કરી દ્રવ્ય પ્રાપ્ત કરવુ નહી ૨ શિષ્ટાચાર પ્રશંસા-ઉત્તમ પુરૂષોના આચરણ ( કાર્ય ) ના વખાણ કરવા ૩ સરખા કુળાચારવાળા એવા અન્ય ગોત્રી સાથે વિવાહ સબંધ જોડવો ૪ પાપભીરૂ-પાપના કામોથી ડરવુ ૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવુ ૬ કોઇનો પણ અને ખાસ કરી રાજા પ્રમુખનો અવર્ણવાદ ( નિંદા ) ન બોલવો ૭ જે ઘરમા પેસવા નીકળવાના અનેક રસ્તા ન હોય, અને જે ઘર અતિ ગુપ્ત કે અતિ પ્રગટ પણ ન હોય અને જ્યા પાડોશી સારા હોય તેવા ઘરમા વસવુ ૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી ૯ માતા પિતાનો પૂજક એટને તેમનો સર્વ પ્રકારે વિનય સાચવી પ્રસન્ન રાખનાર ૧૪ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો એટને લડાઇ, દુષ્કાળ વિગેરે સ્થાન છોડવા ૧૧ નિંદિત કામમા ન પ્રવર્તવુ અર્થાત્ નિંદવા લાયક કામો ન કરવા. ૧૨ આવક પ્રમાણે ખરચ ચલાવવો ૧૩ ધનને અનુસારનો વેષ રાખવો એટને પૈસા પ્રમાણે પોષાક ૧૪ બુદ્ધિના આઠ પ્રકારનુ પાલન કરવુ, (૧) શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા (૨) શાસ્ત્ર શ્રવણ (૩) અર્થ અવધારણ (૪) સ્મૃતિ (૫) ઉહ યાને તર્ક કરવો (૬) અપોહ યાને વિશેષ જ્ઞાન (૭) ઉહાપોહપૂર્વક સંદેહવર્જન (૮) તત્વજ્ઞાનનો નિયમ કરવો ૧૫ પ્રતિદિન ધર્મ સાભળવો યા બુદ્ધિ નિર્મળ કરવા ધાર્મિક વાચન કરવુ ૧૬ અજીર્ણે ભોજનત્યાગી પહેલુ જમેલુ પચી જાય ત્યાર પછી જ નવુ ભોજન કરવુ ૧૭ સાત્મ્ય ભોજી-ખરી ભુખ લાગે ત્યારેજ અને નહિ કે વારવાર ખાવુ ૧૮ અન્યોઅન્યના પ્રતિબધ (વરોધ) વગર ધર્મ-અર્થ ને કામ રૂપ ત્રિવર્ગ સાધવા ૧૯ અતિથિ તથા ગરિબોને અન્નપાનાદિ આપવુ ૨૦ નિરતર અભિનિવેષ રહિત એટલે પરને પરાભવ કરવાના આશય રહિત અને અનિતિ આ રાંભવાના કાર્યનો આરભ ન કરવાપણુ ૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો અર્થાત્ તેમનુ બહુમાન કરવુ ૨૨

નિષિદ્ધ દેશમા જવુ નહિ તેમ કાળને અનુચિત કાર્ય આચરવુ નહી રાજા કે લોક સમુહથી જે સ્થાનનો નિષેધ કરાયો હોય અને જે સમય અમુક કાર્ય કરવાને માટે ત્યાજ્ય મનાયો હોય તે ધ્યાનમા રાખી તો નુકુળપણે વર્તવુ ૨૩ સ્વશક્તિ અનુસાર કામનો આરભ કરવો ૨૪ પોષણ કરવા યોગ્ય એવા માતા પિતા સ્ત્રી પુત્રાદિકનુ ભરણપોષણ કરવુ ૨૫ મનને વિષે રહેના એટલે કે વ્રતધારી અને અને જ્ઞાને કરી મોટા અર્થાત્ જ્ઞાનવૃદ્ધ યાને વિદ્વાનોનો આગી રીતે વિનય સાચવવો ૨૬ દીર્ઘદર્શી થવુ અર્થાત્ કામ કરના પૂર્વે લાબી નજર પહોચાડી શુભાશુભ ફળનો તપાસ કરી પછીજ કામ આદરવુ આદર્યા પછી છોડી દેવુ એ મૂર્ખતા છે ૨૭ વિશેષજ્ઞ બનવુ એટલે કે પ્રત્યેક વસ્તુનુ સ્વરૂપ સમજી આત્મિક ગુણોનો તોલ કરવો ૨૮ કૃતજ્ઞ અર્થાત કરેલા ઉપકારને યાદ કરી સમય આવે બદલો વાળ નાર થવુ ૨૯ લોકવલ્લભ યાને જનસમાજમા માન વા તોક-પ્રિયતા મેળવવી ૩૦ મન લજ્જા-મર્યાદા રાખી જીવન ઘડવુ યાને લજ્જાશીલ બનવુ ૩૧ સ દયા, અનુકપા અથવા કરુણા યુક્ત પરિણામ રાખવા ૩૨ સૌમ્ય-સુદર પ્રકૃતિ ધરવી યાને કૂર આ કૃતિ-ચહેરાનો ત્યાગ કરવો જેથી સુખ તરફ દ્રષ્ટિ કરતા અન્યને આન થાય. ૩૩ પરાપકૃતિ કર્મઠ-પરોપકાર કરવામા રક્ત રહેવુ **परोपकाराय सता विभूतय** ३४ અતરગ રિપુ પર જય કરવો એટલે કામ-ક્રોધ-લોભ-માન-મદ અને હર્ષરૂપ છ આત્માના અત્યતર અને સાચા શત્રુઓ છે તેમનો જય કરવો ૩૫ વશીકૃત ઇંદ્રિય ગ્રામ પાચે ઇંદ્રિયનો તેના વિષયો સહિત જય કરવો યાને અભ્યાસથી તેની વાસનાઓ પર કાબુ મેળવવો

ઉપર મુજબ પાત્રીસ ગુણોને માર્ગાનુસારી તરીકે વર્ણવેલા છે એનો આશય એ છે કે કૈવલ્યદેવનો અનુયાયી કહેવડાવનાર શ્રાવ-શ્રાવિકા સામાન્ય લોકમા જે પ્રમાણે વર્તવાથી વ્યવહારહીન ગણાય છે એવા ઉત્તમ ગુણોનું સેવન કરે એક દ્રષ્ટિએ જોતા એ રેખા નિર્ધર્મનુ પોષણ છે અરિહત દેવનો ઉપાસક કે જે પુરગનિક

વસ્તુઓ રત્યે નિરસના ધારણ કરે છે અને આત્મિક કલ્યાણમાજ રાચે છે તે બાહ્ય-જગતમાં કોઈપણ જીવ જોડે શત્રુવ ધરતો નથી પણ કર્મરૂપ અભ્યતર દોષોનેજ દુશ્મન રૂપે જુએ છે તેને ઉક્ત પાત્રીશ ગુણો કર્મપર જય પ્રાપ્ત કરવામાં તીક્ષ્ણ હથિયારની ગરજ સારે છે પ્રભુશ્રીના ધર્મથી વંચિત રહેના આત્માઓ પણ માત્ર લોક-વ્યવહારના ધોરણે ઉક્ત નિયમો પાળે તો પછી જૈનધર્મી માટે તો આવશ્યક હોય તેમાં શી નવાઇ ! વળી એનું ક્રમશ સમજણ યુક્ત પાલન એ પરંપગએ મુક્તિનું કારણ બને છે માટે પણ સ્વરૂપ પ્રાપ્તિમાં યાને પૂર્ણતા સિદ્ધ કરવામાં એ કરણી પ્રથમ પગથીઆ તુલ્ય છે

એકવીસ ગુણ

શ્રાવકપદ ત્યારે જ ઉચિત છે કે જ્યારે નિમ્ન લિખિત ગુણો યુક્ત જીવન જીવાતુ હોય શ્રાવકત્વની કિંમત આંકવાનો આધાર જન્મ પામવાના કુળ વશ પરંપરા કરતા આ ગુણો પર જ વધુ અવલંબે છે પ્રત્યેક શ્રાવક સંતાનમાં એ ગુણો ન્યૂનાધિક અંશે પણ અવશ્ય દ્રષ્ટિગોચર થવા જ જોઇએ માત્ર શ્રાવક નામ ધરાવાથી કંઇજ સરતુ નથી

(૧) અક્ષુદ્ર=હલકી વૃત્તિનો અભાવ (૨) રૂપવાન=ચહેરાની સુંદર આકૃતિ. (૩) સૌમ્ય પ્રકૃતિવાળો=શાન્ત સ્વભાવી (૪) લોકપ્રિય=જનતાનો સ્નેહ પ્રાપ્ત કરનાર. (૫) અક્રૂર=જેના મનમાં ઘાતકી વિચાર નથી (૬) પાપ ભીરૂ=ખોટા કર્મોથી ડરનાર (૭) અશઠ=લુચ્ચાઇનો ત્યાગી (૮) સુદાક્ષિણ્યતા વાળો=આંખમાં શરમ ધરનાર (૯) સુજ્ઞ=સમજદાર (૧૦) લજ્જાળુ=મોટા નાનાની મર્યાદા રાખનાર. (૧૧) દયાળુ=કરૂણા તત્પર (૧૨) મધ્યસ્થ=સૌમ્ય દ્રષ્ટિ (૧૩) ગુણરાગી=ગુણોનું બહુ માન કરનાર. (૧૪) સુપક્ષ યુક્ત=સારા પરિવાર લિહિત (૧૫) દીર્ઘદ્રષ્ટિ=લાંબી નજર પહોંચાડી કામ કરનાર (૧૬) વિશેષજ્ઞ=સારાસારને જાણનાર (૧૭) વૃધ્ધાનુગામી=જ્ઞાન યા અનુભવ વૃદ્ધના વચનને પ્રામાણ્ય કર

નાર. (૧૭) વિનીત=વિનય ગુણુ ધારક (૧૮) કૃતજ્ઞ=કરેલા ઉપકારને વિસારે નહિ તેવો (૧૯) સત્યકથી=સત્ય ભાષી—સાચુ વદનાર. (૨૦) પરહિતાર્થકારી=પરોપકાર કરવામા રત યા તત્પર. (૨૧) લબ્ધ લક્ષ્ય યાને દ્રષ્ટિબિન્દુ અથવા destination બરાબર સમજી તે પર સાવચેત રહેનાર.

ઉપરોક્ત એકવીશ ગુણોનુ સામાન્ય વર્ણન કરતા એટલુ તો સહજ સમજાય તેમ છે કે એમા અને આગળના પાત્રીશ ગુણુમા ઘણુ ખરૂ સામ્ય છે વાત પણ એમજ છે કે પ્રથમનાનુ વલણુ વ્યવહારિક દ્રષ્ટિબિન્દુથી સવિશેષ છે જ્યારે પાછળના ગુણોમા આત્મિક લાભાલાભનો તોલ ઠીક ઠીક થયો છે એના પાલનથી આત્મા કેવી ઉચ્ચ દશા પ્રાપ્ત કરે છે એ અનુભવથી જ સમજાય તેમ છે એ ઉપરાત જનતા સાથે—રાષ્ટ્રની પ્રવૃત્તિઓ સાથે—અને વેપારી સમાજ સાથે એનુ વર્તન કેવા ઉમદા પ્રકારનુ હોવુ ઘટે તેનો પણુ સારી રીતે ભાસ થઈ શકે છે એ ગુણો જ દેખાડી આપે છે કે ગ્રહસ્થ યા શ્રાવક તરિકેનુ સાચુ જીવન જીવનાર દુન્યવી પ્રવૃત્તિઓથી સાવ પરાઙ્મુખ નથી રહી શકતો સદ્બુદ્ધિથી એ એમા મગ્ન કરે છે અને તાગ પામ્યા પછી જ એ એમા ગોમાત્રપ૦ ત્યાને અનકાર તરિકે પ્રમાશી રહે છે સસારરૂપ આરમા એનાથી ભાગી જઇ શકતો નથી ભાગી જવાની વૃત્તિ સાથે જૈનત્વને મેળજ નથી

ઉપરોક્ત ગુણુના સેવન પછી ક્રમશ જીવન ઉન્નત થતુ જાય છે મન ખડનાત્મક પ્રવૃત્તિમાથી નિવર્તી તત્વાભિમુખ થાય છે એ સમયે નીચેની ચાર ભાવનાઓ અહર્નિશ હૃદયમાં રમણુ કરતી રાખવાથી કષાયવૃત્તિઓ પાતળી પડતા વાર લાગતી નથી

સમસ્ત બ્રહ્માડના જીવો સાથે મૈત્રીભાવ યાને બન્ધુત્વપણુ, ગુણવાન તરફ બહુમાન, દુ:ખ દારિદ્રતાથી પીડાતા પરત્વે કૃપા યાને દયાના પરિણામ, અને દોષમય પ્રવૃત્તિમા પડેલા—રક્ત બનેલા—જીવો

તરફ માધ્યસ્થવૃત્તિ અથવાતો ઉપેક્ષાભાવ રૂપ ચાર ભાવના હે દેવ હમેશા મારા આત્મામા જાગ્રત રહો. સસારસ્થ આત્મા જેમ જેમ આ ભાવનાઓનું પાલન કરતો આગળ વધે છે તેમ તેમ મલિનભાવ કલુષિતવૃત્તિ અન્ય ધર્મી પ્રત્યેનુ વૈમનસ્ય અને પાપાચારસેવીઓ તરફનો તિરસ્કાર આપોઆપ ક્ષય થવા માંડે છે આ ચાર ભાવના બારવ્રત ગ્રહણ કરવા પૂર્વે ભૂમિકા તૈયાર કરવાનુ કાર્ય કરે છે

વ્રતધારીપણુ એ શ્રાદ્ધધર્મનું મુખ્ય અગ છે બારવ્રતનુ પાલન એ સસારવાસી જીવો માટેનો આવશ્યકધર્મ છે કેટલાક એને પ્રચડ પહાડ સમ માની વિચારવા કે ગ્રહણ કરવા તત્પર થતાજ નથી. કોઈક તો માની લે છે કે સસારમા રહી વ્યવહારીપણુ જાળવવુ હોય તો વ્રત ગ્રહણ બની શકેજ નહીં પણ આ સર્વ ઉડા વિચાર વગરનુ ઉપરચોટીઆપણુ જ છે શ્રાવકના બારવ્રતો એટલે એક રીતે કહીએ તો ગૃહસ્થ જીવનને જરાપણ હરકત ન આવે એવી રીતે સકળાયેલ સામાન્ય નિયમો વડે અથવા તો સયમની આકરી કસોટીએ ચડ્યા સિવાય યાતો સર્વવિરતિના પારાવાર ઉપસર્ગો સહ્યા વિના આત્મિક ધ્યેય તરફ લઈજનારી નિસરણી શ્રાવકો તેમજ શ્રાવીકાઓ પોતાના સયોગ પ્રમાણે ઘટતી ફેરફાર કરી એનો સ્વીકાર કરી શકે છે બાકી એ વગર ચલાવી લેવુ કિવા નામ સાભળી દૂર ભાગવુ એ જૈનત્વની નિશાની નથીજ ક્રિયામા ઉતર્યા સિવાય મુક્તિ લભ્ય નથી જ

### બારવ્રત યાને શ્રાદ્ધધર્મ

સમ્યક્ત્વ યાને સમકિત એ જૈન દર્શનનો પાયો છે દરેક ક્રિયા સમકિત યુક્ત હોય તોજ યથાર્થ ફળને દેવાવાળી છે મજબુત પાયા ઉપર જેમ મોટો આવાસ ચણાવી શકાય તેમ સમકિત રૂપ પાયો દૃઢ થયા બાદ તે ઉપર બારવ્રત રૂપ ઉચો અને વિશાળ પ્રાસાદ ઉભો કરી શકાય છે એ સમકિત તે શી વસ્તુ ?

જિનેશ્વર કથિત જીવાદિ નવ પદાર્થો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે અથવા તો અઢાર દૂષણથી રહિત દેવ પાચ સમિતિ ત્રણ ગુપ્તિ, યુક્ત અને માત્ર મોક્ષના અભિલાષી એવા મુમુક્ષુ સાધુ અને જેમા અહિંસા, સત્ય આદિ પ્રધાન છે એવો વીતરાગ કથિત ધર્મ તેમા શુદ્ધદેવ શુદ્ધગુરૂ અને શુદ્ધધર્મપણાની બુદ્ધિ તે પણ સમ્યકત્વ કહાટવી સામાન્ય વિવક્ષા ઉપરાંત સમક્તિની સમજણ બીજા ઘણા પ્રકારે શાસ્ત્રમા નિર્દિષ્ટ કરાયેલી છે સડસઠ ભેદ પર એની વ્યાખ્યા વિસ્તારથી દ્દષ્ટિગોચર થાય છે ૪ સદ્દહણા ૩ લિંગ ૧૦ વિનયના પ્રકાર ૩ શુદ્ધિ ૫ દૂષણ ૫ ભૂષણ ૮ પ્રભાવકપણાના પ્રકાર ૫ લક્ષણ ૬ યતના ૬ આગાર ૬ ભાવના અને ૬ સ્થાન દૂષણમા શકા, કાક્ષા, વિચિકિત્સા, મિથ્યાદષ્ટિ, પ્રશસા અને તેનો પરિચય એમ પાચ પ્રકાર વર્જનરૂપ છે લક્ષણમા ઉપશમ, સવેગ, નિર્વેદ અનુકપા અને આસ્તિકય રૂપ પાચ ભેદ અનુકરણીય છે સ્થાનના નિમ્ન છ ભેદ છે, જીવ નિત્ય છે જીવ કર્મનો કર્તા છે, જીવજ કર્મનો ભોગવનારો છે, મોક્ષ છે, જીવ મોક્ષ પામી શકે તે માટે સમ્યગજ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ઉપાય પણ છે-સમજી અવધારવાના છે જ્યારે છ આગાર બારી ય છુટ રૂપ છે અહીં સક્ષિપ્તમા છ આગાર સમધી જણાવી આગળ વધીશુ વિશેષ જાણવાના પિપાસુએ ઉપદેશ પ્રાસાદ ભાગ પ્રથમ અવલોકવો વળી આ ઉપરાંત પણ ભિન્ન ભિન્ન દ્રષ્ટિબિન્દુથી સમક્તિ વિવેચન સમધી કરાયેલુ નરતન પથમા આવે છે એ સર્વનુ દોહન કરતા સાર એજ લભ્ય થઇ શકે છે કે શ્રદ્ધા રાખ્યા સિવાય પ્રગતિ થઇ શકતીજ નથી ને શ્રદ્ધા આપ્ત પુરૂષ સિવાય બીજામા રાખી શકાયજ નહીં જ્યારે આપ્ત પુરૂષ તેજ હોઇ શકે કે જે દૂષણો રહિત, વીતરાગ દશામા વર્તનાર હોય તેવા રાગદ્વેષથી મુક્ત થયેલ આત્માએ ચીંધેલો માર્ગ એજ ધર્મ એ સમજાવવાને અર્થાત્ ક્રમે જાતે જીવનમા ઉતારી ઉપદેશદ્વારા અન્યને એ માર્ગે દોરનાર તે ગુરૂ આટલી ચોખવટ પછી નીચેની લાઇન દોરી એ

સગળનાથી આગળ વધી શકાય છે દરેક બાબત સમજ પૂર્વક આદરવાની છે-

'અરિહંતો મહદેવો, જાવજ્જીવ સુસાહુણો ગુરૂણો
જિણપન્નત્ત તત્ત ઇય સમ્મત મએ ગહિય

૧ **રાયભિયોગેણ**—રાજા કિવા પા શાહની આજ્ઞાથી વ્રતમર્યાદા ઉલ્લધી કાર્ય કરવુ ૨ **ગણાભિયોગેણ**—ગણ એટલે પચ યા મહાજનના આગ્રહથી ઉલ્લધી કાર્ય કરવુ ૩ **બલાભિયોગેણ**—મ્લેચ્છાદિ, ચોર શત્રુ વગેરેના જુલમથી ઉલ્લધી કાર્ય કરવુ ૪ **દેવાભિયોગેણ**—દુષ્ટ દેવના મરણાન્ત ઉપસર્ગથી ઉલ્લધી કાર્ય કરવુ ૫ **ગુરુનિગ્ગહેણ**—ગુરૂ કે માતાપિતાદિકના કહેવાથી ઉલ્લધી કાર્ય કરવુ ૬ **વૃત્તિકાન્તારેણં**—દુષ્કાળાદિ આપત્તિ આપવાથી કે આજીવિકાના કારણથી ઉલ્લધી કાર્ય કરવુ

આમ ૭ છીંડી યાને છુટ રાખવાનુ પ્રયોજન તો એટલુ જ કે ઉપરોક્ત સયોગોમા ન છુટકે વ્રતની હદ ઓળગી કાર્ય કરવુ પડે તો પણ થાય મનથી તેમ કરવાના વિચાર ન જ થતા હોય લાચાર રીતીજ આચરણ કરાય તેમા પણ શુરવીરો ને સારૂ આગાર જેવુ ન જ હોય એ ઉપરાત નીચેના ચારનુ સ્વરૂપ પણ અવધારી લેવુ

૧ **અન્નત્થણાભોગેણ**—ઉપયોગ વગર વ્રતભગનુ કામ થઈ જાય પણ યાદ આવે અટકવુ તે ૨ **સહસ્સાગારેણ**—સહસાતકાર યાને શીઘ્રતામા નિષેધ કાર્યની પ્રવૃત્તિ થઈ જાય તે. ૩ **મહત્તરાગારેણ**—મોટાની-જ્ઞાનીપુરૂષની આજ્ઞાથી કરવુ પડે તે ૪ **સવ્વસમાહિવત્તિયાગારેણ**—સન્નિપાતાદિના યોગથી બેભાન દશાથી, વૃદ્ધાવસ્થામા ચિત્ત વિભ્રમનાથી ઝેરી જાનવરના કરડવાની પીડા વેળા આર્ત-ધ્યાન થવાથી ચિત્તની સ્થિરતા ન હોવાથી નિષેધ કામ કરવુ તે

આ બધા મધ્યમ કક્ષાના જીવો વ્રત લેતા ન અચકાય ન મુઝાય તેના માટે છે ઉપરના કાર્યથી વ્રતભગ થવાની બીતિ રહેતી નથી-ને આત્માની ઉજ્જ્વળતા ટકી રહે છે વળી સસારજન્ય ઉપાધિમા

આરંભ ભરેલા જીવો સ્વપ્રવૃત્તિમા જરાપણ ક્ષતિ લગાડયા સિવાય પણ વ્રત નિયમના પાલનથી ધીમે ધીમે પ્રગતિના માર્ગે આગળ કદમ ભરી શકે અને એ દ્વારા નિર્દિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી શકે એવો શુભ અને વિશાળતા-ઉગ્ર-મહત્ ઉદ્દેશ પણ છે

૧ સ્થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રત-સ્થુલ = મોટા, પ્રાણાતિપાત = જીવનો વધ, વિરમણ = પાછું ફરવુ યાને અટકવુ વ્રત=નિયમ

મોટા દેખવામા આવે તેવા એટલે હરે ફરે એવા ત્રસ જીવોને હણવાની બુદ્ધિએ ન હણવા સ્થાવર જીવોને પણ યથાશક્તિ બચાવવા યાને હણવા નહીં, કેમકે સપૂર્ણપણે સસારસ્થ જીવો સ્થાવરની દયા પાળી શકે જ નહીં ત્રસમા પણ સર્વથા પાલન અશક્યજ છે તેથી તો 'સાધુને વીસ વસાની અને શ્રાવકને સવા વસાની અથવા સાધુને સોળ આના તો શ્રાવકને ફાળે માત્ર આનો દયા બતાવી છે' સસારી જીવન જ એવુ છે કે કેટલાક આરભ-સમારભ અને હિસાના કાર્ય એમા અનિવાર્ય છે વીસ વસાની દયાનું સ્વરૂપ આ પ્રમાણે

સાધુ જીવન—૧ વિશ્વના સર્વ જીવોને ( ત્રસ અને સ્થાવર ) હણવા હણાવવા ને હણતાને અનુમોદવા નહીં અને તે પણ મન, વચન, કાયા રૂપ ત્રિવિધ યોગથી, સત્ર જીવો પ્રત્યે અભય આ શુદ્ધ અહિસા

શ્રાવક જીવન—૧ શ્રાવક, માત્ર ત્રસ માટે નિયમ ગ્રહી શકે, સ્થાવર માટે છુટ રાખે એટલે આખો એક પ્રકાર ઉડી જતા દસ રહે

૨ ત્રસ યાને સ્થુળ જીવોની યામાં સકલ્પથી ( વિચાર પૂર્વક ) અને આરભથી ( સસારિક કાર્યો-આરભ સમારભ ) એમ બે ભેદ પાડતા-શ્રાવક માત્ર સકલ્પ વર્જી શકે આરભ તો છુટો જ રહે એટલે દસના પાચ રહે

૩ સંકલ્પમાં પણ બે પ્રકાર સાપરાધી અને નિરપરાધી અપરાધ યા ગુન્હો કરનાર જીવો પ્રત્યે શ્રાવકની દયા ભાગ્યે જ ટકી શકે તેથી નિરપરાધીથી નિવૃત્તિ ગણતા પાંચમાંથી અઢી રહે

૪ નિરપરાધીમાં પણ બે ભાગા નિરપેક્ષ યાને અપેક્ષા કે હેતુ વગર અને સાપેક્ષ યાને કારણ સહિત. ગ્રહસ્થ નિરપેક્ષથી જ દયા પાળી શકે પણ સાપેક્ષ વૃત્તિએ હિંસાનું સેવન કરવું પડે દાખલા તરિકે પેટમાં કીડા પડ્યા હોય અને તેથી દવાનું સેવન કરવું પડે છે આમ અઢી હતા તેમાંથી સવા રહે

ગ્રહસ્થ જીવનનું વ્રત પછી આ પ્રમાણે ઠેરી શકાય-શ્રાવક તરિકે હું ત્રસ યાને સ્થુળ (સ્થાવર યાને સૂક્ષ્મની નહિ) જીવોની સંકલ્પથી નિરપરાધિની, નિરપેક્ષવૃત્તિએ હિંસા કરૂં નહીં ટુંકમાં કહીએ તો નિરપરાધી ત્રસ જીવોને હણવાની બુદ્ધિએ હણું નહીં મન, વચન અને કાયાથી એવીજ રીતે કરાવું નહીં અને કરનારને વખાણું નહીં

આ અહિંસા વ્રતના પાલનમાં ખાસ ઉપયોગ રાખી વર્તવાની જરૂર છે સતત્ મનમાં રમતું હોવું જોઈએ કે રખેને મારાથી અભસાત્ જીવ વધ ન થઇ જાય' એ સારૂં ખાવા પીવાના સાધનો ઉઘાડા ન રાખવા તેમજ વાપરવાની ચીજો કાળજી પૂર્વક જોઈને વાપરવી રસોઇમાં વપરાતા બળતણ ખાસ જેવા ધાન્ય શોધનમાં પુરતું લક્ષ દેવું અને વપરાશના ઠામ જોઈ પુંજીને મુકવા પાણીને ગળીને વાપરવું અને એઠવાડ સુકાઈ જાય તેવી રીતે છુટી જગામાં એમાંદ ખૂણો જોઇ નાખવો વળી સુવાના ખાટલા બેસવાની ખુરસીઓ અને ઉપયોગમાં લેવાના બીજા પણ સાધનો સાફ ને સ્વચ્છ રાખવા કે જેથી તેમાં માકડ વી જીવોની ઉત્પત્તિ ન થઇ જાય. ઘી તેલ આદિ પ્રવાહી પદાર્થોના વાસણ ઢાકવાની અવશ્ય કાળજી રાખવી કે જેથી કીડી ઘરોળી માખી પ્રમુખ જીવો તેમાં પડી શકે નહીં આવી જ રીતે સ્નાન કરવાની જગા ભોગવટામાં લેવાતા

લોટ-સુખડી પ્રમુખ અને વાપરવામાં આવતી વનસ્પતિ વિગેરે પર ધ્યાન દેવું દયાનું પાલન તો નાની મોટી સખ્યાબંધ ચીજોના ઉપયોગ પૂર્વક વપરાશમાં તેમજ પોતાના આચરણથી સામાના આત્માને જરા પણ ન દુભવવામાં સમાયું છે હિંસાના ત્રણ પ્રકાર (૧) સ્વરૂપ હિંસા એટલે બાહ્યથી હિંસા દેખાય પણ અંતરથી યાને ખરી રીતે હિંસા નહીં (૨) હેતુ હિંસા એટલે કૃષી આદિના કારણથી કરવી પડે તે (૩) અનુબંધ હિંસા એટલે કલુષિત પરિણામને વશ થઇ કરાતી હિંસા તેમજ દ્રવ્ય દયાને ભાવ દયા આદિ યાના આઠ પ્રકાર બરાબર સમજવાની જરૂર છે કે જેથી પહેલા વ્રતનું પાલન સરલતાથી કરી શકાય પાંચ અતિચાર ૧ વધ-ક્રોધ કરીને ગાય, ઘોડા પ્રમુખને નિર્દયતાથી મારવા તે ૨ બંધ-ગાય બળદ, વાછરડા પ્રમુખ જીવોને ગાઢ બંધનથી બાંધવા તે ૩ છવિચ્છેદ-બળદ પ્રમુખના કાન છેદાવવા નાથ ઘાલવી, ખાસી કરવી, ઇ૦ છેદનકાર્ય ૪ અતિભારઆરોપણ-બળદ પ્રમુખ ઉપર ગજા ઉપરાંત વધારે ભાર ભરવો તે ૫ ભાત પાણિ વિચ્છેદ-બળદ, ગાય, પ્રમુખને રોજ અપાતું હોય તેના કરતા ઓછું ખાણું આપવું યા તો આપવા વિલંબ કરવો તે જો કે અતિચારનું સેવન કરવાથી વ્રત ભંગ નથી થતો, પણ એથી આત્મિક પરિણામની કલુષિતતા અવશ્ય પુરવાર થાય છે એટલે ખરી રીતે વ્રતધારી આત્માઓએ એનો ત્યાગ જ કરવાનો છે

૨ સ્થૂળ મૃષાવાદ વિરમણ વ્રત એટલે પાંચ મોટા અસત્યનો ત્યાગ જગતમાં જે જૂઠ બોલવાથી અપકીર્તિ થાય તથા અપ્રમાણિકતા ગણાય તેવા નીચે દર્શાવેલા મોટા અસત્ય અને તેવા બીજા ન બોલવા (૧) કન્યાલીક કન્યા સબંધી વય-રૂપ-અભ્યાસ સંબંધી ન્યુનાધિક કહેવું અને એ પ્રમાણે સર્વ જાતના બે પગ વાળા જીવો સંબંધી સમજવું (૨) ગવાલીક-ગાય, ભેંસ, બળદ, ઉંટ આદિ ચોપગા જાનવરમાં દૂષણ હોય તો તેનો અપલાપ કરવો તેમજ તેની ઉમ્મર

દુધ વિ૦ ના પ્રમાણમાં જાડ કહેવુ (૩) ભૂમ્યાલીક-હાટ, હવેલી, બાગ, બેનીવાડી સબંધી વિપરીત વ તુ (૪) થાપણ મોસો, થાપણ ઓળવવી લેવા આવે ત્યારે કપટાચરણ આચરવુ (૫) જૂઠી સાક્ષી-લાચ લઈને કે શરમથી ખોટી સાક્ષી પૂરવી અથવા સ્વાર્થની દ્રષ્ટિથી રાજદરબારમા-કોર્ટમા-રાજ પાસે અથવા સમુ ાય કે મહાજન સમક્ષ અનત્ય વદવુ યા ખોટી સાક્ષી પૂરવી જેમ અહિસાનુ પાલન એ પ્રથમ વ્રત છે તેમ સત્ય વદવુ એ બીજુ વ્રત છે આમ આ ઉભય *વ્રત ધર્મના મૂળ પાયા રૂપ છે પ્રત્યેક ધર્મ આત્મ કલ્યાણમા કેટલો* લાભકારક છે એનુ માપ આ મહાગુણો વિષેના વિસ્તૃત વિવેચન અને કડક પાલન પ ત્વે એમા કેટલો ભાગ મુકવામા આવ્યો છે તેના પરથી કહાડી શકાય છે જેટલા અંશે એની ન્યુનતા તેટલા અંગે ધર્મપણાની અશુદ્ધતા સમજવાની અહિસા-સત્યનુ ▮ પૂર્ણ પા ન એજ વિશિષ્ટ ધર્મ અતિચાર-(૧) સહસાકારે-વગર વિચારે કોઈને ચોર કે વ્યભિચારી આદિ વિશેષણથી નવાજવો અથવા તેવુજ આકરૂ વચન બોલવુ (૨) રહસ્ય ભાખવુ માને ગુપ્ત વાતને ઉઘાડમા મુકવી. (૩) સ્વદારા મંત્ર ભેદ-સ્વપ્રિયાના દુષણ વા ખાન ગી વાતનો પ્રકાશ કરવો (૪) મૃષા ઉપદેશ-મંત્ર જંત્ર વા કામના આસન સબંધી અનુચિત બોધ કરવો (૫) ફૂટલેખ ખોટા દસ્તાવેજ ખાતા કે ચોપડી યા સહી વિ૦ બનાવવા

૩ સ્થુલ અ ત્તા ાન વિરમણ વ્રત--રાજ દડે લોક નિંદે સબંધ ચોર કહે તેવી મોટી ચોરી કરવી ધાડ પાડવી રસ્તે લુટ પ ડવી જૂનમથી બીજાની વસ્તુ લેવી દાણ ચોરી કરવી કિંમતી વસ્તુઓ પડાવી લેવી તાળા તોડવા ઇત્યાદિ દ્વારા ધનવૃદ્ધિ ન કરવી અથવા તો એવી વૃત્તિનો ત્યાગ કરવો અદત્તાદાન એટલે વિના દીધે લેવુ એમા ઉપરના પ્રમાણે વિના આપ્યામા લેવારૂપ સમજવા તેથી જ તેના સેવનનો ત્યાગ કરવો

અતિચાર—(૧) સ્તેનાહૃત—ચોર પાસેથી ચોરાઉ વસ્તુ જાણી બુઝીને લેવી (૨) પ્રયોગ-ચોર ને ચોરી કરવામાં મદદ કરવી કે મદદ આપવી (૩) તપ્પડી રૂપ—સારી ચીજમાં ખોટી ભેળવવી કિંવા સારી દેખાડી ખોટી આપવી (૪) ગન્ય વિરૂદ્ધ ગમન—રાજ્યના માથેથી ઉંચે માર્ગે જવુ લોકશાસનના આ કાળમા આમ વર્ગથી પ્રતિષ્ઠિત રાષ્ટ્રિય મહાસભા (કોંગ્રેસ)ના આદેશોને રાજ્યના કાનુન જેવુ માન આપવુ એટલે એના નિયમોનુ ઉલ્લંઘન ન કરવુ (૫) કૂડા તોલા-માપ-લેવા દેવાના જુદા માપ કે વજન રાખી છેતરપીંડી કરવી આ અતિચાર દેખીતી રીતે વ્રત ભંગરૂપ નથી લાગતા પણ ઝીણવટથી વિચારતા વ્રત ભંગના કારણ પણ છે માટે તેનો ત્યાગ કરવો ઘટે

૪ સ્થૂલ મૈથુન વિરમણ વ્રત અથવા સ્વદારા સતોષ વ્રત—આમા સપૂર્ણપણે બ્રહ્મચર્ય વ્રતનુ પાલન નથી પણ પરણેલી સ્ત્રી સ્વ પતિને અને પરણેલા ધણી સાથે પત્નિને વિષય સેવનની છૂટ રહે છે તેથી તેને સ્વદારા સતોષ કે સ્વપતિ વિરમણ વ્રત પણ કહેવાય છે આમ કરવાથી વિષય સેવન અને ઈંદ્રિયવિનાશપર અવશ્ય કાબુ આવે છે દેશથી આવી રીતે પાલન કરનાર ક્રમે કરી સર્વથી પાલન કરનાર બને છે પાચ ઇંદ્રિયોમા સ્પર્શના ઇંદ્રિય પર કાબુ મેળવવાનુ કાર્ય જરૂર દુ ર છે વળી વ્રતોને વિષે બ્રહ્મ વ્રતનું પાલન મુશ્કેલ છે મોહની કર્મે અને ઇન્દ્રિયોના વિકારોએ મોટા શુરવીરોને અને ઉચી સમજશક્તિ ધરાવનાર વિદ્વાનોને પછાડી નાખી, ભવાટવીમા ભ્રમણ કરતા બનાવી દીધા છે જ્યા કાયાથી પાલનની મુશ્કેલી અતિ ઘણી છે ત્યા વચન અને મન વિષે શુ કહેવુ ? તેની તો કહેવાય છે કે 'જેને કામ જીત્યો તેણે જગત જીત્યું' મનની પીડા અનુભવીજ જાણી શકે પુરૂષના કામને તૃણ અગ્નિ સાથે અને સ્ત્રીના કામને બકરીની લીંડીઓના અગ્નિ સાથે જ્ઞાની

પુરૂષોએ સરખાવેલ છે તે બરાબર હેતુ પુરસ્સર છે એનો વેગ ચડતા દેહ અકથ્ય કષ્ટ અનુભવે છે એ વેળા ઇતર પ્રવૃતિમા રતિ ઉપજતી નથી એ દુઃખ આગળ દાહજ્વર તો કંઇજ નથી તેથીજ નિતિકારોને કહેવુ પડયુ છે કે 'कन्दर्प दर्प दलने विरला मनुष्या' અહરથી નાટે પોતાની ભાર્યામહ વિષયની છુટ એનો અર્થ એ તો નથીજ કે મરજી માફક વિહરવુ આ વ્રતમા પણ તિથિ આદિનો વિવેક જાળવવાનો છે એમા અતિશય તીવ્ર અભિલાષા ધરવાનો નથી અને પરસ્ત્રીને મા-બહેન ■ ય સમજવાની છે અભ્યાસથી આ શક્ય ■ ન સાગરસ્થ આત્માની એ ખરી કસોટી થાય છે અતિચાર-(૧) અપરિગૃહિતાગમન-કોઇએ પણ જેનું ગ્રહણ કર્યું નથી તેવી વિવાહ વિનાની કુમારિકા અથવા જેનો પતિ પંચત્વ પામ્યો છે એવી વિધવા હોય તેની સાથે ગમન કરવુ (૨) ઇત્વર ગૃહિતાગમન-અમુક દિવસ સુધી કોઇએ વેશ્યા પ્રમુખને રાખેલ હોય તેની સાથે ગમન કરવુ નોટ—આ અતિચારો પરસ્ત્રી ત્યાગ' ના નિયમવાળાને માટેજ છે બાકી સ્વ દારા સંતોષીને તો તે ચોકખા વ્રત ભંગરૂપ છે તેથી અનાચાર છે (૩) અનંગક્રિડા—સ્ત્રીઓના અંગોપાંગ વિષય દ્રષ્ટિથી જોવા તથા કામચેષ્ટા કરવી (૪) પરવિવાહ કરાવવા તેમજ પુનર્લગ્ન (નાતરા) કરાવવા (૫) તીવ્ર અભિલાષપણુ-વિષય ભોગવવામા અતિશય ઇચ્છા કરવી

(૫) સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત-પરિગ્રહ કહેતા રાચરચીલુ, ધાન્ય સુવર્ણ આદિ નવ પ્રકારનો જેટલી પરિગ્રહની વૃદ્ધિ એટલી ■ સાર વૃદ્ધિ યાને કર્મ સમુહની વિશેષતા તેથી તો કહેવામા આવ્યુ છે કે-'જે જે અંશે રે નિરૂપાધિકપણુ તે તે જાણો રે ધર્મ' સંસારસ્થ જીવો આરંભ સમારંભના સાધનોથી સર્વથા પરાંગમુખ નજ થઇ શકે છતા એ વસ્તુઓ પર મમત્વ ન રાખવુ કારણ કે मूर्छा परिग्गह वुत्तो અર્થાત્ મુર્છા અને વાસના એનુ નામજ પરિગ્રહ ■ જેમ બને તેમ ઓછા સાધનોથી ચલાવી લેવાની વૃત્તિ કેળવવી એ સાધ

નોને ખપ પુરતા ઉપયોગમા લેવા પણ ગચીમાચીને નહિ માન ન ભુરકે એ અર્થે યહેલુ છે કે–

> સમકિતવતી જીવડો, કરે કુટુબ જ બાળ
> અતરથી ન્યારો રહે, ધાવ ખીનાવત બાળ

આ વ્રતમા નીચે પ્રમાણે નિયમ લેવાનો છે ચોવીસ પ્રકારના ધાન્ય છે તે વર્ષમા અમુક મણ ખપે. ક્ષેત્રમા અમુક સખ્યાના ખેતર અગર તો અમૂક બાગ કે વાડીઓ અથવા તો અમુક વિઘા જમીનની છુટ વાસ્તુમા–અમુક સખ્યાના હાટ–વખાર, હવેલી પ્રમુખની છુટ સોના ચાદીના ઘરેણાની સખ્યા તથા વજનનું માપ કરી લેવુ ત્રાંબા પિત્તળના વાસણ કુસણનુ પણ ઉપરોક્ત રીતે પરિમાણ કરવુ વળી રાખવાના દાસ–દાસી–ગુમાસ્તા નિ૦ દ્વિપદનુ તેમજ ગાય ભેસ ઘોડા આદિ ચતુષ્પદનું સખ્યા પ્રમાણ નિયત કરવુ અથવાતો એકદર સ્થાવર મિલ્કત અમૂક રૂપીઆની અને જગમ મિલ્કત અમૂક રૂપીઆની રાખવી, અને તે ઉપરાંત વૃદ્ધિ થતા શુભ માર્ગે વાપરી નાંખવાનો નિયમ લેવો આ વ્રતથી જગતભરના આરભ સમારભમાથી વૃત્તિઓને ખેચી લઈ મર્યાદિત ક્ષેત્રમા બાધી દેવાની છે એથી એ પર જય મેળવવાનું સુગમ પડે છે અને એમા પણ ક્રમશ ન્યૂનતા કરતા ત્યાગની ઉચ્ચ ભૂમિકા એ પહોચી જવાય છે વળી લાભ સાથે લોભ ઘરથીજ જોડાએલો છે એટલે લાભ થતાજ કેમ વિશેષ પ્રકારે એ થતો રહે એવા લોભના પરિણામો ઉપજતા વાર લાગતી નથી પણ ઉપરોક્ત પ્રકારના નિયમથી એ પર માપ પડે છે અને લોભ પર જય મેળવવો એ સર્વ પાપ પર જય મેળવવા તુલ્ય છે સર્વ પાપનું મુળ લોભ જ છે, વળી આ પરિગ્રહનું બાહ્ય સ્વરૂપ છે, જ્યા બહારના પરિગ્રહ પર અકુશ મેલી એનો ક્ષય કરવાનું આટલા જોરથી કહેવામા આવે ત્યા કષાય વિષય–રૂપ આંતરિક પરિગ્રહનો વિજય કરવાનો હોય જ એમા

શુ આશ્ચર્ય ! અભ્યતર પરિગ્રહના વર્જન વિના મુક્તિ ન જ હોઇ શકે અતિચાર (૧) ધનધાન્યપરિમાણાતિક્રમ—જ્યારે ધારણાથી દ્રવ્ય વધે ત્યારે આ તો મારા પુત્રનુ છે, આટલુ અમુકનુ છે ઇત્યાદિ નાના પ્રકારના વિકલ્પો કરી ધનના વિભાગ પાડવા અથવા તો જુદા નામે અથવા હુનમ ભગાવી ભાગે વજનના ધરેણા કરાવવા તે તથા ધાન્યની મર્યાદા ઓળગવી તે (૨) ક્ષેત્ર પરિમાણાતિક્રમ-ક્ષેત્રાદિ નિયમ કરતા વધારે ગણવા વા એને જોડી એક કરવા (૩) રૂપ્ય અને સુવર્ણ પ્રમાણાતિક્રમ-રૂપા-ચાદી સુવર્ણના નિયમ તોડવો (૪) કુપ્ય પરિમાણાતિક્રમ-તાબુ પીત્તળ કાસા પ્રમુખ ધાતુના વાસણો વજનદાર બનાવી નિયમ તોડવો (૫) દ્વિપદ ચતુષ્પદ પરિમાણાતિક્રમ-દાસ દાસી ગાય ભેસ પ્રમુખ પ્રાણીઓ ગણવામાં નિયમનું ઉલ્લઘન એવુ અતિચારનુ સ્વરૂપ અવધારી તે વર્જવા

આમ આપણે બારવ્રત માહેના પાચ અણુવ્રત વિષે વિચારી ગયા સાધુજીવનના પાચ મહાવ્રતની અપેક્ષાએ આનુ પાલન સહજ હોવાથી એ અણુવ્રત કહેવાય હવે ત્રણ ગુણવ્રત (પૂર્વના વ્રતોને ગુણકર્તા હોવાથી)ની વાત કરીએ

(૬) દિગ્પરિમાણ વ્રત-દિગ્ કહેતા દિશા વ્રતનો વિષય દિશા ઓમા જવા સબધી મર્યાદા બાધવાનો છે આવી મર્યાદા હોય તો એ ઉપરાત ક્ષેત્રમા થતા આરભ-સમારભ સાથે નિયમધારી જીવને વળગ કે સ્નાનસુતક ન રહે એથી આત્મિક લાભવૃદ્ધિ થાય ગમનાગમનની સકુચિતના નિવૃત્તિપોષક છે

ચેતુ-તીનુ અને ચારે દિશા વિદિશામા જવા સબધી નિયમ કરવો એ આ વ્રતનો ફલિતાર્થ છે

ઉપર મુજબ શેનું જુદુ પરિમાણ કરવુ અથવા તો જળમાર્ગે અમુક બદર સુધી જવુ સ્થળ માર્ગે અમુક દિશામા અમુક દેશ સુધી

જવુ એ પ્રકારે હદ બાધવી વિશેષમા તાર કરવાની, પત્ર પાઠવવાની છાપુ મગાવી વાચવાની, અને તેના પ્રકારની ઘટતી છુટ રાખી શકાય આની ખૂબી પાલનમા રહેલી છે અતિચાર-(૧)ઉર્ધ્વદિક્ પ્રમાણાતિક્રમ-મર્યાદા કરતા વધારે ઉચે જવુ તે આકાશમા વિમાનદ્વારા (૨) અધોદિગ્ પ્રમાણાતિક્રમ-રાખેલ હદ કરતા વધારે નીચે જવુ ખાણ ભોયરા વી મા (૩) તિર્યગ્દિક્ પ્રમાણાતિક્રમ ચારે દિશા વિદિશાની મર્યાદા ઓળગવી (૪) ક્ષેત્રવૃદ્ધિ-બધી દિશાના ગાઉ ભેગા કરી એક દિશા વધારવી પ્રમાણમા હાનિ વૃદ્ધિ કરવી (૫) સ્મૃતિ અતર્ધાન-રાખેલ નિયમની વિસ્મૃતિ થતા શકાશીલ હૃદયે આગળ જવુ (૭) ભોગોપભોગ પરિમાણ વ્રત-એક વખત જેનો ભોગ થઇ શકતો હોય યાને ઉપયોગ કરી શકાતો હાય એવુ નામ ભોગ દાખલા તરિકે ભોજન, વિલેપન વીગેરે અને વારવાર જે પદાર્થ વાપરી શકાય તે ઉપભોગ દાખલા તરિકે ઘર-સ્ત્રી ઈ આવા બન્ને પ્રકારના પદાર્થોનુ રોજ વાપરવા સબધી પ્રમાણ કરવુ અથવા તો કાયમને સારૂ મર્યાદા નકકી કરવી તેમજ પદર કર્માદાન યાને કર્મ આવવાના ખાસ અવસરો છોડવા તત્પર બનવુ પદર કર્માદાન—(૧) ઇગાલ-કર્મ ઇંટ, ચુનો, નળીયા, ધુપેલી આદિ પકવવા ભઠ્ઠી કરવી (૨) વનકર્મ-ખેતી વાડી, શાક, લાકડા કે વન કપાવવાનો વેપાર કરવો (૩) સાડીકર્મ-રથ, ગાડી, રેકડા, હળ કેરવવાનો ધધો કરવો (૪) ભાડીકર્મ-ગાડી, ઘોડા બળદ, મોટર પ્રમુખનો ભાડે ફેરવવા સબધી વેપાર કરવો (૫) ફોડીકર્મ-દારૂ તથા શસ્ત્રોથી જમીન ફોડવાનો ધધો કરવો (૬) દતવાણીજ્ય—હાથીદાત વી નો વેપાર કરવો (૭) લાખવાણિજ્ય-લાખ આદિ પદાર્થોનો વેપાર (૮) રસવાણિજ્ય-મધુ, માખણ ઘી, તેલ, વી નો વેપાર (૯) વીષવાણિજ્ય-અફીણ ઝેર, સોમલ આદિ ઝેરી પદાર્થોનો વેપાર (૧૦)કેશવાણિજ્ય-પશુ પ્રમુખના વાળ, પીછા, ઉન તથા દાસદાસી તેમજ ચોપદ પ્રાણીઓનો ક્રયવિક્રય

યત્રપિલ્લણ કર્મ–મીલ, જીન ઘટી, સચા ચનાવવા–વેચવારૂપ વ્યવસાય. (૧૨) નિર્લાછન કર્મ–ઘો ા બળદ પ્રમુખ જાનવરોને ખસી કરાવવી (૧૩) દવદાન–વનમા તથા ક્ષેત્રમા અગ્નિ મુકવો (૧૪) સરદ્રહ શોષણકર્મ–તળાવ સરોવર કુવા પ્રમુખનુ જળ શોષાવવુ. અસતીપોષણ–રમત પ્રમુખ માટે મોટે પોપટ મેના, કુતરા, બિનાડા રાખવા, કુટ્ટણખાના ચનાવવા ઈત્યાદિ કાર્ય અને બીજા પણ પાપના ધધા સમજી લેવા કદાચ સહજ પ્રશ્ન થશે કે જ્યારે શ્રાવકોએ ઉપરોક્ત વેપાર ન કરવા ત્યારે કરવુ શુ ? નોકરીજ કરવી ? કોઈપણ જાતના સાહસ ખેડવાજ નહિ ? ઉત્તર આપતા કહેવુ પડે કે ના માત્ર નોકરીયાત જીવન ગાળવાનુ કે કિંકર્તવ્યમુ પણ ધારવાનુ શાસ્ત્રોથી કેમ કહેવાય ઉપરના કર્માદાન વર્ણન માટે તો સમજવાનુ એટલુજ છે કે અવશ્ય એમા દોષાપત્તિ વધારે છે જે ધધાઓ નિર્દોષ વા અલ્પદોષી હોય તે તરફ શ્રાવકે વધુ લક્ષ્ય આપવુ અને ઉપરનાનુ સેવન કરવુજ પડતુ હોય તો ઉપયોગ જાગ્રત રાખી જયણાપૂર્વક કાર્ય કરવુ કે જેથી દોષનુ બધન અલ્પ થાય જેટલે અશે જીવવધના નિમિત્તો ઓછા સેવાય તેટલે અશે કર્મ બધ ઓછો સમજવો વળી પરિણામ પર કર્મની તીવ્રતા–મદતાનો આધાર છે તેથી એ સબધમા સપૂર્ણ લક્ષ આપવુ આનદાદિ શ્રાવકોએ ખેતી પ્રમુખના વ્યવસાય સેવેલા છતા મુખ્ય શ્રાવકોમા ગણના થાય છે એ વાત પણ ઉપરના સ્પષ્ટિકરણથી સમજાય તેમ [illegible] શ્રાવકોએ તજવા જોઈતા બાવીશ અભક્ષ્યોનો પણ આમાજ સમાવેશ થાય છે

__બાવીશ અભક્ષ્ય–__

૧ વડના પીપુ (ટેટા) ૨ પીપળાના પીપુ, ૩ પીપરના પીપુ ૪ કઠુમ્બરના પીપુ ૫ ઉબરાના પીપુ આ પાચે વૃક્ષોના ફળ ત્રસ જીવોથી વ્યાપ્ત હોઇ અભક્ષ્ય છે ૬ મધ [illegible] માખણ ૮ મદિરા ૯

માસ. આ ચાર મહા વિગયમા અસખ્ય જીવોનુ ઉપજવુ ને નષ્ટ થવુ ચાલુજ હોય છે ૧૦ બરફ, ૧૧ કરા, ૧૨ વિષ (અફીણ-સોમલ વચ્છનાગ આદિ), ૧૩ સર્વ જાતિની કાચી માટી, ૧૪ રાત્રીભોજન ૧૫ બહુ બીજવાળી વસ્તુઓ ( ખસખસ, અજીર વી ), ૧૬ બોળ અથાણું, ૧૭ વિદળ=કાચા (ઉષ્ણ કર્યા વિનાના દુધ, દહી ને છાશની સાથે કોઈપણ પ્રકારનુ કઠોળ, તેની દાળ વા તેના બનેલા પદાર્થો ખાવા તે, ૧૮ વેગણ (રીગણા), ૧૯ અજાણ્યા ફળ-ફુલ વિગેરે, ૨૦ તુચ્છફળ ચણીબોર વિગેરે જેમા ખાવાનુ થોડુ, ફેકી દેવાનુ વિશેષ ૨૧ ચલિતરસ-કાળવ્યતીત થયેલી અથવા તે પૂર્વે પણ જેનો વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાઈ ગયો હોય, બેસ્વાદ લાગતી હોય તેવી ચીજ ૨૨ અનતકાય-જેના એક શરીરમા અનતા જીવો હોય છે તેવા સર્વ પ્રકારના ભૂમિકદ ઈ અનતકાયના પણ બત્રીશ ભેદ થાય છે ત આ પ્રમાણે-૧ સુરણકદ, ૨ વજ્રકદ, ૩ લીલી હળદર, ૪ લીલુ આદુ ૫ લીલો કચુરો, ૬ સતાવરી, ૭ હીરનીકદ, ૮ કુવાર, ૯ થોર ૧૦ ગળો, ૧૧ લસણ ૧૨ કારેના (વાસકારેલા), ૧૩ ગાજર, ૧૪ લોઢ, ૧૫ ગિરિકર્ણિકા ૧૬ કુંરનાપાન, ૧૭ ખરશવો, ૧૮ થેક, ૧૯ લીલીમોથ, ૨૦ લુણીની ભાજી, ૨૧ ખીનોડા ૨૨ અમૃતવેલ, ૨૩ મુળાનાકદ, ૨૪ ભૂમિફોડા, ૨૫ નવા અકુર, ૨૬ વાથુનાની ભાજી, ૨૭ પાળખની ભાજી, ૨૮ જવરવેલ ૨૯ કાચી આમલી, ૩૦ કોમળ ફળ, ૩૧ રતાળુ ૩૨ પીડાલુ ઉપરના પદાર્થો વાપરવાથી ત્રસાદિ જીવોની વિરાધના થાય છે માટે તે સર્વ શ્રાવકો એ પ્રાયે કરી ત્યાગ કરવાની જરૂર છે આ ઉપરાંત સાતમા વ્રતમા (૧) પચ તિથી કિંવા બાર તિથિ લીલોતરી ન ખાવી (૨) આદ્રા નક્ષત્ર બેઠા પછી કેરી ન ખાવી (૩) ફાગણ શુદ ૧૫ પછી ભાજી પાલો, ખજુર ન ખાવા (૪) સુકો મેવો પણ સારથી અગર અષાઢ શુદ ૧૫ પછી ન ખાવો (૫) કાયમ માટે ૨૫-૫૦ વા ૭૫ નામો નક્કી કરેલી વનસ્પતિ સિવાય બીજી ન વાપરવી આમ નિયમમા પણ લઈ શકાય છે ચૌદ નિયમ ધારવાનાં

હોય છે તે આ પ્રમાણે સચિતમા નીચેના ૭ ભેદનો સમાવેશ થાય છે

(૧) પૃથ્વીકાય-માટી, મીઠુ ર્ઈ વાપરવા સબધી નિયમ
(૨) અપકાય-અમુક કુવા કે ટાંકા વા નદીનુ પાણી
(૩) તેઉકાય-ચુલા ભઠ્ઠી અને ધરનો નિયમ
(૪) વાયુકાય-પખા ટીચમ વિ નું પ્રમાણ
(૫) વનસ્પતિકાય-શાક ફળ, દાતણુની સખ્યા વા રી
(૬) ત્રસકાયની જયણા રાખવી

૧ અચિત વસ્તુ અમુક સખ્યામા વા અમુક વજન સુધી ખપે
૨ દ્રવ્ય-જુદા જુદા સ્વાદનો અનુભવ કરાવના પદાર્થ અમુક ખપે
૩ વિગઈ-(દુધ, દહી ઘી, તેલ, ગોળ કડા)માથી ગમે તે એકનો ત્યાગ
૪ ઉપાનહ-પગરખા, મોજા બુટ અમુક સખ્યામા ખપે
૫ તબોળ-પાન સોપારી પ્રમુખ મુખવાસનુ પ્રમાણુ બાધવુ
૬ વસ્ત્ર-પહેરવા ઓઢવાની સખ્યા નક્કી કરવી
૭ કુસુમ-ફુલ વી સુઘવાના પદાર્થોની હદ બાધવી
૮ વાહન-ગાડી, ઘોડા વહાણુ, રેલ ટ્રામ કે મોટરનો નિયમ કરવો
૯ શયન-શય્યા આસન પાટ વિગેરેની સખ્યા મુકરર કરવી
૧૦ વિલેપન-શરીરપર ચોપડવાના પદાર્થોની સખ્યા રાખવી
૧૧ બ્રહ્મચર્ય-શીળ પાળવા સબધી નિયમ દિવસનુ કે અહોરાત્રી દિવસનુ તે નિયત કરવુ
૧૨ દિશિગમન-ચારે દિશામા કેટલા ગાઉ સુધી જવુ તેનુ પ્રમાણુ.
૧૩ સ્નાન-હમેશ કેટલી દેગડીથી અથવા કેટલા શેર પાણીથી કરવુ અથવા કેટલીવાર કરવુ તેનુ પ્રમાણુ
૧૪ ભોજન-આહારનુ માપ તેમજ પીવાના પાણીનુ માપ નક્કી કરવુ

નોટ —આ નિયમ સવાર-સાજ ધારવાના છે તેનો હેતુ ઉપયોગ જાગૃત રાખવાનો અને આરભ-સમારભ ઓછો કરવાનો છે

અતિચાર (૧) સચિત આહાર-સચિત વસ્તુ ખાવી (૨) સચિત્ત પ્રતિબંધ આહાર-સચિત્તની સાથે વળગેલી વસ્તુ, આખી કેરી વી. (૩) અપક્વ આહાર-બરાબર નહી પાકેલ વસ્તુ (૪) દુ પક્વાહાર-બરાબર રીતે નહિ પાકેલી વસ્તુ જેમ પોંક વી (૫) તુચ્છૌષધિ ભક્ષણ-ખાવામા થોડુ આવે અને નાખી દેવામા ઘણું આવે તેવી વસ્તુ તેવીજ રીતે ૫૦ર કર્માદાન સબંધી અતિચાર સમજી લેવા કુલ ૨૦

(૮) અનર્થદંડ વિરમણ વ્રત-અર્થ-સ્વાર્થ, અનર્થ એટલે સ્વાર્થ વગર ડ દંડાવુ દડાવુ-લેપાવુ યા કર્મથી ઘેરાવુ એનાથી વિરમણ એટલે પાછુ વળવુ ઉદાહરણ તરિ-કોઈને ફાસી દેતા હોય ત્યા જોવા ન જવુ પશુ પક્ષીઓને લડાવાના હોય વા નચાવવાના હોય ત્યા જોવા ઉભા ન રહેવુ કુતરા બિલાડા આદિ હિસક જાનવર પાળવા નહિ ઘોડાની રમત જોવી નહિ (સાઠમારી થાય છે તે) પ્રાણીઓ પ્રત્યે જ્યા ક્રુરતા દેખાડાતી હોય ત્યા પગ ન જવુ શસ્ત્ર-અસ્ત્ર પ્રમુખ ખપ ઉપરાંત રાખવા નહિ કે જેથી એના ઉપયોગ માટે વાર વાર બીજા માગણી કરતા આવે. મોગલાઈ માં કુકડી મારવાના પ્રકારથી તેમજ તેવા પ્રકારની અન્ય રમતો વા જુગારથી દૂર રહેવુ નાટક ભવાયા-નાચ અને સીનેમા વાર વાર જોવાનું વ્યસન રાખવુ નહિ ચાર વિકથાઓનો ત્યાગ કરવા લક્ષ રાખવુ આ ઉપરાંત તેવીજ અન્ય બાબતો કે જેમા સ્વાર્થ સરવા જેવુ તો હોય નહિ, અને કેવળ નવરાસ કે નિંદાથી દોષાપત્તિ સભવતી હોય અગર તો આપ લે કરતા હિસાદિના નિમિત્તભુત થવાનું હોય તેથી અટકવુ ટુકમા કહીયે તો આ વ્રતમા સ્વાર્થ પૂરતી છુટ છે, છતા એમા જણાવાનુ લક્ષ ચુકવાનું નથી અને એ ઉપરાંત એવા દોષયુક્ત સાધનોની છુટે હાથે લ્હાણી કરતા અટકવાનું છે, તેમજ ઉપયોગવંત રહેવાનું છે કે જેથી વખાણુ વી થી કર્મ ન લાગે

એના મુખ્ય પ્રકાર-(૧) હિંસાપ્રદાન-હિંસા થાય તેવી વસ્તુ આપવી (૨) પ્રમાદાચરિત-પ્રમાદ વડે જેમા કર્મ બંધન

નિષ્કારણ થાય તેવી પ્રવૃત્તિ કરવી ( ૩ ) પાપોપદેશ–કોઈને પાપ કારી ઉપદેશ દેવો (૪) અપધ્યાન–આર્તરૌદ્ર ધ્યાન ધ્યાવા આ ચારમા અનર્થોની પરંપરા સમાયેલી છે તે વિચારવી

અતિચાર–( ૧ ) કંદર્પ–કામ વિકાર વધે તેવી કુચેષ્ટા કરવી ( ૨ ) કુકુચ્ય–કામોત્પન્ન કરનારી વાર્તા કરવી ( ૩ ) મોહરીએ યા મુખરતા–હાસ્યાદિક ચાળા કરવા કોઈની ગુપ્ત વાત પ્રગટ કરવી અથવા અન્યને દુખ થાય તેવુ બોલવુ ( ૪ ) સંજુક્તાધિકરણ–ખપ કરતા શસ્ત્ર પ્રમુખ અધિકરણ વધારે રાખવા ( ૫ ) ભોગાતિરક્તતા–ભોગોપભોગમા વપરાતી ચીજોમા અતિશયતા ધરવી

છેલ્લા ચારને શિક્ષાવ્રત તરિકે ઓળખવામા આવે છે અને નામ પ્રમાણે તેઓ શિક્ષા યાને શિખામણનુ જ કાર્ય કરે છે પૂર્વોક્ત આઠે વ્રતનુ આચરણ યથાર્થ રીતે અને સમજપૂર્વક થાય છે કે કેમ એ જોવાના સાધનરૂપ આ વ્રતો છે આ ચાર વ્રતોનુ પાલન વારવાર કરવાથી આત્મિક પ્રગતિ સાધી શકાય છે

૯ સામાયિક વ્રત–મુહૂર્ત યાને બે ઘડી ( ૪૮ મિનિટ ) સુધી સમભાવ દશામાં બેસી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી ક્યા તો તત્ત્વ વિચારણા કરવી કિંવા સ્વાધ્યાય યાને ધાર્મિક અથવાતો–આત્મ ઉન્નતિકર પુસ્તકોનુ–વાચન કરવુ તે સામાયિક કહ્યુ છે કે–

**समता सर्व भूतेषु सयम शुभ भावना ।**
**आर्तरौद्र परित्याग तद्धि सामायिक व्रतम् ॥**

**ભાવાર્થ**—સર્વ જીવો પ્રત્યે સમતાભાવ યાને રાગદ્વેષરહિત પરિણામ ઇન્દ્રિયો અને યોગ કષાય આદિપર કાબુ શુભ પરિણામ ધારવાપણુ આર્ત અને રૌદ્ર ધ્યાનરૂપ માઠી વિચારણા તજવાપણુ એનુ નામ સામાયિક એટલે બેવડી સુધીનુ સાધુપણુ યાને અનગાર જીવનની વાનકી પાચ ચારિત્રમાનુ પ્રથમ ચારિત્ર જ્ઞાનદર્શનની વિશુદ્ધિપૂર્વક આ વ્રતનો આદર પ્રાને અવશ્ય શીવપદની પ્રાપ્તિ કરાવે છે તેથી તો પ્રભુશ્રી મહાવીર દેવે પુન્ય (પુણીયા) શ્રાવકનુ સામાયિક વખાણ્યુ છે **समणो इव सावओ** શ્રમણ (સાધુ) જેવો શ્રાવક થાય છે માટે

અહ્વાર સામાયિક કરતાં રહેવું એમાં અધ્યયન યાને જ્ઞાન-ધ્યાનનો જે શાંત યોગ પ્રાપ્ત થાય છે તેનો લાભ અવર્ણનીય છે માત્ર નિયમિત ને સમજપૂર્વક ક્રિયા થવી ઘટે

આ વ્રત લેનારની શક્તિ પ્રમાણે સામાયિક કરવાનો નિયમ ગ્રહણ કરી શકાય છે કયાંતો દરરોજ એક સામાયિક કરવાનો કિંવા તેથી વધુ કરવાનો નિયમ લઈ શકાય છે અથવા તો મહિનામાં અમુક અગર વર્ષ દિવસમાં આટલી સંખ્યામાં સામાયિક કરવા એવી પણ પ્રતિજ્ઞા લઈ શકાય કે દિવસ રાત્રિના ચોવીસ કલાકમાં માત્ર અડ તાળીશ મિનિટ સ્વાધ્યાય સારૂ કહાડવી એ વધુ તો નથીજ

અતિચાર-(૧) મનદુ પ્રણિધાન મનમાં કુવિકલ્પ ચિંતવવા કે દુષ્ટ રીતે તેને પ્રવર્તાવવું (૨) વચનદુ પ્રણિધાન સાવદ્ય (પાપયુક્ત) વચન બોલવા કે દુષ્ટ વાણીનો ઉપયોગ (૩) કાયદુપ્રણિધાન વારવાર દેહને હલાવવો, કે ઓશીંગણુ દઈ બેસવું કિંવા ઝોકા ખાવા અથવા ઉંઘવું ઈત્યાદિ કાયાની માઠી ચેષ્ટાઓ કરવી (૪) અનવસ્થા દોષ-સામાયિક લીધેલ સમયથી પૂરા થતા અગાઉ ન પારતા ઉતાવળથી વહેલું પારવું ગમે તેમ લેવું પારવું (૫) સ્મૃતિ વિહિનતા લીધાનો સમય વિસરી જઈ વહેલું મોડું પારી દેવું, ઉપરાત બત્રીશ દોષનો ત્યાગ કરવો

૧૦ દિશાવકાશિક વ્રત-સાતમા વ્રતના ચૌદ નિયમોનું અહીં સવાર સાંજે ખાસ ધારવાપણું છે એટલે છઠ્ઠા સાતમા વ્રતના નિયમોનું આ વ્રતમાં દિવસ પ્રત્યે વધારે કડક પાલન આદરવાપણું છે એ સહજ રીતે થઈ શકે તે ખાતર દશ સામાયિક કરવાથી આ વ્રત પાલન કર્યું ગણાય ▪ વિચાર કરતા સહજ સમજાય તેમ છે કે દિવસ ભરના દશ સામાયિક એટલે સાત પૂજા-જમણ આદિના અમુક સમય ઉપરાંત મોટો સમય સમભાવમાં વ્યતીત કરવો વળી એ વેળા માત્ર એક ટંક ભોજન યાને એકાસન કરવાનું હોય છે આથી ક્ષેત્રગમન અને ભોગોપભોગના પરિમાણુનો સહજ સંક્ષેપ સિદ્ધ થાય છે આ વ્રત પણ તિથિ મહિના કે વર્ષ આશ્રયી સ્વશક્તિ અનુસાર ગ્રહણ

કરી શમય છે અતિચાર (૧) આણુવણપ્રયોગ-નિયમ કરેલી ભૂમિ ઉપરાંતથી વસ્તુ મ ગાવવી (૨) પ્રેષવણ પ્રયોગ-મર્યાદા બહારની ભૂમિપર વસ્તુ મોકલવી (૩) સહાણુવાય-શબ્દ કરીને હદ બહારથી વસ્તુ મ ગાવવી (૪) રૂવાણુવાય--રૂપ દેખાડીને હદ બહારથી વસ્તુ મ ગાવવી (૫) પુદ્ગળ પ્રક્ષેપ-કાંકરો નાખીને અથવા તો પોતે અહી છે એવો ઇસારો કરીને મર્યાદા ઉપરાતના સ્થળેથી કામ કઢાવી લેવુ

૧૧ પૌષધવ્રત-જેમ મહુર્તનુ સામાયક દશ મુહુર્તનુ દિશાવકાશિક સમભાવ દશાના પોષક હોઇ નિર્ગ્રંથ જીવનનીઝાખી કરાવનાર વ્રતો છે તેમ આ પણ ૫ ૨ મુહુર્ત કિ વા ત્રીશ મુહુર્તનું વ્રત છે, એ ઉપરોક્ત ગુણોને સારી રીતે પોષે છે એના ચાર પ્રકાર આ પ્રમાણે છે-(૧) આહાર પોસહ-એકાસણુ-આયંબિલ કે ઉપવાસાદિ તપ કરવા તે (૨) શરીર સત્કાર પોસહ-શરીરની શુશ્રુષા આભૂષણાદિનો સર્વથા ત્યાગ કરવો તે (૩) અવ્યાપાર પોસહ-સાસારિક વ્યાપાર કોઇપણ જાતનો ન કરવો તે (૪) બ્રહ્મચર્ય પોસહ-સર્વથા મન વચન કાયાથી શીળવ્રત પાળવુ તે આ ચાર પ્રકારમા માત્ર આહારનો ભેદ દેશથી છે બાકી સર્વથી છે વળી પૌષધ ચાર પહોરનો યાને દિવસનો અથવા તો આઠ પહોરનો અહોરાત્રિનો થઈ શકે છે આ વ્રત પાચ તિથિ કે આઠમ ચૌદશ આશ્રયી અથવા તો મહિનામા અમુક યા વર્ષમા અમુક પૌષધ કરવાના નિયમથી ગ્રહણ કરાય છે આ વ્રતનું પાલન એટલે એક દિનનું સાધુપણ સમજવુ એ વેળા સસારની ઉપાધિ કે દુ ન્યવી જ જાળ સાથે કઈજ નિસ્બત રાખવાની નથી ખપ પુરતા ઉપકરણોની સાધુ માફક પડિલેહનપૂર્વક (જીવ જતુ સબધી તપાસ) દેવદર્શન યાને સ્વાધ્યાયમા કિ વા ધર્મધ્યાનમા દિન વ્યતીત કરવાનો હોય છે આ વ્રત વેળા એક તણખલુ સરખુ પણ એના માલિકને પૂછ્યા વિના લઈ શકાતુ નથી

અતિચાર-(૧)અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સજ્જાસથારએ-શય્યા સથારાની બરાબર પડિલેહણ ન કરવી-(૨) અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સથારએ-શય્યાસથારો બરાબર પુજવો-પ્રમાર્જવો નહિ (૩) અપ્પડિલે

હિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણ ભુમિ-ઠલા માત્રાની (ઝાડે જવાની તેમ પિશાબ કરવાની)ભૂમિ બરાબર પડિલેહવી નહીં, (૪) અપમજ્જિય દુપ્પમજ્જિય-ઉચ્ચાર પાસવણ ભૂમિ-ઠલા માત્રાની જગ્યા બરાબર પુજવી-પ્રમાર્જવી નહી (૫) પૌષધ વિધિ વિવહીએ-પૌષધની વિધિ બરાબર કરવી નહીં, ક્યાંતો મોડો લઈ વહેલો પારવો કિંવા વખતસર લેવો નહીં અથવા પારણાદિની ચિંતા કરવી.

૧૨ અતિથિ સંવિભાગ વ્રત-સુપાત્ર એવા સાધુરૂપ અતિથિ અથવા વ્રતધારી શ્રાવક ગ્રહસ્થ રૂપ અભ્યાગતના પાત્રમા વહોરાવીને કિંવા શ્રાવક હોય તો જમાડીને પછી જમવું, અથવાતો પૌષધના પારણે મુનિરાજને દાન આપ્યા પછી જમવું વારંવાર મુનિઓની જોગવાઈ ન બને તો વર્ષમા અમુક વખત વહોરાવ્યા પછી જમવું સાપ્રતકાળે આઠ પહોરનો વા ચાર પહોરનો તિવિહાર અથવા ચોવિહાર પૌષધ કર્યા પછી તેના બીજે દિને યાને પારણાના દિવસે એકાસણું કરવાનું હોય છે, એમા મુનિરાજ જે જે વસ્તુઓ વહોરે છે તે તે વસ્તુઓજ વાપરવાની હોય છે, વર્તમાન કાળે આ રીતે વ્રત કરાય છે છતા પહેલી રીત અનુચિત તો નથી જ, આ વ્રત પણ મહિનામા અમુક કે વર્ષમા અમુકના નિયમે લેવાય છે પૌષધધારી દેવપૂજાથી પરવારી, વ્યાખ્યાનની પૂર્ણાહુતિ થયા બાદ વ્રતધારી મુનિ મહારાજ પાસે જઇ નમ્રતાપૂર્વક વહોરવા પધારવા વિનંતિ કરે ને પોતાને અતિથિ સંવિભાગ વ્રત છે એમ જણાવે મુનિ પધારે ત્યારે શ્રાવક અહો ભાગ્યમાની કૃતાર્થ થયો થકો ભાવનાપુરસ્સર નિર્દોષ આહાર વહોરાવે દશ ડગલા મુનિ પૂંઠે જાય, પછી પાછો વળી શાંત ચિત્તે એકાસણું કરે

અતિચાર-(૧) સચિત્તનિક્ષેપ-સચિત વસ્તુ અચિત વસ્તુમા નાખીને વહોરાવવી (૨) સચિત્તપિહિણ-સચિત વસ્તુવડે ઢાંકેલ અચિત્ત વસ્તુ આપવી (૩) અન્યવ્યપદેશ-પોતાની વસ્તુ હોય અને બીજાની છે એમ કહીને ન આપવી યા બીજાની વસ્તુ પોતાની છે એમ કહી આપવી (૪) સમત્સર દાન-મત્સર કરીને મહાત્માને દાન આપવુ (૫)

કાળાતિક્રમ-વહોરાવવાનો સમય વીત્યા પછી દાન દેવાનો આગ્રહ કરવો યા તેડવા જેવું આ પાંચ અતિચાર ટાળીને સાધુ મહારાજ કિંવા સાધ્વીજીને દાન આપવું.

પ્રત્યેક જૈન ચાહે તો શ્રાવક કિંવા શ્રાવિકા કોઈપણ હો, અવશ્ય તેને વ્રત ગ્રહણ કરવાની જરૂર છે. આ બાર વ્રત ઘણા ભાગાથી (છૂટો રાખી) લેવાય છે.

બાર વ્રત ધારીને નિરતિચારપણે શ્રાવકના બાર વ્રત અંગીકાર કરવા એ સામાન્ય બાબત નથી જ. પૂર્વના પુન્યોદય વિના એ બની આવતું નથી. પરંતુ લેનારે લેવા માત્રથી પાર ઉતરી ગયા તેમ માનવાનું નથી. એનું નિરતિચારપણે પાલન કરવા સતત ઉદ્યમી રહેવાનું છે. પાળવામાં પ્રમાદી થનાર વા તેમાં અતિચાર લગાડનાર અથવા તો વારંવાર તેને નહીં સંભારનાર અગર તો લાગેલ દોષ માટે આલોયણ (પ્રાયશ્ચિત) નહીં લેનાર જરૂર પોતાના આત્માને ભારી બનાવે છે. તેથી શક્તિઅનુસાર વ્રત લેવાના છે. બધા ન લઈ શકાય તો એક બે ત્રણ યાવત્ અગીયાર સુધી લેવાય છે પણ પાળવામાં અવશ્ય શૂરવીરતા દાખવવાની છે. વ્રતધારી કહેવડાવી એવું આચરણ ન કરવું કે જેથી નામ હાસીપાત્ર થાય.

બાર વ્રતમાં મોટા જીવોનો ત્યાગ કર્યો હોય છતાં પ્રત્યેક અસત્ય નજ બોલવું, નાના જીવોની છૂટ ન સમજવી, હિંસા ત્રસજીવની તજ્યા છતાં નિષ્કારણ સ્થાવર જીવની વિરાધના ન કરવી ઘટે. તેવી જ રીતે નાની ચોરી ન કરવી તેમ અપ્રમાણિક ન બનવું, બોલેલું વચન પાળવું. પરસ્ત્રી સામું વિકાર દ્રષ્ટિ જોવું નહીં. સ્વદારા સંતોષની છૂટ છતાં એમાં પણ ત્યાગ કેળવવો. પરિગ્રહ સંખ્યા મોટી હોય તો પણ ક્રમશઃ એમાં ન્યુનતા કરવી. એટલી રકમની પૂર્તિ અર્થે મોટા આરંભ સમારંભમાં ન પ્રવર્તવું. શ્રાવ યોગ્ય વ્યાપાર કરવો. ન્યાયપ્રાપ્ત લક્ષ્મીથી સંતોષ માનવો. ભાગ્ય યોગે લક્ષ્મી ધારણાથી વધે તો શુભ માર્ગે ખરચી નાખવી. આ પ્રમાણે બાકીના વ્રતો સંબંધી શિક્ષા સ્વયમેવ અવધારવી. તાત્પર્ય યાદ રાખવું કે આત્મા કેમ પ્રગતિના પંથે પળે

અને ઇષ્ટસિદ્ધિ સમિપ પુગે આગમનધારીએ સદા ઉપયોગવત રહી જિનપૂજન-તીર્થયાત્રા, પર્વ આરાધન આદિ કાર્યો કરવા.

<u>મહાશ્રાવક લક્ષણ—</u>

દીનદુખીયામાં દયાવડે કરીને, તથા સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકા, જિનાલય, જિનપ્રતિમા જિનાગમાદિ પુસ્તકરૂપ સાત ક્ષેત્રમાં ભક્તિથી ધન વાવરનાર ગૃહસ્થ મહા શ્રાવકની કોટિમાં ગણાય છે સીદાતા ક્ષેત્ર પ્રતિ ખાસ લક્ષ આપે વળી ભાવપૂર્વક સ્વધર્મી (સમાન ધર્મી) ભાઈઓને અન્ન-વસ્ત્રાદિ થી પોષે એટલુંજ નહિ પણ કષ્ટમાં પડેલાને ધનાદિ સર્વ પ્રકારની મદદ આપી સુખી કરે, તેમના બાળક બાળકીઓને વિદ્યાધ્યનના સર્વ સાધનો મેળવી આપી ઉન્નતિના માર્ગે ચલાવે એ સાચું સાધર્મીવાત્સલ્ય છે એક તરફ સાધર્મીવાત્સલ્ય અને બીજી તરફ સર્વ પ્રકારના ધર્મોનો તોલ કરતા સરખા ઉતરે છે

વાર્ષીક કૃત્યો—શ્રી કલ્પસૂત્રાદિ શ્રાવકો માટે નિમ્ન લિખિત કાર્યો દર્શાવેલા છે જે જઘન્યથી વર્ષભરમાં તો અવશ્ય એકવાર કરવા જોઈયે (૧) સંઘપૂજા (૨) સાધર્મીક ભક્તિ (૩) યાત્રાત્રિક (તીર્થયાત્રા-ચૈત્ય યાત્રા અને રથયાત્રા) (૪) સ્નાત્ર મહોત્સવ (૫) દેવદ્રવ્ય વૃદ્ધિ (૬) મહાપૂજા (૭) રાત્રિજાગરણ (૮) સિદ્ધાંતપૂજા (૯) ઉદ્યાપન (૧૦) તીર્થપ્રભાવના (૧૧) ક્ષમાપના વગેરે શ્રાવકે દરેક ક્રિયા યા અનુષ્ઠાન સમજણપૂર્વક આચરવા પર્વ કથન કરેલું છે છતા એમવા વધુ ભાર મૂકીને કહેવામાં આવે છે કે **યાદ્દશી ભાવના તાદ્દશી સિદ્ધિ** અર્થાત્ જેવી જેવી ભાવના તેવી તેવી સિદ્ધિ યા ફળપ્રાપ્તિ માટે અનુષ્ઠાનના નીચેના ભેદો સમજી લઈ ઉચિત કરવું

(૧) વિષાનુષ્ઠાન=આલોકના સુખના અર્થે ક્રિયા કરવી તે
(૨) ગરલાનુષ્ઠાન=પરલોકના સુખને અર્થે ક્રિયા કરવી તે.
(૩) અન્યોન્યાનુષ્ઠાન=ઉપયોગ શુન્ય ક્રિયા કરવી તે.

(૪) તદ્હેતુ અનુષ્ઠાન=ઉપયોગપૂર્વક અભ્યાસને અનુકૂળ ક્રિયા કરવી.
(૫) અમૃતાનુષ્ઠાન=મોક્ષને અર્થે વિધિપૂર્વક ક્રિયા કરવી તે. અથવાતો
(૧) પ્રીત્યનુષ્ઠાન=સ્નેહપૂર્વક ક્રિયા કરવી તે ઉદાહરણ તરીકે સ્ત્રી પ્રત્યેના વર્તાવ જેમ

(૨) ભક્ત્યનુષ્ઠાન=ભક્તિવડે ક્રિયા કરવી માતા પ્રત્યેના વર્તાવ જેમ
(૩) વચનાનુષ્ઠાન=સુત્ર વચન અનુસારે ક્રિયા કરવી તે.

ઉપરાંત શ્રાવકના દ્રવ્ય ને ભાવથી પણ બે થાય છે વળી પુદ્ગલાનંદીને ભવાભિનંદીનું સ્વરૂપ પણ કહેલુ છે તેમજ ભાવશ્રાવકના ૬ લિંગ તેમજ ૧૭ લક્ષણ દર્શાવવામા આવ્યા છે એ બધો વિસ્તાર અત્રે ન કરતા શ્રાવકના અંતિમ મર્મરૂપ અગિયાર પડિમાનુ સ્વરૂપ લખવામા આવે છે

(૧) સમ્યક્ત્વ = શુદ્ધ શ્રદ્ધા યા સમકિત — માસ ૧ સુધી
(૨) વ્રત = વ્રતનુ યોગ્ય પાલન — ૨
(૩) સામાયિક = બે ઘડી રૂપ સાધુ વ્રત — , ૩
(૪) પૌષધ = ૪ વા ૮ પહોરનુ — , ૪
(૫) કાર્યોત્સર્ગ=કાયાને ધ્યાનસ્થ દશામા રાખવી તે — ૫ ,
(૬) બ્રહ્મચર્ય=મન વચન કાયાથી શીયળવ્રત પાળવુ — , ૬
(૭) સચિત્તત્યાગ = સાવદ્ય આહારનો ત્યાગ — , ૭
(૮) આરંભ ત્યાગ=જાતે આરંભ ન કરવો — , ૭
(૯) આરંભ ત્યાગ=બીજા પાસે પણ ન કરાવવો — ૯
(૧૦) પોતાના નિમિત્ત કરેલા ભોજનનો ત્યાગ=પોતાને આશ્રયી કરેલ ભોજન ન જમવુ — માસ ૧૦ સુધી
(૧૧) સાધુજીવનની ઝાંખી=સાધુની માફક લોચ કરી રહેવુ અને ભિક્ષા માગતી વેળા કહેવુ
'प्रतिमाप्रपन्नस्य श्रावकस्य भिक्षा देहि' માસ ૧૧ સુધી

આ પ્રતિમા (પ્રતિજ્ઞા)નુ વહન શકા કાક્ષાદિ દોષરહિત નિરતીચાર અને દેવાદિકૃત ઉપસર્ગોને સમતાથી સહન કરવાનુ છે વળી પાછળની પડિમાયુક્ત આગળની યા નવી પડિમાનુ વહન સમજવુ દાખલા તરીકે બીજી સમયે પ્રથમની બે સમજી લેવી

સાધુધર્મ—ગૃહવાસનો જેમણે સર્વથા ત્યાગ કર્યો છે અને આરભ-સમારભના પ્રત્યાખ્યાન જેમણે યાવત્ જીવન સુધીના લીધા છે એવા અનગાર યાને મુનિઓ માટે પચ મહાવ્રત પાલન અને છઠ્ઠા રાત્રિ ભોજનનો ત્યાગ એ મુખ્ય છે પ્રારભમા દેવ, ગુરૂ ને ધર્મ સ્વરૂપ વેળા ગુરૂ સબધમા લખતા એ પરત્વે થોડુક વિવેચન કરાયેલુ છે, છતા ક્રમ જાળવવાના હેતુથી એ સબધમા પુન કઈક વિસ્તારથી વિચારીશુ શ્રાવકના જે અણુવ્રત તેજ સાધુના મહાવ્રત તફાવત નામમા નથી પણ પાલનમા છે જ્યારે અણુવ્રતમા સ્થુળ જીવો આશ્રયી જીવદયાદિ સાચવવાના હોય છે ત્યારે મહાવ્રતમા સ્થૂળ તેમજ સૂક્ષ્મ યાને કાયના નાના-મોટા સ્થાવર કે ત્રસ સર્વ જીવો આશ્રયી ઉક્ત પાચ વ્રતોનુ પાલન કરવાનુ છે એ રીતે લક્ષ ચોરાસી જીવયોનિ સબધી કિંવા વિશ્વ યા ચૌદ રાજલોકના સચરાચર જીવો આશ્રયી અથવા તો સર્વ જીવરાશિસહ નિર્ભયતા વરવાની છે એટલે હણુ નહિં, હણાવુ નહિં અને હણનારને અનુમોદુ યા વખાણુ નહિં એમ ત્રિવિધ કરે અને તે પણ વળી મન—વચન કાયાના ત્રણ પ્રકારે ગુણીને પ્રતિજ્ઞા અંગીકાર કરવાની છે એ વિચારના દૃષ્ટિકોણમા કહીયે તો કેવળ ધર્મધ્યાન કે મૌનના સેવન સિવાય અન્ય કઈ આચરવાનુ નથી. દેહ પોષણરૂપ આહાર ભિક્ષાદ્વારા ગ્રહણ કરવાનો તેમજ સાધુત્વને રક્ષે તેવી ક્રિયા આચરવાની પ્રવૃત્તિરૂપ સ્વભાવ ગણાય તેવી કહેવુ છે કે—

સાધુ નામ તે સાધે કાયા, પાસે ન રાખે કોડીની માયા,
લેવે [1]એક, ને દેવે ન [2]દો, ઉસ્કા નામ સાધુજી કહો

[1] પ્રભુનુ નામ. [2] શ્રાપ, આશીર્વાદ.

શ્રાવકના અન્નપાનપર નભવાપણું હોવાથી જરૂર પરમાર્થ બુદ્ધિથી ઉપદેશ આપે છતાં તે પણ સ્વ આત્મા લક્ષ્ય ચુકીને તો નહીં જ. અવકાશનો ઉપયોગ કાં તો તપ તપવામાં મૌન સેવનમાં ક્રિયા ધ્યાન ધરવામાં કરે અથવા તો શ્રી અરિહંતના વચનોને બાળજીવો-પ્રાકૃત મનુષ્યો-સરળતાથી સમજી શકે તે હેતુથી દેશકાળ પ્રતિ લક્ષ્ય આપીને સાહિત્ય સર્જનમાં વીતાવે વળી કેટલાક જ્ઞાન-કળા-લબ્ધિ યા ચારિત્ર સંબંધી વિશિષ્ટ શક્તિ ધરાવતા હોય તેઓ શાસન પ્રભાવના અર્થે ચમત્કારિક કાર્યો પણ કરે આમ છતાં સાધુતાના પવિત્ર જીવનના મર્યાદાથી વેગળા તો નજ જાય એ વેશમાં રાગ-દ્વેષનો અગ્નિ તો નજ પ્રગટ ત્યાંનો અમૃતસમી શીતળ વાણીનો પ્રવાહ સરિતા માફક સદા વહેતો હોય એ સંબંધી સ્વરૂપ ચરણ સિતરીના વર્ણનથી જાણી લઈએ

**ચરણસિત્તરી યાને ચારિત્રપાલન સંબંધી ૭૦ પ્રકાર—**

(આચરણમાં ઉતારવાના) ૫ મહાવ્રત (૧) પ્રાણાતિપાત વિરમણ (અહિંસા) (૨) મૃષાવાદ વિરમણ (સત્ય) (૩) અદત્તાદાન વિરમણ (અસ્તેય) (૪) મૈથુન વિરમણ (બ્રહ્મચર્ય) (૫) પરિગ્રહ વિરમણ (અકિંચનત્વ) ૧૦ શ્રમણધર્મ (૧) ક્ષમા-ખામોશી (૨) માર્દવ-કોમળતા (૩) આર્જવ-સરળતા (૪) મુક્તિ-લોભત્યાગ (૫) તપ-કાય મન તથા માઠા અધ્યવસાય પર અંકુશ (૬) સંયમ-આશ્રવનો ત્યાગ (૭) સત્ય-જુઠનો ત્યાગ (૮) શૌચ-પવિત્રતા (૯) અકિંચનત્વ-દ્રવ્યરહિતપણું (૧૦) બ્રહ્મચર્ય-મૈથુનત્યાગ ૧૭ સંયમ ધર્મ ૧ થી ૫ પૃથ્વી-અપ-વાયુ-તેજ-વનસ્પતિ-કાયરૂપ એકેંદ્રિ જીવોની હિંસા ન કરવી ૬ થી ૯ બેઇંદ્રિ, તેઇંદ્રિય ચૌરેંદ્રિય અને પંચેંદ્રિય જીવોની હિંસા ન કરવી ૧૦ અજીવ સંયમ (સોના પ્રમુખ નિષેધ કરેલી)-અજીવ-નિર્જીવ વસ્તુનો ત્યાગ ૧૧ પ્રેક્ષાસંયમ-જયણાપૂર્વક વર્તવું ૧૨ ઉપેક્ષા સંયમ આરંભ ઉત્સૂત્ર પ્રરૂપણા કરવી નહીં. ૧૩ પ્રમાર્જન સંયમ-સર્વ વસ્તુ પુંજીને

વાપરવી ૧૪ પરિષ્ઠાપના સયમ-જયણાપૂર્વક પરઠવતુ ૧૫ મન સયમ મન તરગો પર કાબુ રાખી મૌન ધર્મવૃત્તિમા લીન રહેતુ ૧૬ વચન સયમ-સાવદ્ય વચન ન બોલવુ ૧૭ કાય સયમ=ઉપયોગ પૂર્વક દરેક કામ કરવુ યાને કાયાને પ્રવર્તાવવી. ૧૦ વૈયાવચ્ચ-સેવા યાને ચાકરી કરવી તે અનવા તો વિનય જાળવવો ને બહુમાન કરવુ તે ૧ અરિહતની ૨ સિદ્ધની ▮ જિન, પ્રતિમાની ૪ શ્રુતજ્ઞાન યા સિદ્ધાતની ૫ આચાર્યની ૬ ઉપાધ્યાયની ૭ સાધુની ૮ ચારિત્ર ધર્મની ૯ સઘની ૧૦ સમકિત દર્શનની અથવા તો ૧ આચાર્ય ૨ ઉપાધ્યાય ૩ તપસ્વી ૪ શિષ્ય ૫ ગ્લાન સાધુ ૬ સ્થવિર ૭ સમનોજ્ઞ ( સરખી સમાચારીવાળો ) ૮ ચતુર્વિધ સઘ ૯ કુળ. ચદ્રાદિક ૧૦ ગોત્ર. ૯ બ્રહ્મચર્ય ૧ સ્ત્રી પશુને નપુસક જ્યા રહેતા હોય તે જગ્યાનો ત્યાગ ૨ સરાગીપણે સ્ત્રી સાથે કથાવાર્તાનો ત્યાગ ૩ સ્ત્રીના આસને [illegible] ઘડી સુધી બેસવુ નહિ. ૪ સરાગીપણે સ્ત્રીના અગોપાગ [illegible] ૫ સ્ત્રીપુરૂષ જ્યાં ક્રીડા કરતા હોય ત્યા ભીંત પ્રમુખના આતરે [illegible] નહિ, ૬ ભોગવેલા સુખો યા વિલાસોને સભારવા [illegible] આહાર કરવા નહિ. ૮ અતિમાત્રાએ આહાર ન [illegible] શોભા કરવી નહી ૩ જ્ઞાનાદિત્રિકમા રમણતા ૧ [illegible] ૩ ચારિત્ર રૂપ આત્મગુણમા રમણતા ૧૨ તપ [illegible] તપ અથવા ઈચ્છા નિરોધ રૂપ તપ. ૧ અણશન [illegible] વૃત્તિ સક્ષેપ ( આજીવિકા ટુકાવી અભિગ્રહો [illegible] ૫ કાયક્લેશ ૬ સલીનતા ( ઈન્દ્રિયોને વશ રાખવી ), [illegible] ૮ વિનય ૯ વૈયાવચ્ચ ૧૦ સ્વાધ્યાય ( [illegible] ૧૨ કાયોત્સર્ગ ૪ કષાયનિગ્રહ ૧ ક્રોધ [illegible] લોભરૂપ કષાય ચોકડીનો ત્યાગ.

<u>કરણ સિત્તરી યાને મુનિપણાની -[illegible]</u>

( કાર્યવાહી સબધી ૭૦ પ્રકાર ) ૪ [illegible] ૨ ઉપાશ્રય ૩ વસ્ત્ર ૪ પાત્ર એ ચાર [illegible] ૫ સમિતિ ૧ ઈર્યા સમિતિ ધુસર પ્રમાણ ભૂમિ [illegible] ભાષા સમિતિ-વિચાર પૂર્વક, મુહપત્તિ રાખી [illegible]

૨ એષણાસમિતિ-બેતાળીશ દોષરહિત આહાર પાણી લાવવા ૪ આદાનભંડમત નિક્ષેપણાસમિતિ-વસ્ત્ર પાત્રાદિ પુંજી પ્રમાર્જી લેવા મૂકવા ૫ પારિષ્ઠાપનિકાસમિતિ-મળ-મૂત્ર નિર્જીવ ભૂમિએ પરઠવવા પ્રત્યેક કાર્ય સંપૂર્ણપણે જોઈને ૬ થુ ૧૨ ભાવના-૧ અનિત્ય ૨ અશરણ ૩ સંસાર ૪ એકત્વ ૫ અન્યત્વ ૬ અશુચિત્વ ૭ આશ્રવ ૮ સંવર ૯ નિર્જરા ૧૦ લોકસ્વરૂપ ૧૧ બોધિદુર્લભ ૧૨ ધર્મના કથક અરિહંતનો યોગ પ્રાપ્ત થવો દુર્લભ આ ભાવના એકાંતમા બેસી સ્વયં આત્માએ વિચારવાની છે સબંધી તેમજ ' હું એકલો છુ મારૂ કોઈ નથી. સંસાર અનિત્ય છે કોઇ શરણ રૂપ નથી. અશુચી પા-થોથી આ દેહરૂપી પિંજર બનેલુ છે ઇત્યાદિ વિચારણા વૈરાગ્ય પોષવા અર્થે છે તેમજ કર્મને આવતા રોકવા અને હોય તેને છુટા પાડવા સબંધી તેમજ ચૌદરાજનુ સ્વરૂપ ચિંતવન તથા સમ્યકૃત્વ યાને અડગ શ્રદ્ધાની અને વીતરાગ દેવની પ્રાપ્તિ સબંધી પુરૂષોના વિચારવી આ રીતે અભ્યાસ પાડવાથી આત્મા વિરાગતામા આગળ વધી વીતરાગતાનો સાચો ઉપાસક બની અંતે સ્વયમેવ વીતરાગ બની જાય છે

૧૨ પડિમા વહન એટલે અમુક કાળનો તપ કરી અમુક દિનની પ્રતિજ્ઞા ગ્રહણ કરી કાયોત્સર્ગમા રહી, ધ્યાનમા સમય વ્યતીત કરવો તે—(૧) એક માસની (૨) બે માસની (૪) ત્રણ માસની (૪) ચાર માસની (૫) પાંચ (૬) છ , (૭) સાત માસ (૮) સાત દિન રાતની. (૯) સાત દિન રાતની (૧૦) સાત દિન રાતની (૧૧) એકદિન રાતની (૧૨) એક રાતની ૫ ઇંદ્રિયનિરોધ(૧) સ્પર્શ (૨) રસ (૩) ધ્રાણ (૪) ચક્ષુ (૫) શ્રોત ઇંદ્રિયના વિષયોનો રોધ કરવો

૨૫ પડિલેહણ-નિમ્ન લિખિત ઉપકરણોની પ્રતિલેખના યાને જોઇ તપાસી શુદ્ધિ કરવી (૧) મુહપત્તિ (૨) ચોલ પટ્ટો (૩) કપડુ ૫ (૪+૫) સુતરના ૫ બે (૬) ઓઘરાનુ અંદરનુ સુતરનુ નિસિજ્જા (૭) બહારનુ પગ લુછવાનુ નિસિજ્જા (૮) સંથારો (૯) ઉત્તર પટ્ટો (૧૦) દાંડો (૧૧) એ અગીયાર ચીજોની પડિલેહણા પ્રભાતમા સૂર્યોદય પૂર્વે કરાય છે અને નીચે પ્રમાણેના ચૌદ ઉપકરણની પડિલેહણા ત્રીજા પહોરના અંતે કરવામા આવે છે (૧૨) મુહપત્તિ (૧૩) ચોલપટ્ટ (૧૪) ગોચ્છક (૧૫) પાત્ર (૧૬) પાત્રબંધ (૧૭)

પડનાઓ (૧૮) ગજ્જાણુ (૧૯) પાત્ર સ્થાન (૨૦) માત્રક (૨૧) પત્રગ્રાહ (૨૨) રજોહરણુ (૨૩) ઉનનુ કલ્પ (૨૪-૨૫) સુતરના બે કલ્પ ૩ ગુપ્તિ (૧) મન (૨) વચન (૩) કાયાના યોગોપર અંકુશ રાખવો તે. ૪ અભિગ્રહ (૧) દ્રવ્યથી એટલે પદાર્થ વિશેષનો (૨) ક્ષેત્રથી એટલે અમુક પ્રદેશ આશ્રયી (૩) કાળથી એટલે અમુક સમય માટે અને (૪) ભાવથી એટલે અમુક પરિસ્થિતિમા વા પરિણામમા વર્તાવાપણુ-એ સબધી પ્રતિજ્ઞા

સાધુજીવનમા ગોચરી આણતા સભવના ૪૨ દોષ

શ્રાવકથી લાગતા ૧૬ દોષ (૧) આધાકર્મી=સાધુ માટે છ કાયનો આરભ કરી આહાર નિપજાવવો (૨) ઉદ્દેસિક=રસોઈ કરતી વેળા સાધુની ગણત્રી ગણી વધારે કરવી (૩) પૂતિકર્મ=રસોઈની ઉતાવળ કરાવવી ને કહેવુ કે વેળાસર રધાય તો સાધુ પ્રમુખને અપાય. (૪) મિશ્રજાતિ=અશુદ્ધની સાથે શુદ્ધ આહારની મેળવણુ (૫) થાપના=ભોજન વખતે સાધુને માટે જુદા વાસણમા આહાર કહાડી મૂકવો (૬) પાહુડી=સાધુને આવ્યા જાણી વસ્તુને આગળ પાછળ મૂકવી. ધક્કા ધક્કીમા સાવધ ક્રિયા કરવી. વા સાધુને રહેલા જાણી લાભ મેળવવાના ઇરાદાથી વિવાહ આદિ કરવા (૭) પ્રાદુ કૃત્ય=સાધુને આવ્યા જાણી ઘરમા અધારૂ હોય તો બારી-બારણા ઉઘાડી અજવાળુ કરવુ અથવા દિવાદિકથી અજવાળુ કરવુ (૮) ક્રીત=સાધુને આવ્યા જાણી બજારમાથી આહાર વેચાતો લાવી વહોરાવવો. (૯) પ્રામિત્ય=કોઈનુ ઉધાર-ઉછીનુ કે દેવુ કરી સાધુને લાવી આપવુ (૧૦) પરાવર્તિત=પોતાની વસ્તુ બીજાને અદલ બદલ કરી મુનિને આપવી. (૧૧) અભ્યાહત=સાધુને ઉપાશ્રયે આહાર સામો લાવીને આપવો (૧૨) ઉદ્ભિન્ન=કુલ્લા આદિમાથી ઘી વિગેરે કહાડવા માટે તેના મોઢા પરની માટી દૂર કરવી, અથવા કોઠાર કે પેટીમાથી તાળુ ઉઘાડીને આહાર આણી આપવો (૧૩) માળાહત=ઉપના માળથી કે નીચેથી તથા ભોયરામાથી સાધુને આહાર પાણી લાવી આપવાતે. (૧૪) આચ્છિન્ન=પારકાના હાથમાથી કઈ ચીજ છીનવી લઈ સાધુને આપવી તે. (૧૫) અનિશ્રૃષ્ટ=ઘણા માણસની વગર વહેચી લીધેલી ચીજ તેના ધણીની રજા સિવાય સાધુને આપવી. (૧૬) અધ્યવપૂરક=તૈયાર થતા

આહાર પાણીમાં સાધુ આવ્યા જાણી બીજા નાખવાને સાધુને આપવા

સાધુથી ઉપજતા ૧૬ દોષ (૧) ધાત્રીદોષ-ગ્રહસ્થના બાળકને સાધુ રમાડે મીઠા વચને બોલાવે ચપટી વગાડી રીઝવે હસાવે હેત બતાવે તેથી બાળકના માબાપ રાજી થાય ને સાધુને આહાર આપે ને તે આહાર સાધુ લે. (૨) દુતિદોષ-દુત કે કાસદની પેઠે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગ્રહસ્થના સમાચાર પહોંચાડી ભિક્ષા લે (૩) નિમિત્ત દોષ-ત્રણ કાળ સબંધી ગ્રહસ્થના લાભાલાભના નિમિત્ત બનાવ ગ્રહદશા વિગેરે જણાવે ને આહાર લે. (૪) આજીવિકાગ્રહસ્થની પાસે ભિક્ષા માટે ગયા છતા પોતાના કુળ ગોત્ર જાતિ શિલ્પ વિગેરેના વખાણ કરી ભિક્ષા લે. (૫) વનિપક-આહારને અર્થે સાધુ દીનપણું બોલે કે સંસારમાં સૌ સ્વાર્થી છે પણ કોઈ પરમાર્થી નથી કે સાધુની ખબર લે તમારા જેવા ધર્મિષ્ઠ હોય તે જ જાણે તમે છો તો આટની સાધુઓની સંભાળ લેવાય છે ઈત્યાદિ દીન વચન વદી આહાર લે (૬) ચિકિત્સા-ગ્રહસ્થની નાડી જોઈ રોગનો ઉપચાર બતાવે ને ગ્રહસ્થને રાગી બનાવી આહાર લે (૭) ક્રોધ પિંડ-ભિક્ષા માટે પોતાની વિદ્યા તપ આદિનો પ્રભાવ દેખાડી તથા રાજ્યનું માનીતાપણું જણાવી વા શ્રાપ આપવાની બીક દેખાડી આહાર લે (૮) માનપિંડ-ગ્રહસ્થને મોટું માન આપી તથા સત્કાર કરી તેની ઋદ્ધિ વખાણી તેમજ પોતે છોડેલી યા વર્તમાન ઋદ્ધિ વખાણી આહાર લે (૯) માયાપિંડ કુડકપટ કરી રૂપ પરાવર્તનાદિ કળા કરી તત્ર પ્રભાવ દેખાડી આહાર લે [૧૦] લોભપિંડ-કોઈ ઉદાર પ્રગટ દાન આપનાર જોઈ તથા ઘણા ઘેર ફરી ખપ કરતા વધાર આહાર લે [૧૧] પૂર્વ પશ્ચાત્ સંસ્તવ-ગ્રહસ્થના માતાપિતા તથા તેના પૂર્વજોના તેમજ તેના પોતાના વખાણ કરી આહાર લે [૧૨] વિદ્યાપિંડ-અનપૂર્ણા દેવી આદિ દેવતાની વિદ્યા વડે આરાધન કરી ગ્રહસ્થના ઘેરથી આહાર લે [૧૩] મંત્રપિંડ-કામણ ટુંમણ વશીકરણ કરી કિંવા મંત્ર તંત્ર વિધિથી ચમત્કાર દેખાડી આહાર લે [૧૪] ચૂર્ણપિંડ-ઓસડ ચુરણ કે વિધક્રિયા કરી આપી આહાર લે [૧૫] યોગપિંડ-પગે લેપાદિ કરી ચમત્કાર દેખાડી લોકોને પોતાને અનુકુળ કરી આહાર લે

[૧૬] મુળ કર્મ—પુત્ર વિનાના બૈરાને ગર્ભ રહેવાના ઓસડ બનાવે કિંવા દોરા ધાગા કરી આપે તથા દુરાચારી સ્ત્રીને દુષ્કર્મથી ગર્ભ રહ્યો હોય તેને ગર્ભપાતનુ ઓસડ વા બનાવી આપે અને એવા નિમિત્તથી આહાર લે

આહાર ગ્રહણના દશ દોષ—[૧] શક્તિ—આહારમા કોઈ ઉગમાદિ દોષની શંકા આવે તેમ છતા આહાર લે [૨] પ્રક્ષિપ્ત—અભક્ષ્યાદિ અયોગ્ય વસ્તુ સચિત્ત કે અચિત્ત હોય તેનાથી ખરડા એના હાથે અથવા યોગ્ય દ્રવ્યથી ખરડાએના ભાજન વડે આહાર આપે તે લે [૩] નિક્ષિપ્ત—માટી, પાણી, તથા સચિત્ત વસ્તુના સ્પર્શ કરી અથવા પરસ્પર સઘટ્ટ થવાથી અચિત્ત થાય એવો આહાર લે. [૪] પીહત—છકાયને વિષે સ્થાપેલ અન્ન લેવુ તથા સચિત્ત અચિત્તના આર ભાગામાના સચિત અચિત્તનો ભાગો મુખી આહાર લે [૫] સહૃત—આહાર આપવાના વાસણમા અયોગ્ય વસ્તુ હોય તે વસ્તુ બીજા વાસણમા નાખી તે વાસણથી આપેલો આહાર લે [૬] દાયક દોષ—છ કાયના આરભનુ કામ કરતો હોય, આધળો પાગળો, લુલો, લગડો કે ઘણો વરડો હોય અથવા બાળ હોય કિંવા સાત માસ ઉપરાતની ગર્ભવતી સ્ત્રી હોય, બાળક ધવરાવતી હોય, બાળક રડતુ હોય તેને રડતુ મુકીને આહાર આપે તો તે આહાર લે. [૭] ઉન્મીશ્ર—યોગ્ય ને અયોગ્ય આહાર સાથે મેળવીને આપેલો આહાર લે [૮] અપરિણત—કઈક કાચો કઈક પાકો વર્ણ ગંધ રસ સ્પર્શ, કઈક ન રાએના, કઈક નહિ બદલાએલા તથા દાતારના ઘરના કોઈ માણસની મરજી આપવાની હોય અથવા કોઈની ન હોય એવો આહાર લે [૯] લિપ્તદોષ—દાન દેવા માટે ખરડાએના હાથે સચિત્ત પાણીથી ધોઈને આહાર વહોરાવે તથા વહોરાવ્યા પછી સચિત્ત પાણીથી હાથ ધોવા પડે એવો આહાર લે. [૧૦] છર્દિત દોષ—ભોય પર વેરતો કે ઢોળતો આપે તે લે

પચ મડળીક દોષ—[૧] સયોજના—આહાર કરતા સાધુ સ્વાદને અર્થે એક દ્રવ્યો બીજાની સાથે મેળવીને સ્વાદિષ્ટ બનાવી ખાય તે [૨] પ્રમાણાતિક્રમ—પુરૂષનો ૩૨ (બત્રીસ) કોળીઆનો

તથા સ્ત્રીનો ૨૮ કોળીઆનો આહાર છે તે કરતા બે ચાર કવળ વધારે ખાય તે [ ૩ ] ધુમદોષ—આહારની તથા આહાર આપનારની નિંદા કરતો થકો ખાય તે [ ૪ ] અકારણ દોષ—સાધુ વિનય વૈયાવચ્ચ, સંયમ નિર્વાહ પ્રમુખ શુભાશુભ ધ્યાન સ્થિરતા ઈત્યાદિ કારણ પ્રમુખ કારણ વિના સારો સ્વાદિષ્ટ આહાર ખાય તે. [ ૫ ] આમ આહાર સબંધી આટલી બધી બારીકાઈ જોતા વાંચનાર આશ્ચર્ય થાય તેમ છે પણ આહારનો ગુણદોષ સંયમી જીવન પર ઘણી અસર કરે છે આહાર તેવો ઓડકાર એ ઉક્તિ વિચારણીય છે એથી આટલી બારીકાઈ રાખવાનું રહસ્ય સહજ સમજાશે

૫ સાધુ જીવનમાં રાખવાના ૧૪ ઉપકરણ ( ઉપકરણ યા સાધન )

(૧) પાત્ર=આહાર કરી લાકડાના લેપમય પાત્રો (૨) પાત્ર બંધન=ચાર છેડાવાળી ઝોળી પાત્રા રાખવા સારૂ (૩) પાત્ર સ્થાપન=કંબલ ખંડ જેની નીચે પાત્રા રખાય છે (૪) પાત્રકેસરીઆ પાત્રા પુંજવાનું લુગડું આ કાર્યમાં હાલ નાની ચરવળી વપરાય છે (૫) પડલા=ઝોળી ઉપર નાખવાનું લુગડું (૬) રજસ્ત્રાણ પાત્રા વીંટવાનું લુગડું (૭) ગોચ્છગ=પાત્રાની ઉપર બાંધવામાં આવતો કંબળનો કકડો વા ગુચ્છો (૮+૯) વસ્ત્રો ૩॥ હાથ લંબાઈવાળાને ૨॥ હાથ પહોળાઇવાળા સુતરાઉ બે કપડા (૧૦) કામળી=ઉનની સાડા ત્રણ હાથ લાંબી અને ૨॥ હાથ પહોળી. (૧૧) રજોહરણ=રજ ધુળને ખંખેરવાનું યા વાળવાનું સાધન=ઓઘો (૧૨) મુહપત્તિ=મોઢા આગળ બોલતી વેળા રાખવાનો પ્રમાણ યુક્ત વસ્ત્રનો કકડો (૧૩) માત્રક=ગોચરી લાવવાનું સમુદાયનું પાત્ર (૧૪) ચોલપટ્ટ=પહેરવાનું વસ્ત્ર વૃદ્ધને બે હાથનું ને યુવાન માટે ચાર હાથનું

૬ સાધ્વી જીવનમાં રાખવાના ૨૫ ઉપકરણ—

(૧ થી ૧૩) ઉપર મુજબ ચોલપટ્ટ વિનાના સાધુ સરખા ઉપકરણો (૧૪) કમઢક=ખાવાની લેપિત કટોરી—દરેક સાધ્વીને પોતાના ઉદર પ્રમાણ હોય (૧૫) અવગ્રહણાનંતક=યોનિ ઢાંકવા માટે કઠોર (૧૬) પટ્ટો=યોનિ ઢાંકણ ઉપરનો પાટો (૧૭) અર્દ્ધોરૂ=બે કેડ તરફનો

ભાગ ઢંકાય પણ સાથળ ઉઘાડી દેખાય તેવી ચોળણી જેનુ બીજુ નામ તગીઓ કહેવાય છે તે. (૧૮) ચોળણી=સીવ્યા વગરની છુટી, ફક્ત કમ્મરે કેડે બંધાય તેવી ચોળણી (૧૯) અભ્યતર નીયંસણી=કેડના ઉપલા ભાગથી અર્ધી જાંગ સુધી ઢંકાય તેવુ કપડુ (૨૦) બાહ્ય સણી=કેડના ઉપલા ભાગથી ઘુટી ઢંકાય તેવો સાડો (૨૧) કંચુક=અણશીવેલો કચવો જેનાથી સ્તન તથા હૃદય ઢંકાય તથા કસો વડે બંધાય તે (૨૨) ઉપકક્ષિકા=કુખનું ઢાંકણું જેનાથી જમણું પાસુ તથા પૃઠ ઢંકાય તે અને ડાબુ પાસુ તથા ગળો ખભો કોરીઆ વડે બંધાય તે (૨૩) વિકક્ષિકા=ઉપકક્ષિનાથી વિપરીત-ડાબે પાસેથી પહેરાય તેવા કચવો, (૨૪) ચાર ચાદર=એક બે હાથ પહોળી સાડા ત્રણ હાથ લાંબી-બે ત્રણ હાથ પહોળીને સાડાત્રણ હાથ લાંબીને એક યા ચોથી ચાર હાથ પહોળી ને સાડાત્રણ હાથ લાંબી (૨૫) સ્કંધ કરણી=ચાર હાથ લાંબીને ચાર હાથ પહોળી કામળ યા કંબળ

૭ સાધુજીવનના ત્રણ મનોરથ.

(૧) હું બહુ શ્રુત કેવારે (ક્યારે) થઈશ? (૨) હું એકલ વિહારી કેવારે થઈશ? એકલવિહારી એટલે ગુરુની સહાય વિના એકાકી (સાથે શિષ્યનો સમુદાય હોય) વિચરી શકવાની શક્તિ વાળો અથવા તો કર્મની નિર્જરા અર્થે કાય લેશ અને તપદમન માટે એકાંતમા વિચરનાર (૩) હું સથારો યા અનશન કેવારે કરીશ?

૮ ચારવાર સઝાય કરવા પાઠ—

(૧) ભરહેસરની સઝાય-રાઈ પ્રતિક્રમણવેળા (૨+૩+૪) ધમ્મો મગળ મુક્કિટની સઝાય પચ્ચખાણ પારતા તથા સવારની પડિલેહણ વેળા તથા સાજની પડિલેહણમા, ઉપયોગ પૂર્વક ને પ્રમાદ રહિત જીવન વ્યતિત કરવા સારૂ આ અને ઉપરોકત અન્ય ક્રિયાઓ નિમિત્ત ભૂત છે સાધુ જીવન વિનાસ માટે નથી જ

૯ સાધુની અવશ્ય કરણીના પદર ભેદનું સ્વરૂપ-પ્રાયશ્ચિત સહિત—

આહારના પાત્રામાં વહોરી લાવી કરવાનો હોય જે જીર્ણ વસ્ત્રોથી જીવન વ્યતીત કરનાર તે અચેલકને નિર્ગ્રંથ કહેવાય છે તેમને કોઈ વસ્તુ પોતાની હોતી નથી સાધ્વીઓ સાધુ કરતા વસ્ત્રો વધુ રાખે છે વરઘોડામાંથી ઉતરી આસોપાલવના વૃક્ષ નીચે કેશનો લોચ કરી કરેમિભંતેના પાઠપૂર્વક ગુરુદીક્ષાની ક્રિયા કરાવે છે દીક્ષાપર્યાયની ગણત્રી વડી દીક્ષાના દિનથી થાય છે જીવનપર્યન્ત ગુરુની આજ્ઞામાં રહી સાધુજીવનની આજ્ઞાઓનુ પાલન કરવાનુ તેમજ શાસ્ત્ર અધ્યયન કરવાનુ ઉપર કાળ આવશ્યક કરવાનુ અને સંસારી બાબતોથી તદ્દન અલગ રહી કેવળ આત્મચિંતવનમાં સમય વ્યતીત કરવાનુ તેમનુ મુખ્ય ધ્યેય હોય છે

મૃત્યુબાદ આવેલા મૃત દેહને પાલખીમા બેસાડી વરઘોડો કહાડી આગળ પૈસા અને દાણા વહેચતા તેમજ ધુપ ઉખેવતા 'જય જય નંદા જય જય ભદ્દા'ના આઘોષો પૂર્વક સ્મશાન ભૂમિમાં લઈ જાય છે સુખડના લાકડા વડે અગ્નિ સંસ્કાર કરે છે સ્નાન કરી પાછા આવી ગુરુ સમિપ મંગળિક શ્રવણ કરે છે ત્યા લગી સાધુસાધ્વી ગણ પણ આહાર લઈ શકતો નથી આમા સર્વત્ર હર્ષાનંદ પ્રવર્તે છે એવો ભાસ થાય છે છતા એના તળીયે થતા વિરહનુ દુઃખ જણાયા સિવાય રહેતુ નથી આમ છતા આત્મ-દેહનો સંબંધ ત્યાગી ગીને જાણવાપણું હોવાથી નથી તો છાતી માથા કુટવાપણુ કે નથી તો રૂદન કે આંસુ સારવાપણુ મુનિના મૃત દેહને ચંદન (સુખડ)ના કાષ્ટમા અગ્નિદાહ કરાય છે વળી જો એ પ્રસિદ્ધ અને વિદ્વાન્ પુરૂષ હોય છે તો અથવા સૂરિપદ વા ઉપાધ્યાય પદના ધારક હોય છે તો અગ્નિદાહના સ્થાને દેરી જેવુ ચણાવવામા આવે છે વળી તેજ સ્થળે અગર તો નગરમાં અથવા તો નગર બહારના ઉદ્યાનમા એકાદ નિર્જન જગ્યા પસંદ કરી ત્યા તેમની પાદુકા સ્થાપન કરવામા આવે છે આવી પાદુકાઓ સંખ્યાબંધ દૃષ્ટિગોચર થાય છે મૂર્તિઓ તો માત્ર તીર્થંકરોની અને વિશેષમાં બાહુબળી-પુંડરિકજી કે શ્રી ગૌતમ સ્વામીની અલ્પ પ્રમાણમા જણાય છે પણ આજે ઉક્ત પ્રકારના સામાન્ય કક્ષાના મહારાજોની મૂર્તિ બનાવી પધરાવવાનો વાયરો વધુ પ્રમાણમા વાયો છે, જે ઇષ્ટ નથી.

## વિદ્યમાન સાધન વિભાગ—

વર્તમાન કાળે જૈન ધર્મનો પ્રચાર કરવાના જે કંઈ સાધનો છે એમા મૂર્તિ યાને વીતરાગની પ્રતિમા તેમજ આગમ યાને ગણધર મહારાજ પ્રણિત મૂળ અંગો મુખ્ય ભાગ ભજવે છે એ સાધનો નો યથા શક્ય લાભ પ્રાપ્ત કરી દરેક આત્મા સ્વકલ્યાણમા—આત્મ શ્રેયની સાધનામા—અગ્રગામી થઈ શકે કે એ કાર્યમા પૂર્તિરૂપ થઈ પડે એટના સારૂ, પ્રથમ આવૃત્તિમા જેનો માન નામ નિર્દેશ કરી સતોષ માનવામા આવ્યો હતો એવા તીર્થો, પર્વો, અને આગમ ગ્રથો સબધમા અહીં જરા વધુ વિસ્તારથી કહેવામા આવે છે

## તીર્થ સ્થળો—

તીર્થો પણ આત્માને પ્રગતિના માર્ગે આગળ વધવામા સવિશેષ મદદ કર્તા છે "તારે તે તીર્થ" એ વ્યાખ્યા તેથી જ યથાર્થ છે દરેક તીર્થની સ્થાપનામા કંઈ ને કંઈ જુનો ઇતિહાસ સકળાયલો હોય છે આજની શોધ કે ઉપલબ્ધ થના સાધનોથી ઘણાખરા તીર્થોના સબધમા એ વાત પુરવાર થઇ ચૂકી છે એ સગધી વિસ્તા થી અવલોકન કરવા માટે અહીં સ્થાન નથી, છતા સામાન્ય સ્વરૂપ વિચારી જવાની લાલચને રોકાવી ન જ શકાય.

અન્ય દર્શનીઓના તીર્થો માફક જૈન તીર્થો ખાસ કરીને નદીકાંઠે કે દરિયાકિનારે આવ્યા નથી મોટા ભાગે એ તીર્થો સૃષ્ટિની સપાટીથી ઉચા વધના પ્રદેશમા એટલે કે ડુગર કે પર્વતો પર સ્થપાયેના છે, આથી દુનિયાના વાતાવરણની કે જનતાની ધમાલની અસર ત્યા પહોચી શકતી નથી આથી જ એવા સ્થાનું વાતાવરણ અદ્યાપિ પર્યંત શાત ને મનોરમ્ય રહેલ છે એમા કુદરત પોતાનો ફાળો અર્પે છે એટલે જૈનતીર્થો નિવૃત્તિના ધામ છે એમ કહીએ તો એમા અતિશયોક્તિ જેવુ ન ગણાય. રમણીય પર્વત પ્રદેશોને પસદગી

આપવામા જૈનધર્મના પૂરા-ગામીઓએ અથગત દીર્ઘદર્શિતા અને બુદ્ધિકૌશલ્ય દાખવ્યુ છે આત્મિક ઉન્નતિના નિમિત્ત ભૂત શાન્તિ-નિવૃત્તિનો સુયોગ મેળવવા ઉપરાંત જગતની દોડધામ અને પ્રવૃત્તિને દૂર કરી દીધી છે એ રીતે પુદ્ગલાનંદપણાને અને જડતાને ખંખેરી નાખી છે એમ કહીએ તો આને 'अतिपरिचयादवज्ञा' જેવો પ્રસંગ પણ તેથી ઉપસ્થિત થતો નથી

તીર્થસ્થાપનમા શા શા હેતુઓ સમાયા છે એ તરફ જરા દૃષ્ટિ ફેરવી આગળ વધીએ જૈનધર્મમા તીર્થંકરો જ્યા ઉપન્યા હોય, કૈવલ્ય પામ્યા હોય, અને જે સ્થાને સિદ્ધિને વર્યા હોય એ સર્વ સ્થાનો તીર્થરૂપ ગણાય છે એ રીતે વિચારતા તીર્થની સખ્યાનો આંકડો નિશ્ચિત થઈ જાય તેવુ છે પણ આવો એકાંત નિયમ નથી. તીર્થંકરોની નિર્વાણ ભૂમિ જેટલુ જ બલ્કે અધિક મહત્ત્વ સંખ્યાબંધ સાધુઓ જે સ્થાને અનશન કરી મોક્ષ સાધી ગયા છે તેને અપાયેલુ છે વળી કેટલાક સ્થાનોમાં-કલ્યાણક ભૂમિનુ નામોનિશાન ન હોય છતા એકાદ ચમત્કૃતિથી તીર્થપણાનો કલશ તેમના પર ઢળી ગયો છે કેટલાકને તીર્થત્વ પ્રાપ્ત કરવામા કુદરત યાને દેશકાળનો અધિકારો મળી ગયો છે જ્યારે કેટલીક કલ્યાણક ભૂમિઓ તીર્થરૂપ હોય છતાં અસ્તોદયના સખત વાવાઝોડામા અથડાઈ જવાથી આજે વિચ્છિન્ન જેવી થઈ ચૂકી છે, તેમની માત્ર નામ સ્મરણા બાકી રહી છે કેટલાકના સ્થાનો પાના પુસ્તક સિવાય અન્યત્ર દૃષ્ટિયે ચડતા પણ નથી. આમ તીર્થ સ્થાપનામા વિવિધતા સમાયેલી છે તત્ત્વદૃષ્ટિથી વિચાર કરીયે તો જ્યા અરિહતનુ એકાદ બિંબ પણ વિરાજમાન હોય તે સ્થાન તીર્થરૂપ છે એ રીતે જ્યા જ્યા એક અથવા તો એકથી વધારે દેવાલયો યા જિનાલયો આવેલા છે એ બધા નગરો ગામો અને પરાઓ તીર્થરૂપ જ છે એ બધા સબધી ખાસ કહેવાનુ ન હોવાથી અહીં તો માત્ર પ્રસિદ્ધ અને મોટા તીર્થો સબધી ઉલ્લેખ કરીશુ

<u>૧ અષ્ટાપદજી</u>—

આ તીર્થ હાલ દષ્ટિગોચર થતું નથી છતા ગણુની મુજબ અયોધ્યાની સમીપમા હોવુ જોઈએ એની સ્થાપના ભરતચક્રીએ પ્રભુ શ્રી ઋષભદેવના નિર્વાણ પછી કરી હતી એ ટેકરી કે ડુગરપર આઠ મોટા પગથીઆ ચડ્યા બાદ જવાતુ તેથી એનુ નામ અષ્ટાપદજી પડ્યુ. ત્યા શોભાયમાન મનોહર ચાર દ્વારવાળા સિંહનિષદ્યા નામના પ્રાસાદમા બે, ચાર, આઠ અને દશ બિંબોની અનુક્રમે ચાર દિશાના ચાર દ્વારો સામે સ્થાપના કરવામા આવી હતી એ બિંબો પણ અમૂલ્ય રત્નોના ભરાવેલા ને એવી રીતે વિરાજમાન કરેલા કે ચોવીશ જિનના દેહ પ્રમાણમા જે ભિન્નતા છે તે જાળવીને પણ શિરોભાગ સર્વનો સમકક્ષામા આવે શ્રી અષ્ટાપદ તીર્થનુ આ સામાન્ય સ્વરૂપ સમજવુ એના પર સ્વબળે જનાર અવશ્ય તદ્ભવ મોક્ષગામી આત્મા જ હોય આવા અનુપમ તીર્થનુ મહાત્મ્ય જળવાઈ રહે અને ભાવિકાળમા આશાતનાનો યોગ ન સાપડે એ ભાવનાથી પ્રેરાઈ ભરત રાજની પરપરામા કેટલાક કાળે થયેલા સગર ચક્રીના જન્હુકુમારાદિ સાઠ હજાર પુત્રોએ દડ રત્નવડે તેની ચારે બાજુ મોટી ખાઇ ખોદી અને ગગાનો પ્રવાહ એમા વાળી જળથી તેને આકઠ ભરી દીધી ત્યારથી સામાન્ય જનતા માટે એ તીર્થ અદશ્ય થયુ, અથવા તો બહુલકર્મી જીવો હોવાથી અદશ્ય થયુ.

<u>૨ શત્રુજય</u>—

આ તીર્થ શાશ્વતું એટલા માટે ગણાય છે કે તે ભુતકાળે હતુ વર્તમાનમાં વિદ્યમાન છે અને આગામી કાળે તેનુ અસ્તિત્વ કાયમ રહેવાનુ છે જો કે સર્પિણીના આ રાના પ્રમાણમા તેની ઉચાઈ વગેરેમા વધ ઘટ થતી જ રહે છે તેમજ એના નામો પણ જુદા જુદા નિમિત્તથી ઘણા (૧૦૮) ગણાય છે, છતા દ્રવ્યથી તેની શાશ્વતતા જળવાઈ રહી છે સર્વ નામોમાં શત્રુજય નામ સુપ્રસિદ્ધ છે તે કાઠિયાવાડમા

પાલીતાણા નજીક આવેલુ છે ઠેઠ સુધી રેલ્વે ટ્રેન છે પાલીતાણા સમીપ પહોંચતા જ એટલે નગર જાણે કે સાગરના જળ પર દેહ પસારી ન બેઠો હોય એવો શ્યામવર્ણો સિદ્ધાચળગિરિ શોભા આપે છે સવા સોમજીની ટુક તો જાણે કાળા દહ પર શ્વેતવર્ણો મુગટ ન હોય તેમ શોભે છે આજે પણ આ તીર્થની રમણીયતા જળવાઇ રહી છે યાત્રાળુઓના ટોળેટોળા આઠ માસ સુધી એની ઉપાસના સારૂ વહ્યા આવે છે ગિરિ પરનો માર્ગ અતરાળે આવતા વિસામા, ગાળે પડતી દહેરીઓ અને મનોરમ વાયુ આજે પણ માર્ગ કાપતા મુસાફરને આત્મચિંતનમા મગ્ન કરી દે છે સસારના આધિ, વ્યાધિ ને ઉપાધિ જનિત તાપોને-ક્લેશોને-વડીભર વીસરાવી દે છે દાદાના દર્શન માટે અતરમા અપૂર્વ વિર્યોલ્લાસને અકુરિત કરે છે આ તીર્થના નાયક તરીકે એટલે કે મુખ્ય દેવ તરીકે શ્રી આદીશ્વરજી છે એનુ કારણ એ છે કે આ તીર્થે પર તેઓશ્રી નવાણુ પૂર્વવાર પધારેલા છે, જે વાત આ ભૂમિનું ગૌરવ સૂચવે છે બાકી તેઓશ્રીનુ એક પણ કલ્યાણક તેમજ આ ચોવીશીના અન્ય તીર્થંકરોમાના કોઇનુ પણ કલ્યાણક આ સ્થાને નથી થયુ છતા આ તીર્થનુ માહાત્મ્ય અનેરૂ છે તેથી તો તે તીર્થાધિરાજ કહેવાય છે ભલે તીર્થંકરોની કલ્યાણકભૂમિ બનવા આ સ્થળ સામર્થ્યવાન નથી બન્યુ છતા આ ભૂમિના વાતાવરણની વિશુદ્ધતા એટલી સીમાતીત છે કે એની શીતલ છાયામા કોટિગમે આત્માઓ કલ્યાણ પથના પથિકો બની ચૂક્યા છે એમા માત્ર ગણધરો કે સાધુઓ જ નહીં પણ શ્રાવકો અને સન્નારીઓ અને તીવ્ર પાપના આચરનારા પાપીઓ પણ સમાઇ જાય છે તારણ નામની સાર્થકતા આ તીર્થે યથાર્થ કરી છે હત્યારા ને ચોરોના જીવનનો સુધારો આ તીર્થ જેટલો અન્યત્ર નથી થયો તેથી તો એના કાંકરે કાંકરે સિદ્ધ થવાના ગગોગાન ગવાય છે આવા કલિયુગમા પણ તે દુનિના પરનુ સિદ્ધક્ષેત્ર છે આજ લેખકો એને ' મદિરોના નગર 'ની ઉપમા આપે છે એના જેટલા જિનાલયો ધરાવનાર પર્વત ભાગ્યે જ વિશ્વમા અન્ય

કોઈ હશે! દાદાના દરબારમાં પગ મૂકતાં જ પરિશ્રમ તો પલાયન કરી જાય છે એ સાથે સંસારની ચિંતા પણ ટળી જાય છે

વર્તમાન ચોવીશીમાં આ તીર્થપર સિદ્ધિપદ વરેલા સંબંધી પ્રસિદ્ધ નોંધ નીચે મુજબ સમજવી

૧ શ્રી ઋષભદેવ પ્રભુના વંશજો અસંખ્યાતા
૨ શ્રી પુંડરીક ગણધર પાંચ ક્રોડ સાથે
૩ દ્રાવિડ વારિખિલ્લ દશ ક્રોડ સાથે
૪ આદિત્યયશા ( ભરત મહારાજના પુત્ર ) એક લાખ સાથે
૫ સોમયશા ( બાહુબલિના વડા પુત્ર ) તેર ક્રોડ સાથે
૬ બાહુબલિના પુત્ર એક હજારને આઠ
[illegible] નમિ વિનમિ વિદ્યાધરો બે ક્રોડ સાથે
૮ નમિ વિદ્યાધરની પુત્રી પ્રમુખ ચોસઠ
૯ સાગર મુનિ એક ક્રોડ સાથે
૧૦ ભરત મુનિ પાંચ ક્રોડ સાથે
૧૧ અજિતસેન સત્તર ક્રોડ સાથે
૧૨ અજિતનાથ પ્રભુના સાધુઓ દશ હજાર
૧૩ શ્રી સાર મુનિ એક ક્રોડ સાથે
૧૪ શ્રી શાંતિનાથ પ્રભુ સાથેના ૧૫૨૫૫૭૭૭ મુનિઓ
૧૫ રામ ભરત ( દશરથ પુત્રો ) ત્રણ ક્રોડ સાથે
૧૬ પાંચ પાંડવો વીશ ક્રોડ મુનિ સાથે
૧૭ વસુદેવની સ્ત્રીઓ પાંત્રીસ હજાર
૧૮ વૈદર્ભી ચુંમાળીશસો સાથે
૧૯ નારદ ઋષિ એકાણું લાખ સાથે
૨૦ શાંબ પ્રદ્યુમ્ન સાડીઆઠ ક્રોડ સાથે
૨૧ દમિતારિ મુનિ ચૌદ હજાર સાથે

૨૨ થાવચ્ચા પુત્ર          એક હજાર સાથે
૨૩ શુક પરિવ્રાજક (શુકાચાર્ય) એક હજાર સાથે
૨૪ સેનાચાર્ય              પાચસો સાધુ સાથે
૨૫ સુભદ્ર મુનિ             સાતસો સાધુ સાથે
૨૬ કાન્તિ મુનિ             એક હજાર સાથે

આ સિવાય દેવકીજીના છ પુત્રો જાલી મયાલી ને ઉવયાલી (યાદવ પુત્રો) સુવ્રત શેઠ મડકમુનિ સુકોશલમુનિ અયમત્તા મુનિ તેમજ ચદ્રશેખર પ્રમુખ કોટિન આત્માઓ આ પવિત્ર તીર્થપર સિદ્ધિ વર્યા ■ એના પ્રત્યેક રજકણમા પવિત્રતા ને શુદ્ધતા ભરેલી છે એમ કહીએ તો અતિશયોક્તિ જેવુ નથી આજે પણ ત્યાં પરિણામ વિશુદ્ધતા વિશેષ વર્તે છે

આ તીર્થના મોટા ઉદ્ધાર સોળ થયા છે જે નીચે પ્રમાણે —

૧ ભરત ચક્રવર્તીએ શ્રીનાભ ગણધરની સાથે આની કરાવ્યો
૨ ભરતની આઠમી પાટે થયેલ દડવીર્ય ભૂપાળે કરાવ્યો
૩ સીમધર જિનના ઉપદેશથી ઈશાનેન્દ્રે કરાવ્યો
૪ ચોથા દેવલોકના સ્વામી માહેન્દ્રે કરાવ્યો
૫ પાચમા દેવલોકના સ્વામી બ્રહ્મેન્દ્રે કરાવ્યો
૬ ભુવનપતિના ઈન્દ્ર ચમરેન્દ્રે કરાવ્યો
૭ અજિતનાથ સ્વામીના બધુ સગર ચક્રીએ કરાવ્યો
૮ અભિનદન સ્વામીના ઉપદેશથી વ્યતરેન્દ્રોએ કરાવ્યો
૯ ચદ્રપ્રભુના શાસનમા ચદ્રશેખર મુનિના ઉપદેશથી તેમના પુત્ર ચદ્રયશાએ કરાવ્યો
૧૦ શ્રી શાતિનાથજીના પુત્ર ચક્રાયુધજીએ પ્રભુની દેશના સાભળી કરાવ્યો
૧૧ શ્રી મુનિસુવ્રત સ્વામીના શાસનમા રામચદ્રજીએ કરાવ્યો
૧૨ શ્રી નેમિનાથજી ઉપદેશથી પાડવોએ દેવ સહાયથી કરાવ્યો

૧૩ જાવડશા શેઠે વજ્રસ્વામીની સહાયથી સંવત ૧૦૮ મા કરાવ્યો
૧૪ શ્રી કુમારપાળ રાજાના સમયમા બાહડ મંત્રીએ ૧૨૧૩ મા કરાવ્યો
૧૫ સમરાશા ઓશવાળે સંવત ૧૩૭૧ મા કરાવ્યો.
૧૬ કરમાશા શેઠે સં ૧૫૮૭ માં કરાવ્યો

પવિત્ર વસ્તુઓ—

(૧) રાજાની ( રાયણ વૃક્ષ ) અને તેની નીચે રહેલા પ્રભુના ચરણ આ રાયણ વૃક્ષ શ્રી ઋષભદેવ ભગવાનની પાદુકાને લઈ પવિત્ર ગણાય છે પ્રભુશ્રી અનેક વખત આવીને એની નીચે સમવસર્યા છે તે પણ દેવવાસ મનાય છે અને પૂર્ણ ભક્તિભાવથી તેની પ્રદક્ષિણા દેતા જો તેમાથી દુધ વર્ષે છે તો ઉભય લોકમા સુખ પ્રાપ્તિ થાય છે એની પશ્ચિમ દિશા તરફ એક દુર્લભ રસકુપિકા છે એના રસથી લોહ સુવર્ણતાને પ્રાપ્ત કરે છે હાલ તો એ અદૃશ્ય છે (૨)શત્રુંજયા નદી—શત્રુંજયની સમીપમા જ દક્ષિણ બાજુએ પ્રભાવિક જળથી પૂર્ણ સદાકાળ વહી રહી છે તેનુ જળ સતત વહેતુ હોય છે તેમા વિધિથી સ્નાન કરનારનું સર્વ પાપ ધોવાઇ જાય છે (૩) સૂર્યકુંડ—આ કુંડનુ પાણી પવિત્ર અને રોગનિવારક મનાય છે ભૂતકાળે એના પ્રભાવથી કોઢી આના કોઢ દૂર થયા છે, અને ચંદરાજાનુ કુકડાપણ નષ્ટ થયુ છે આ સર્વ બાબતો શ્રદ્ધેય છે કેમકે યાકીન ( શ્રદ્ધા ) મોટી ચીજ છે આ ઉપરાંત ચિલ્લણ તલાવડી પણ એક મહાત્મ્યવાળી જગ્યા છે સંઘના માનવીઓની તીવ્ર તૃષા ટાળવા માટે ચિલ્લણ (સુધર્મગણધરના શિષ્ય) નામના શક્તિવંત સાધુએ માત્ર પાત્રમા રહેલ અલ્પ જળમાથી પ્રગટાવેલ એક સુંદર સરોવર અને એ સાથે સંઘ પ્રત્યે એક ત્યાગીના હૃદયમા ઝળહળી રહેલ અપૂર્વ ભાવનુ દર્શન થાય છે તે સ્થળનું જળ પવિત્ર ગણાય છે આ સિવાય આ તીર્થને ફરતી દોઢ ગાઉની, ૭ ગાઉની અને બાર ગાઉની પ્રદક્ષિણા દેવામા આવે છે એ વેળા

હસ્તગિરિ અને કદમ્બગિરિ નામના નાનાશા ડુંગર નિરખવાનો યોગ સાંપડે છે કદમ્બગિરિ પર સખ્યાબધ નવિન પ્રાસાદો બંધાયા છે એટલે આજે એ જગલમા મગળ રુપ બની ગયેલ છે

મૂળનાયક શ્રી આદિનાથના મનોહર દેવાલયને ફરતા ચોતરફ નાના મોટા મદિરોની સુદરશ્રેણી શોભી રહી છે વળી હાથીપોળની બહાર પણ દહેરાની સખ્યા વિપુલપણે દષ્ટિગોચર થાય છે આ સિવાય મોતીશા શેઠની વિશાળ ટુક અને એ સિવાય બીજી પણ નાની મોટી ટુકો દાદાની મોટી ટુકની સામી બાજુએ આવી રહેલ છે એમા ચૌમુખજીની ટુક અતિશય ઉચી હોઈ સૌ કોઇનુ ચિત્ત આકર્ષે છે વળી ઘેટીપાગ એ શત્રુજય પર આવવાના બીજા માર્ગ રૂપ છે ત્યા પ્રભુજીની પાદુકા છે આમ જે તીર્થાધિરાજની પવિત્રતા અને માહાત્મ્ય સબધે સખ્યાબધ પાનાઓમા સુવર્ણાક્ષરે વિવિધવર્ણો નોધો આજે પણ નયનપથમા આવે તેમ છે તે વિષે આ સ્થાને કેટલો વિસ્તાર કરી શકાય ! ટુકમા એટલુ જ કહેવુ બસ છે કે આજે પણ આ તીર્થ શાશ્વતતાના અનુપમ નમૂનારૂપ હોઈ એકવાર અવશ્ય દર્શન કરવા યોગ્ય છે જાત અનુભવ એ જ સાગમા સારૂ પ્રમાણ પત્ર છે

(૩) રૈવતાચળ યાને ગિરનાર તીર્થ—

કાઠિયાવાડમા આવેલ આ બીજુ મહાન તીર્થ છે જુનાગઢ સુધી રેલ્વે ટ્રેનમા જવાય કે ત્યાથી ગિરનાર પહાડ થોડો દુર છે પગે ચાલતા કિંવા ઘોડાગાડી વગેરેના સાધનથી એની તલેટીમા પહોચી શકાય છે આખો પહાડ વાદળ સાથે વાતો કરતો ન હોય એવો પ્રથમ દર્શને દેખાય છે શ્રી નેમિનાથના મદિર સુધી પગથીઆ બાધેલા છે આ પહાડ પર જૈનેતર મદિરો પણ આવેલા છે તેમજ બાવા સન્યાસીઓ રહે છે ને ઉપર ખાય છે પીએ છે આ પહાડ ઉપર ખાવા પીવાનો પ્રતિબધ જૈનોમા પણ શ્રી શત્રુજય જેટલો નથી

શ્રી ગિરનારમા તીર્થપતિ શ્રી બાવીશમા અરિષ્ટનેમિનુ મુખ્ય ને વિશાળ મદિર છે તેમજ તેમનુ શ્યામવર્ણી બિંબ પણ અતિ મનોહર છે ચોતરફ નાના મોટા મદિર આવી રહ્યા છે એ ઉપરાત દિશાથી જૂદી પડતી ટુકો પણ છે જેમા કુમારપાળ અને વસ્તુપાળ આદિની મુખ્ય છે આ સારૂયે સ્થાન અતિ રમ્ય અને મનોહર છે પવનની શીતળ લહરીઓ આત્માને નિવૃત્તિજન્ય આનદમા લીન કરે છે મુખ્ય ધામથી થોડે દૂર બીજી અને ત્રીજી ટુક આવે છે, આગળ વધતા એક બાજુ રાજુલની ગુફા તરીકે ઓળખાતી ગુફા છે કે જ્યા મહાસતી રાજુલે, પતિત થતા મુનિ રથનેમિનો ઉદ્ધાર કર્યો હતો બીજી તરફ થોડો માર્ગ કાપ્યા પછી સહસ્ર આમ્રવન (સહસાવન) તરિકે ખ્યાતિ ધરાવતુ સ્થળ આવે છે, જ્યા તીર્થંકર દેવ શ્રી નેમિનાથને કેવલ્યની પ્રાપ્તિ થઇ હતી આ બધુ એક બીજાથી બહુ દૂર નથી, પણ ચોથી પાચમી ટુક થોડા થોડા અતરાળે આવે છે જ્યારે છઠ્ઠી સાતમી ટુકોનો માર્ગ તો મહાવિકટ છે રસ્તો પણ ઘણો સાકડો અને રસ્તા ભૂલ્યા તો જીવનુ જોખમ થવા જેવુ છે વળી એ તરફ અઘોરી બાવાઓ પણ પડયા પાથર્યા રહે છે, અને શિકારી જાનવર વાઘ, ચિત્તાનો પણ સભવ હોય છે આમ એ પથ કષ્ટ સાધ્ય છે એકદરે આ પહાડ પર વનસ્પતિ અને જડીબુટ્ટિના છોડો વિશેષ સભળાય છે ગિરનાર અને જુનાગઢ સુધીના વચલા માર્ગમા પણ શૈવ વૈષ્ણવ દેવાલયો અને મુસલમાનની કેટલીક મસજીદો આવેલી છે રાખેગાર ને રાણક દેવીની તેમજ રા'માડલિક સબધી ઐતિહાસિક જગાઓ પણ અહીં છે પહાડની તળેટીમા તેમજ જુનાગઢમા યાત્રાળુ માટે ઉતરવાની ધર્મશાળાઓ છે, તેમજ દેવાલય પણ છે શહેર પણ જોવા લાયક છે શેઠ આણદજી કલ્યાણજી એ જેમ શત્રુજય તીર્થની વહીવટી પેઢીનું નામ છે તેમ શેઠ દેવચદ લક્ષ્મીચદ એ શ્રી ગીરનાર તીર્થની વહીવટી પેઢીનું નામ છે વર્તમાન કાળે તીર્થ ઉપરના ઘણા ખરા દેવાલયનો

જીર્ણોદ્ધાર થઈ રહ્યો છે વળી યાત્રાળુઓને સગવડ મળે અને ડુંગર ઉપર રાધવા સીંધવાની તગ્ખડ ન રહે અને આશાતના થતી અટકે તેવા શુભ ઇરાદાથી તળેટીમા રસોડુ ખોલવામા આવેલુ છે

(૪) સમેતશિખરજી

આ તીર્થ પાર્શ્વનાથની ટેકરી તરિકે સુપ્રસિધ્ધ છે બગાળ ઇલ્લાકાના મધુવન પ્રાતમા આ પવિત્ર સ્થાન આવેલુ છે ત્યા ચાલુ અવિસર્પિણિમા થયેલા ચોવીસ તીર્થંકરમાના વીશ મુક્તિપદને વર્યા છે પહાડનો ચઢાવ કઠણ છે અને જુદી જુદી ટેકરીઓ પર જુદા જુદા જિનની પાદુકાઓ આવેલી છે એ દરેકનો ચઢાવ પણ સામાન્ય રીતે કઠણ છે અહીં એકાદ ટેકરી સિવાય બીજે કોઈ સ્થળે ચઢવાના પગથીઆ ગિરનાર જેવા નથી શામળીઆ પાર્શ્વનાથનુ મુખ્ય મદિર વચના નીચાણના ભાગમા આવેલું છે પહાડ પર ચડતા અધવચ માર્ગે ગાધર્વનાળુ અને સીતાનાળુ એવા પાણીના વહેતા ઝરાવાળી જગ્યાઓ આવે છે આ ભૂમિના અનુપમ પ્રભાવની સાબિતિ એટલા ઉપરથી પુરવાર થાય છે કે ત્યા વીશ તીર્થંકરો પોતાના સમુદાય સાથે મુક્તિસાધના કરી ગયા છે આજે પણ ત્યા પથરાઇ રહેલી શાતિ અને નિવૃત્તિ અનુપમ છે વસ્તીથી ઘણુ દૂર આવેલ છે આ સ્થળ ધમાલથી પર છે આત્મા સહજ પ્રયાસે અધ્યાત્મ શામા લયલીન બને છે

આ પર્વત પર ઔષધિઓ પણ થાય છે તળાટીમા એક મોટી ધર્મશાળા અને કારખાનુ (કોઠી) આવેલા છે નજીકમા સાથેસાથ દશેક દેરાસરો પણ છે લગોલગ દિગબર સપ્રદાયની ધર્મશાળા તેમજ કોઠી છે અહીં આગળ હરડે તથા વગધના પાન વગેરે ચીજો ઘણી સારી મળે છે આખોયે પ્રદેશ મધુવન તરીકે ઓળખાય છે શામળિઆ પાર્શ્વનાથનું આ ધામ સામાન્ય રીતે ઉંચાણમા આવેલુ હોવાથી જૈન યાત્રાળુઓ ઉપરાત જૈનેતરો અને

ખાસ કરી યુરોપિયનો પ્રકૃતિસૌન્દર્યના નિરીક્ષણના હેતુથી તેમજ હવાના નિમિત્તે પણ આ તરફ આવી ચડે છે ગિરિડી તરફ જવાના માર્ગમાં ઋજુવાલુકા નદી આવે છે જ્યાં પ્રભુશ્રી મહાવીરદેવને કેવળ જ્ઞાન ઉપન્યુ હતું. જો કે આ સ્થળોમાથી આજે વસ્તી બીનકુલ ઓસરી ગઇ છે અને માત્ર ગણ્યા ગાંઠ્યા ગ્રામ્યવાસીઓ નજરે ચડે છે જ્યા પૂર્વસસ્મરણ તાજા થતા આત્મા કઇ જુદીજ દિશામાં ઉડ્ડયન કરે છે

## (૫) અર્બુદાચલ યાને આબુજી—

આ તીર્થ શિરોહી સ્ટેટમા આવેલ છે, અને અમદાવાદથી મારવાડ જંક્શન જતી ટ્રેનમા ખરેડી સ્ટેશને ઉતરી ત્યાથી મોટર યા ગાડા મારફતે આબુ પહાડ પર જવાય છે ઉપર દેલવાડા તરીકે ઓળખાતા પ્રદેશમા જે દહેરાઓનો નાનો સમૂહ આવેલો છે એણે માત્ર ભારત વર્ષના જ નહિ પણ સારી આલમના મુસાફરોનુ ધ્યાન ખેચ્યુ છે પ્રથમ દર્શને જોતા દેવાલય સામાન્ય પ્રકારના જણાય છે પણ કદમ ઉપાડી જ્યા અન્દરના ભાગમા પ્રવેશ કરાય છે ત્યાંતો વાતાવરણ પલટાઇ જાય છે ઘડીભર થઇ જાય છે કે આ તે માનવ લોક છે કે દેવીસ્થળ છે ! શ્રી આદિનાથનુ દહેરૂ કે જે વિમળશાનુ બધાવેલુ છે અને નજીકમા શ્રી નેમિનાથનુ દહેરૂ કે જે મત્રી વસ્તુપાળ તેજપાળનુ બધાવેલુ છે એમા માત્ર થાભને થાભને જ નહિ પણ સારીયે છતમા અને ગોખના—તોરણ કે કમાનોમા ભારોભાર કોરણી ભરેલી છે, જે જોનારને આશ્ચર્યાન્વિત કરી મૂકે છે આ કોરણીમા વેલ–પાન બુટા ને કમળોનો તો પાર નથી, પણ અદ્ભુતતા તો એ છે કે એમા ભૂતકાળીન ઇતિહાસને મૂર્તિમત કરવામા આવેલ છે આ સર્વનો સપૂર્ણ ખ્યાલ એક વાર નજરે જોયા વિના ન જ આવી શકે જે વિલક્ષણ કોરણી આ

દેવાલયોમાં દૃષ્ટિયે ચડે છે તેવી અન્ય સ્થળે સાંભળવામાં આવી નથી. શ્રી નેમિનાથના દેવાલયમાં ગર્ભદ્વારની બે બાજુએ ગોખલા યાને નાના મંદિરો દેરાણી-જેઠાણીના બંધાવેલા જોવામાં આવે છે. એ પરન્તુ કામ જોતા એના નિર્માતા માટે ધન્યવાદની વર્ષા સહજ વર્ષી જાય છે મંત્રીપત્ની અનુપમાદેવીની બુદ્ધિમત્તા માટે બહુમાન ઉપજે છે આ બે ઉપરાંત બીજામાં પણ કોરણી છે આ બાવન જિનાલય વાળા મંદિરોએ મરૂભૂમિનું નાક રાખ્યું છે એના આકર્ષણથી જ દૂર દૂરના યાત્રિકો ને મુસાફરો અહીં સુધી ખેંચાઈ આવે છે અને સાક્ષાત્કાર કરતા સ્વજન્મ પાવન થયાનું અથવા તો પરિશ્રમ સાર્થક નિવડ્યાનું સદ્ભાગ્ય માને છે વિશેષમાં અહીં શિલાલેખો પણ ઘણા છે જેનાથી ગુજરાતના અને ખાસ કરીને જૈનધર્મના ઇતિહાસ પર સારૂં અજવાળું પડ્યું છે

જો કે આબુ પહાડ એ હવાખાવાનું ઉત્તમ સ્થળ છે તેમજ ત પર અન્ય દર્શનીઓના મંદિરો પણ આવેલા છે છતાં મંત્રીશ્વરો દ્વારા આવા અનુપમ કારીગરીવાળા દેવાલયો ન સર્જાયા હોત તો પથિકોનું કે વિશ્વનું આટલી હદે તે તરફ ધ્યાન ન ખેંચાયું હોત. જૈન યાત્રુઓના મોટા સમૂહનું જે લક્ષ્ય આજે ખેંચાઈ રહ્યું છે તે તે વગર ન જ સંભવી શકત ઉતરવા માટે ધર્મશાળાઓમાં સારી વ્યવસ્થા છે ત્યાંથી થોડે દૂર આબુ કેમ્પ છે જ્યાં રાજા મહારાજાઓના તેમજ શ્રીમંતોના બંગલાઓ આવેલા છે તેમજ મોટો બજાર હોવાથી જોઈતી દરેક ચીજ મળી શકે છે એની સામી દિશામાં અચળગઢ તરફ જવાનો માર્ગ છે દૂરથી આ દેવાલય નજરે પડતા ઉંચા પ્રદેશપર આવેલું હોવાથી ઘણું સુંદર દેખાય છે એ ટેકરીની તળેટીમાં એક દેરાસર છે નજીકમાં પાણીના એક નાના તળાવ કાંઠે પથ્થરની ત્રણ ગાયોને એવી સુંદર રીતે ઘડીને ઉભી કરવામાં આવી છે કે દૂરથી જોનાર જરૂર એ ગાયોને જીવતી તરિકે જ ગણી લે બાજુપર આવેલા અન્ય દર્શની મંદિર પાસેથી અચળગઢ પર જવાનો માર્ગ શરૂ થાય છે ઉપર જતા

ઝાઝો સમય લાગતો નથી. એ વિશાળ મંદિરમા ચૌદસોચુમાલીશ (૧૪૪૪) મણુ પ્રમાણુની ચૌદ સુવર્ણમય પ્રતિમાઓ ચોમુખાકારે વિરાજમાન થયેલી છે આ બિંબો સામે ઉપસ્થિત થતાજ આત્મા કોઈ અગમ્ય રીતે નૃત્ય કરવા મંડી જાય છે અને કેટલાયે ભૂતકાલીન બનાવમાં ઉંડો ઉતરી જાય છે એના નિર્માતા માટે અને આજે જે ગૌરવ ત્યા છવાઈ રહેલ છે એ સારૂ તે મંત્રમુગ્ધ બને છે ભક્તિવત્સલ અંતર શુ કરી બતાવે છે એનો સાચો ખ્યાલ અહીં ચક્ષુ સામે તરવરતો દેખાય છે દૂર દૂર પ્રદેશોપર અને ત્યા પથરાઈ રહેલ ધુમસ પર દૃષ્ટિ દોડી જતા એ વચ્ચે ઉભેલા આ અતુલ્ય પ્રાસાદ માટે કંઈ કંઈ વિચારણા હૃદયપ્રદેશમા ઉભરાઈ જાય છે એ સબંધમા કહેવાતી દંતકથા શ્રવણુ કરતા ભક્તિનુ રહસ્ય સ્પષ્ટ સ્વરૂપે સમજાય છે શ્રદ્ધાળુ જનો માટે વર્તમાન કાળે પણ આ સ્થાન પ્રેરણા પૂરક તો છે જ, અને આકર્ષક પણું ખરૂ જ

## (૬) શ્રી કેશરીઆજી

આ તીર્થ ઉદેપુર નજીક આવેલ પહાડી-પ્રદેશમાના ધુળેવા ગામમા આવેલુ છે ઉદેપુર સુધી ટ્રેનમા અને પછી મોટર કે ગાડીઘોડાના સાધનથી ત્યા પહોચી શકાય છે સીધા મોટર માર્ગે આવવા સારૂ પણ સડક છે ઉતરવા સારૂ ધર્મશાળાઓની જોગવાઈ છે આ તીર્થ એકલા જૈનોનું નથી રહ્યુ એની સરખામણી જગન્નાથપુરી અને નાશિક સાથે અપેક્ષાથી કરી શકાય જગન્નાથપુરીમા સૌ કોઈ જઈ શકે ને પ્રભુભક્તિનો લ્હાવ મેળવી શકે તેમ અહીં પણ શ્યામવર્ણી કેશરીયા બાબા (બાપા-પિતા યા દાદા) કે જે શ્રી આદીશ્વરજીનું જ નામ છે તેમની ભક્તિ સૌ કોઈ-એટલે શ્વેતામ્બર દિગમ્બર, વૈષ્ણવો, શૈવ ભીલ ને મુસલમાન, રજપૂત ને અન્યવર્ણી ત્યા પ્રવેશી કરી શકે છે મુસલમાન મ્હોટી સખ્યામા નથી જણાતા છતા મંદિરના એક બહારના ભાગ પર મિનારાવાળો નાનો મસીદનો આકાર છે તેથી અવરજવર

સમજી શકાય છે નાસિક જેવું એટલા માટે છે કે ત્યાં પગ મૂકતાં જ પડયાઓ ચોપડાના પોટલા સાથે હાજર થઈ જઈ પેઢીઓની પેઢીઓના ઇતિહાસ ઉકેલી તમો અમુકના યજમાન છો એ વાત સાબિત કરી તમારા પર એમનો ગોર તરિકેનો લાગો પૂરવાર કરે છે અને ત્યારથી તમો જ્યાંલગી ત્યાં રહો ત્યાંસુધી તમારી સાથે હાજર રહે છે તેમનો જીવનનિર્વાહ આ વ્યવસાય પર જ અવલંબેલો છે શ્રી કેશરીયાજી તરિકે આ સ્થળ એવ વધુ ખ્યાતિ પામ્યા તેનું કારણ તો એ છે કે રોજ તેમના બિંબપર ચઢાવવામા આવતા કેશરનો કંઈ સુમાર નથી વળી બીજી અદ્ભુતતા એ છે કે તેઓ મૂળ ચક્ષુએ વિરાજિત છે તેમના પર બીજી મૂર્તિઓ પર ચઢાવાય છે તેવા ચક્ષુઓ ચઢાવી શકાતા નથી. વીસમી સદીમા આ જાગતા દેવ છે એમના પરચા યાને ચમત્કાર સખ્યાબધ મનુષ્યોને થયા છે એટલું જ નહિ પણ દૈનિક છાપાઓમા એ વર્ણવાયેલા છે ભીલ જેવી અભણ અને જગલી કોમ પણ એ બાબા ( કાળિયા બાબા ) ના નામે પ્રામાણિક બની રહે છે મારવાડી સમાજ તો કેશરચદનની પૂજા ઉપરાંત પ્રભુ પર ગુલાબ છાંટે છે આમ શ્રી કેશરીયા દાદા સાચે જ સૌ કોમના દાદા છે મૂળનાયકજીના મંદિરને ફરતી દહેરીઓ છે અને તે દરેકમા શ્વેતાંબરી મૂર્તિઓ શોભી રહેલ છે એક દેવાલયમા તો સહસ્રફણા પાર્શ્વનાથની અતિ મનોહર પ્રતિમા આવેલી છે કે જેના દર્શનથી આહ્લાદ પ્રગટે છે એના જેવી આકૃતિ ભાગ્યે જ અન્ય સ્થળે દૃષ્ટિગોચર થાય છે ધુલેવા ગામ બહુ મોટુ નથી છતા યાત્રાળુઓને જોઈતી સામગ્રી અહીં પ્રાપ્ત થઈ શકે છે ગામ બહાર પહાડની નજીકમા જ્યાથી આ પ્રતિમાજી પ્રગટ થયા હતા તે જગ્યા તેમજ બીજી દહેરીઓ આવેલી છે એકદરે આ સ્થાન પણ રમ્ય લાગે છે

(૭) શ્રી તારગાજી—મ્હેસાણાથી ખેરાળુ તરફ જતી ટ્રેનમા બેસી આ તીર્થે જઈ શકાય છે તારગા હીલ સ્ટેશને ઉતરતાં નજીકમા

ધર્મશાળા છે ત્યાથી ચાલતા અગર ગાડામા બે માઈલ ગયા પછી ટળાટી આવે છે ત્યાથી ડુ ગર પર ચઢવાનુ છે આ પર્વત નથી તો એટલો બધો કઠીણુ કે નથી તો અતિશય લ બાણુવાળો, આમ છતા આ પ્રદેશમાં ચિત્તા તથા વાઘ દીપડાનો કોઈ કોઈ સમય મેળાપ થઈ જતા હોવાથી સાવચેતી રાખવાની જરૂર છે પર્વત ઉપર પહોંચતા જ શ્રી અજિતનાથ ભગવાનનુ ઉચુ મ દિર નયનપથમા આવે છે અને હારોહાર ધર્મશાળાઓ દેખાય છે યાત્રીકોને સીધુસામાન મળી શકે તેવી ગોઠવણુ છે વચમાળે શ્રી અજિતનાથજીનુ વિશાળ ને ભવ્ય દેવાલય આવેલુ છે એનો જીર્ણોદ્ધાર શ્રી કુમારપાળ ભૂપાળે કરાવેલો છે એના શિખરની ઉંચાઈ જેવી ઉંચાઈ અન્યત્ર નથી એમ કહેવાય છે વળી મૂળનાયકજી પણ એટલા ઉચા છે કે ભાનગ્થળે પૂજા કરવા સારૂ બે બાજુ બે સીડીની ગોઠવણ કરવી પડી છે શિખરની ઉચાઈ અનિર્ણીત હોવાથી અ તરાળે એવા ઝાડના લાકડાના ટુકડા ભરવામાં આવેલા છે કે કદાચ આગનો પ્રસ ગ ઉભવે તો એમાથી પાણી ઝરવા માંડે મુખ્ય દહેરાને ફરતી ઘુમ્મટવાળી દેવકુલિકાઓ છે એકમા નદીશ્વરદ્વીપની રચના છે નજીકમાં દિગ બર સ પ્રદાયનાં દહેરા છે ઉભય વચ્ચે દિવાલ ચણેલી છે સ માન્ય રીતે ફરતી ટેકરીઓ ઉચાઈએ હોવા છતા ચઢાવ કઠણુ નથી ઉપર પહોંચ્યા પછી ચોતરફનુ દશ્ય કુદરતી રીતે ભાવના સ્ફુરણુમાં ઓર ઉમેરો કરે છે એક તો કોટિશિલા તરિકે સુપ્રસિદ્ધ છે

(૮) પાવાપુરી—બિહાર પ્રાતમાં આ સ્થળ આવેલુ છે હાલ તો નાના ગામડા કરતા તેની વસ્તી વધારે નથી, છતા ચરમતીર્થપતિની એ નિર્વાણ ભૂમિ હોવાથી એનુ મહત્ત્વ અને પવિત્રતા સહજ રીતે અતિ ઘણા છે દિવાળીમા ત્યા મોટો મેળો ભ રાય છે જળમ દિર તરિકે ઓળખાતુ દેવાલય કે જે સરોવર વચ્ચે આવેલ છે તે અતિ રમણિક છે એ સ્થાન પર જ પ્રભુ શ્રી મહાવીર દેવને અગ્નિસસ્કાર કરવામાં આવેલો આજે પણુ ઉક્ત અમાસની રાત્રિયે શ્રદ્ધાળુ હૃદયોને એ સ્થાનમા પરચો જણાય છે આ પવિત્ર ભૂમિના દર્શનથી અ ત ૨શુદ્ધિ અવશ્ય થાય છે આ ઉપરાંત જ્યા પ્રભુએ બેસી દેશના આપી

હતી એ હસ્તિપાળ રાજાની લેખશાળા તરિકે ઓળખાતી જગા પણ નિરખવા જેવી છે, આ બધા ભૂતકાળના દસ્યો આત્માને જાગૃત કરવામા સારો ભાગ ભજવે છે વિચારશ્રેણીમા રમતો આત્મા ચોવીસસો વર્ષ પહેલાના કાળની ઝાખી કરવા માડે છે અને એ વેળાનો પ્રભુના જીવનનો ચિતાર ચક્ષુ સામે તરવરતો માલમ પડે છે યાત્રાનું માહાત્મ્ય અને ફળ આવી ટુ ક ઘડીયોમા જ સમાયલું છે એ સમયની ભાવના-વિચાર શ્રેણી-હ્રદયમથન કરી નાખે છે

(૯) ચપાપુરી—ભાગલપુરથી થોડા અતર પર આવેલી આ નગરી હાલ તો ભૂસાઈ જતા અવશેષરૂપ છે નાથનગર સુધી ટ્રેનમા જવાય છે ત્યાથી ઉક્ત નગરી જવા સારૂ વાહનો મળી શકે છે એ સ્થાનનું ગૌરવ ભૂતકાળમા અતિ વિશેષ હતું બારમા શ્રી વાસુપૂજ્ય સ્વામીના જન્માદિ કલ્યાણકો તેમજ મોક્ષ કલ્યાણક પણ ત્યાજ થયેલ છે વળી એ નગરીની વિશાળતા એટલી બધી હતી કે જેથી પરમાત્મા શ્રી મહાવીરદેવના સમયમાં પણ તેના પૃષ્ઠ ચપા મધ્ય ચપા એવા ભાગો પડયા હતા શતાનીક રાજવીનો ચપા પર્ગનો નો એ તો જાણીતો જ છે રાજધાનીના મુખ્ય ધામ તરિકે ચપાનું મહત્ત્વ ઓછુ તો નથી જ પણ બધી વાતો હાલ તો સ્મૃતિનો વિષય માત્ર છે આજે અફાટ જગલ વચ્ચે એકાકી જર્જરિત સ્થિતિ એ વાતની સાક્ષી પૂરે છે છુટી છવાયી દહેરીઓ અને ચરણ પાદુકાઓ તેમજ બે મોટા મદિરો તીર્થપતિ શ્રી વાસુપૂજ્યની યાદ આપે છે આટલું પણ ભાવુકોના અતરને ઉલ્લાસાયમાન કરવા સારૂ પુરતુ છે કાળે કોને છોડયા છે?

(૧૦) અયોધ્યા—પ્રભુશ્રી આદિદેવનું જન્મસ્થાન સૌધર્મઇંદ્રે વસાવેલી વનિતાનગરી પણ એ જ અને પુરિમતાલપરા તરિકે પ્રસિદ્ધ પામેલ સ્થળ પણ તેજ સૃષ્ટિના પ્રારભ કાળે જૂના જૂના અપતરાઓ અહીંથી જ શરૂ થયા યુગલિક કાળ ભૂસાઇ અસિ મસિ અને કૃષિરૂપ વ્યાપારની પ્રવર્તનાના મૂળ પણ અહીંજ નખાયા જેમ પ્રથમ

તીર્થંકર અહી થયા તેમ પ્રથમ ચક્રવર્તી ભરત પણ અહી જ થયા તેમણે અહીથી કુચકદમ કરી છ ખડ ધરતી પર આધિપત્ય જમાવ્યુ પણ આજે એ બધાનું સ્મરણ કરવા સિવાય અન્ય કઈ જ નથી. દેવાલયની મૂર્તિઓ અને ચરણપાદુકા સિવાય ભૂતકાળને યાદ કરાવનાર બીજી કોઈ વસ્તુ વિદ્યમાન નથી અનવરત નજીકમા સરયુ નદીનો જળ પ્રવાહ ■ ખરો બીજી નગરીઓ કરતા હજુ અયોધ્યા કઈક ટકી રહી છે અન્ય દર્શનીઓના ધામ પણ અહી સપ્રાપ્ય છે, કેમકે રામલક્ષ્મણનું જન્મસ્થાન થવાનું સૌભાગ્ય પણ એને જ વર્યું ■

(૧૭) રાજગૃહ—ભૂતકાળે જેની વિશાળતા અડનાળીશ ગાઉના એટલે વિદ્યમાન મુબઈથી આગળી હતી અને જેની ઋદ્ધિ સિદ્ધિનો પાર ન હતો એવી ભારતવર્ષની મહાન્ નગરી કહો કે મગધ જેવા મહાન્ દેશનું પાટનગર કહો તે આજ જ્યા ચરમ જિનેશ્વરે એક બે નહિ પણ ચૌ૦ ચોમાસા કરેના છે અને પ્રભુશ્રીનો પરમ ભક્ત શ્રેણિકત્યનો અધિપતિ હતો એવુ એ દેશ દેશાતરમા પણ સુપ્રસિદ્ધ રાજગૃહ નગર આજે માત્ર થોડા ઝુપડામા સમાસ થઈ જાય છે એક કાળે જ્ઞાન અને વિદ્યાથી ગર્જતો નાવદાપાડો આજે શોધ્યો પણ જડે તેમ નથી. જ્યા અભયકુમાર સમા પ્રખર બુદ્ધિમાન મત્રીશ્વરે રાજ-કારભાર ચના યો અને જ્યા ધન્ય શાલિભદ્ર જેવા શ્રીમાનોએ વ્યવ-હારી જીવન ગાળી દશોદિશ નામના કહાડી અને જે સ્થળના અતિ અલ્પ પુજીવાળા શ્રાવકરત્ન પુન્ચે (પુજીમા માત્ર સાડા બાર દોકડા) એવુ સમતાયુક્ત ધાર્મિક જીવન વ્યતીત કર્યું છે કે જેની પ્રશસા ખુદ મહાવીરદેવે સ્વમુખે કરી છે તેમના સામાયિકની તોળે આવી શકે તેવુ ભાગ્યેજ અન્ય કરી શકતુ તેથી તો જ્યા ઉદાહરણની જરૂર જણાતી ત્યા તેમનુ નામ લેવાતુ આવી ખ્યાતિધારક નગરી આજે હતી ન હતી થઈ છે, છતા પૂર્વની સ્મૃતિ તાજી કરાવવા વિપુલગિરિ વૈભારગિરિ આદિ પાચ ટેકરીઓ તો વિદ્યમાન છે આજે પણ ત્યા દહેરીઓ અને ચરણપાદુકાઓ શોભી રહી છે વૈભારગિરિની તળેટીમા

ટાઢા-ઉના પાણીના કુંડો યાત્રિકને આનંદ આપે છે  આજે પણ ધન્ય-શાળિભદ્ર અનશન કર્યું હતું તે શિલા સ્થાન અને શ્રેણીકનો જ્યાં ભંડાર હતો એ ગુફા દેખાડવામાં આવે છે  ભૂતકાળની ઝાંખી કરાવવા શું એટલું બસ નથી! ઉતરવા સારૂ ગામમાં સગવડવાળી ધર્મશાળા છે વળી નજીકમા દેવાલય પણ છે, સીધુ સામાન મળી શકે છે

પાવાપુરી અને રાજગૃહીની સમિપમા જ થોડા માઈલના અંતરાળે એક તરફ કુંડનપુર (ગોબરગ્રામ) બીજી બાજુ ગુણશીલ-વન અને એથી થોડે દૂર ક્ષત્રીયકુંડ નગર આવેલા છે નગરથી થોડા ફાસલા પગ નાની ટેકરી ચઢ્યા બાદ જ્યા પ્રભુશ્રી મહાવીરનો જન્મ થયો હતો એ જગ્યા આવે કે ધર્મશાળાની નજીકમા જ નદી વહે છે એ પ્રમાણે કાકંદી નગરી પણ બહુ દૂર નથી સુવિધિનાથની એ જન્મ ભૂમિ છે કુંડનપુરથી બિહાર આવી ત્યાથી ટ્રેન મારફતે પટણા યાને પાટલીપુત્ર આવવુ આજે પણ ત્યા જિનમંદિરો તેમજ જૈનોની વસ્તી છે યાત્રિકો માટે સરાઈઓ તેમજ બીજી સોઈ પણ છે કુંડલપુરથી થોડે દૂર ખોદકામ કરતા જુના સમયની વિદ્યાપીઠના ખંડિયેર જડી આવ્યા છે પુરાતત્ત્વ શોધકો એ સ્થાનને નાલંદા તરિકે ઓળખાવે છે એ બનવા જોગ છે કેમકે રાજગૃહથી એ સ્થાન બહુ દૂર નથી આમ ભૂતકાળની વસ્તુઓ પ્રત્યક્ષ પુરાવાથી ઐતિહાસિક બનતી જાય છે ટ્રેન માર્ગે જતા લખનૌ-કાશી યાને વાણારશી (બનારસ) તેમજ તેની સમીપમા આવેલ નગરીઓ સિંહપુરી ચંદ્રપુરી, અને રત્નપુરી એ સર્વ કલ્યાણક ભૂમિઓ હોવાથી તીર્થરૂપ છે કાનપુર અલ્હાબાદ દિલ્હી નજીકમા હસ્તિનાપુર છે કે જે એક કરતા વધુ તીર્થપતિઓની કલ્યાણભૂમિ છે તેમજ આગ્રા આદિ સ્થળમા પણ જિનબિંબના દર્શનનો તેમજ ભારતવર્ષની વિશિષ્ટ ચીજોના નિરીક્ષણનો લાભ પ્રાપ્ત થઈ શકે તેમ છે ઉત્તરમાં પંજાબ પણ આજે તો જૈનસમાજની દૃષ્ટિએ ખાસ તીર્થરૂપ છે કાંગરામા પણ પ્રાચીન

મૂર્તિઓ હોવાનું સભળાય છે ગુજરાનવાળા, અ ભાલા આદિમા રમણીય દેવાલયો છે

બંગાળમા કલકત્તા, અજીમગંજ, મુર્શીદાબાદ આદિ સ્થાનોમા રમણીય જિનાલયો છે કલકત્તામા બાબુ બદ્રીદાસજીનુ વાડીમાનુ દેરાસર એવુ તો જોવા લાયક છે કે માત્ર જૈનોજ નહીં પણ સખ્યા-બધ જૈનેતર મુસાફરો એને જોયા સિવાય કલકત્તા છોડતા જ નથી મુર્શીદાબાદમા સ્ફટિકની પ્રતિમાઓ સખ્યાબધ દૃષ્ટિગોચર થાય છે અને જગતશેઠનુ કસોટીના પથ્થરથી બાધેલ મદિર તે કુડ સૌ કોઈનુ આકર્ષણ કરે તે વળી આ તરફના જમીનદાર બાબુ સાહેબની સ્વામીભક્તિ પણ અવશ્ય પ્રશસનીય છે

આબુ નજી. કુભારીયાજીના કારીગરીવાળા દેવાલયો કે જ્યા ખરેડી થાને આબુરોડ થઈ જવાય છે એ દર્શન કરવા યોગ્ય અને એક વાર નજરે જોવા જેવા છે મત્રીશ્વર વિમળે એમા દ્રવ્ય નહિ પણ અતર ખરચ્યુ છે એમ કહી શકાય ભક્તિવત્સલ હૃદય શુ કરે છે તેનો ખ્યાલ આવે છે

પાટણમા પચાસરા પાર્શ્વનાથ તેમજ ચારૂપમા શામળા પાર્શ્વનાથ તથા શ્રી શખેશ્વરજીનુ તીર્થ ખાસ ધ્યાન ખેચે તેવા છે હારીજ સુધી રેલ્વેમા ગયા બાદ ગાડામા શખેશ્વરજી જવાય છે હવે તો વીરમગામથી મોટર મારફતે પણ ત્યા જઈ શકાય છે સપાટ પ્રદેશમા આ તીર્થ આવેલુ છે એનો મહિમા પણ જાગતો ગણાય છે ઉતરવા આદ ધર્મશાળાઓની સગવડ સારી છે ગવનપુરની દેખરેખ હેઠળ છે ભોયણી પાનસર અને સેરીસા પ્રસિદ્ધ જ છે એ સર્વ અમદાવાદની નજીક હોવાથી ટ્રેન માર્ગે ત્યા જઇ આવવુ સુગમ પડે છે ખેડા નજીક માતર પણ સાચા દેવના ધામ તરિકે ઓળખાય છે ખભાતમા સ્થભણ પાર્શ્વનાથની નિલમની પ્રાચીન ને ચમત્કારિક મૂર્તિ છે એ સ્થાન પણ પ્રાચીન અને ઐતિહાસિક છે ત્યાં બીજા પણ જોવા લાયક દેરાસરો છે આણદથી ટ્રેન માર્ગે ત્યા જવાય છ

મુબાઇ તરફ જતા જગડીઆમા આદીશ્વરજી, ભરૂચમા મુનિ-સુવ્રત સ્વામી તેમજ જબુસર લાઈન પર કાવી-ગધારમા દેવાલયો છે આવી જ રીતે રતલામ લાઇન પર થઈ ઉજ્જૈન જતા ત્યા શ્રી, અવતિ પાર્શ્વનાથ ને મક્ષીજીના ધામ તેમજ ઇદોરથી માડવગઢ ભોપવરના જોવા લાયક દેવાલયો અને ખુદ ઇદોર અજમેરના દેવાલયો પણ દર્શનીય છે રાણકપુરજીનો ત્રૈલોક્યદીપક પ્રાસાદ તેમજ પચ તીર્થમા આવતા વરકાણા નાડોળ નાડુલાઇ સાદડી ને રાતા મહાવીરના પ્રસિદ્ધ સ્થાનો તેમજ બામણવાડામા મુછાળા મહાવીર ને જીરાઉલી પાર્શ્વનાથની યાત્રા અવશ્ય કરવા યોગ્ય છે ઇડરગઢ ઉપરના દેવાલયો જુહાર્યા વિના ને ફલોધિ પાર્શ્વનાથ દેખ્યા વિના જીવન સાફલ્ય ન જ ગણાય જેસલમીર ને બીકાનેરના દેરાસરો પણ વદન યોગ્ય છે કાઠીયાવાડમા ભાવનગર થઇ તળાજા થઇ ત્યાની નાની સુદર ટેકરીપર આવેલ સાચાદેવ સુમતિનાથના મનોહર બિબને જોયા વિના તીર્થયાત્રા અધુરી જ ગણાય, એ ઉપરાત ઘોઘામા નવખડા પાર્શ્વનાથ પ્રભાસપાટણમા ચદ્રપ્રભુજી તેમજ અજાવરા પાર્શ્વનાથ અને જામનગર વેરાવળના દહેરા અવશ્ય જોવા જેવા છે દક્ષિણમા આકોલા થઇ શ્રી અતરિક્ષ પાર્શ્વનાથજીના દર્શન વગર જન્મ વ્યર્થ સમજવો એવી જ રીતે નિઝામ હૈદ્રાબાદ નજીક શ્રી કુ પાકજીનું તીર્થ છે જ્યા માણિક્ય સ્વામી તરિકે ઓળખાતી શ્રી આદીશ્વરજીની વિશાળ મૂર્તિ છે માર્ગમા દિગબરી તીર્થ શ્રવણ બેલ્ગુલમા અતિ ઉચી શ્રી બાહુબળજીની મૂર્તિ અવશ્ય પ્રેક્ષણીય છે કચ્છમા ભદ્રેશ્વર તીર્થ જાણીતું છે

આમ નાના તીર્થોની ગણના કરતા તાગ પમાય તેવુ છે જ નહિ આ સિવાય રાજપુતાના મેવાડ, મારવાડ અને શિરોહીના પ્રદેશમા એવા તો કેટલાયે મદિરો છે કે જેના દર્શન કરતા આત્મા અનેરો આનદ અનુભવે અને જેની કારીગરી જોતા પ્રાચીન શિલ્પ માટે બહુમાન ઉપજે ટેકરી પર આવેલા તીર્થોમાંનો મોટો ભાગ

જૈન તીર્થોનો જ હોય છે કદાચ કાળને લઈને ભલે તે આજે લુપ્તપ્રાય થયા હોય યા જર્જરિત દશામા હોય આ સિવાય હાલ નહિ માલમ પડતા તીર્થોની યાદી પણ મળી આવે છે ઈત્યલમ્

પર્વના દિવસો—

પર્વો એટલે પવિત્ર દિવસો, ધર્મકરણીના દિવસો અથવા તો આનદના દિનો એવો સામાન્ય પ્રકારે અર્થ થાય છે વળી અન્ય તીર્થીઓના પર્વોથી જૈનોના પર્વો કેટલીક બાબતમા જુદા પડે છે જૈનધર્મ મુખ્યતયા આત્મિક શ્રેય તરફ દોરનાર હોવાથી એ ત્યાગપ્રધાન છે એટલે એના પર્વોમા ત્યાગવૃત્તિ કેળવવાની, ઇન્દ્રિયોનો રોધ કરવાની અથવા તો આરભ-સમારભ ઓછો કરવાની ભાવના સવિશેષ રમતી નયનપથમા આવે તેમ છે વસ્તુત વિચાર કરતા આમા સમાયેલ રહસ્ય પણ સહજ ગળે ઉતરે તેમ છે રોજના કરતા પર્વદિને આત્મા વધારે ધર્મ સન્મુખ થાય અથવા તો વધારે આત્મનિરીક્ષણ કરી, દોષજનક પ્રવૃત્તિથી વેગળો થાય એ જ ઇષ્ટ છે તો જ પર્વ માન્યાની સફળતા છે સમજુઓ માટે પર્વની જુદી અગત્ય ન જ હોય છતા બાળજીવોને એ માર્ગે સુપ્રમાણમાં આકર્ષી શકાય છે અને જે કાર્ય રોજ ન બની શકતુ હોય તે આવે ટાણે મોટા ભાગને માટે શક્ય બની જાય છે આમ પર્વસ્થાપનામા મહાન્ ઉદ્દેશ રહ્યો છે

પર્વોમાના કોઈ જ્ઞાન-આરાધન અર્થે હોય છે તો કોઇ વળી ચારિત્ર-સુધારણાની પુષ્ટિ કરે છે અન્ય તપવૃદ્ધિના હેતુભૂત હોય છે, જ્યારે કેટલાક તીર્થંકરની જન્મતિથિરૂપ હોઇ એ દ્વારા તેમના જીવન વૃત્તની ઝાખી કરાવનારા હોય છે વળી ઘણાખરામા કેવળ એ વેળા ઉપવાસાદિ તપ કરી, સારોયે સમય જ્ઞાનાર્જન, ધર્મક્રિયાકરણ અને આત્મચિંતનમા વ્યતીત કરવાનો હોય છે કષાય પ્રમુખ દોષોનુ નામ એ વેળા સ્વપ્નમા પણ યાદ કરવાનુ નથી તો એવુ પ્રત્યક્ષ સેવન તો સભવે જ શી રીતે ? થોડાકમાં તપને સ્થાને જમણ દેખાય છે, છતા

એમા સાત્વિક આહારને વિસારવાપણુ તો ન જ સભરી શકે વર્ષમા બે વાર આયબિલ કરવાના ખરા પ્રસગો આવે છે જે વેળા એક વાર નિરસઆહાર કરી નવ દિન ધર્મકરણીમા વ્યતીત કરાય આમ પર્વોની વિવિધતા છે

વળી પ્રત્યેક માસની બે આઠમ અને બે ચૌદશ (શુક્લ તથા કૃષ્ણ) તથા પૂર્ણિમા અને અમાવાસ્યા તો પર્વણી તરીકે જ ઓળખાય છે એ તિથિ દિવસે વ્રતધારી આત્માઓ જરૂર કંઈ ને કંઈ વ્રત-નિયમ ધારે છે-ઉપવાસાદિના પચ્ચખાણ લે છે સામાન્ય રીતે આ દિવસો અને આવા બીજા દિવસો તપ આરાધન માટેના છે

૧ નવુ વર્ષ (કા શુ ૧) આ દિનનુ માહાત્મ્ય જૈનોમા ઉભય રીતે છે એક તો પ્રાતઃકાળમા પ્રભુશ્રી મહાવીરદેવના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીને કેવળજ્ઞાન થયુ હતુ તે માટે કલ્યાણક દિન તરીકે તેમજ આગળની અમાવાસ્યાની પાછલી રાત્રિમા ભગવાન મહાવીર મુક્તિ પામ્યા ત્યારથી વીર સવત્સર પ્રવર્ત્યો તેનો પ્રથમ દિવસ પણ આ હોવાથી અને બીજુ કારણ તો શ્રી વિક્રમ સવત્સરની શરૂઆત પણ આ દિનથી થતી હોવાથી સુપ્રસિદ્ધ છે આ આનદના દિન તરીકે ઉજવાય છે મનુષ્ય પવિત્ર થઇ દેવદર્શન કરવા સારુ સવારમા વેળાસર નીકળી પડે છે પરસ્પર જયજિનેદ્ર નમસ્કાર વા સાલ મુબારક કરે છે અને ખાસ કરી ગુરુ પાસે જઇ શ્રી ગૌતમસ્વામીનો રાસ યા છદ શ્રવણ કરે છે

૨ ભાતૃબીજ—ભાઇબીજ (કા શુ ૨) શ્રી મહાવીરદેવના કાળધર્મ પામ્યાથી તેમના વડિલભ્રાતા નદિવર્ધનને શોક થયો હતો જે તેમની ભગિની સુદર્શનાએ આ દિને પોતાને ત્યા જમવા આમત્રી મુકાવ્યો ત્યારથી આ પર્વ પ્રવર્ત્યુ આ પણ આનદ-પ્રમોદનો દિન છે.

૩ સૌભાગ્ય પચમી યાને જ્ઞાનપચમી (કા શુ ૫) ખાસ કરી આ દિવસ જ્ઞાન-આરાધના અર્થે પસદ કરવામાં આવ્યો છે

મુખ્ય હેતુ તો એમા એ પણ ▪ કે ચોમાસુ પસાર થયુ હોવાથી ભંડારોમાં સાચવી રાખેલ પ્રત-પુસ્તકોને સૂર્યના પ્રકાશમા ગોઠવવા કે જેથી ભેજ હવા આદિ ઊડી જાય તેમજ આત્માનો જે મુખ્ય ગુણ જ્ઞાન તેની ખીલવણી થાય. એની પૂજા પ્રભાવના કરવાથી જ્ઞાનાવરણીય કર્મ તોડવાની શુભ ભાવના પણ આ પર્વની ઉજવણીમા સમાયેલી છે આ દિને દરેક વ્યક્તિએ યથાશક્તિ તપ કરી મતિ આદિ પાચે જ્ઞાનના આરાધન માટે સારોયે દિવસ દ્રવ્ય-ભાવ-પૂજન ઉપરાત કાયોત્સર્ગ અને નવકારવાળીદ્વારા જાપમા વ્યતીત કરવાનો છે ચાલુ સમયે આ દિને દરેકે દરેક ઉપાશ્રયમા જ્ઞાનના સાધનો ઠવણીય દ્રવ્યાદિની સામગ્રી સહિત ગોઠવવામા આવે છે લોકો તે સન્મુખ ધુપ-દીપ ધરે છે નૈવેદ્ય-ફળ ઢોકે છે અને અક્ષત વધાવે છે તેમજ વાસક્ષેપ-પુષ્પવડે તની પૂજા કરે છે વળી ખાસ કરી કાગળના ભુંગળા ને બરાના ટુકડા મૂકે છે આ પ્રથા અસલની રહસ્યમય પ્રણાલિકાનું લીસોટારૂપ આચરણમાત્ર છે

દેશ-કાળ પર લક્ષ દોડાવી આજે જ્ઞાનપૂજનનો વિસ્તાર જુદી રીતે કરવો જોઇએ છાપવાની શોધ પછી ગ્રંથ પ્રગટ કરવામા ઘણી સરલતા થઈ છે, એટલે હવે માત્ર જ્ઞાનને ભંડારમા બંધ કરી રાખવાને બદલે પાશ્ચિમાત્ય દેશની પદ્ધતિ પ્રમાણે વિશાળ લાયબ્રેરી યાને પુસ્તકાલય તરીકે સુન્દર મકાનની પસંદગી કરી સારા કબાટોમા રાખવુ ઘટે અને એ મૂકવા લેવા માટે તેમજ સર્વ કોઈ જિજ્ઞાસુ તેનો છૂટથી ને સરળતાથી લાભ લઈ શકે તેવો ઉચિત પ્રબંધ કરવો જોઇએ જ્ઞાનપંચમી ભલે મુખ્ય પર્વ રહે, બાકી આત્માના પ્રધાન ગુણરૂપ જે જ્ઞાન એની પૂજા આરાધના સતત થાય એ હેતુથી ઠેર ઠેર સરસ્વતીના મંદિર ઊભા કરવા જોઇએ એક પૂજ્ય સૂરિમહારાજના વચન અનુસાર કહીએ તો પ્રત્યેક દેવમંદિર કે જ્યા વીતરાગની ધ્યાનસ્થ મુદ્રાવાળી મૂર્તિ બિરાજતી હોય છે ત્યા એ જ વીતરાગદેવે દર્શાવેલ આત્મકલ્યાણના માર્ગને સમજાવનાર આગમ-સંગ્રહ અર્થાત

પુસ્તકસંગ્રહ પણ અવશ્યમેવ હોવો જોઇએ અરિહંતદેવના અનેકાંત માર્ગને સમજવાના સાધનોમાં વર્તમાનકાળે મુખ્યતા 'મૂર્તિ અને આગમ' ની જ છે

ઉપરનો રસ્તો માત્ર સૂચનરૂપ છે બાકી વીસમી સદીના વિદ્યાનયુગમાં જ્ઞાનપ્રચારના ઘણા ઘણા સુંદર માર્ગો પ્રચલિત છે કે જેનો લાભ જૈન સમાજ પણ વિનાસંકોચે લઇ શકે છે અને એ દ્વારા શ્રી તીર્થંકર પરમાત્માની અમોઘ વાણી માત્ર હિંદુસ્તાનમાં જ નહિ પણ પાશ્ચિમાત્ય દેશોમાં અને સાગમે વિશ્વમાં એટલે કે અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને આફ્રિકાના ખૂણામાં પણ ફેલાવી શકે છે એના પાનથી કોટિગમે જીવો કલ્યાણસાધક બનવા સુતભ ▮ વળી સર્વજ્ઞદેવની અનુપમ વાણીને ભિન્નભિન્ન ભાષાઓમાં ઉતારી અતિશય સસ્તી કિંમતે પ્રચાર કરવો ઘટે કે જેથી માત્ર તે વિદ્વાન કે શ્રીમંતોના ઉપયોગનું સાધન ન બની રહેતા સામાન્ય કક્ષામાં વર્તતા જીવો માટે અને ઓછી કમાણીવાળા લોકો માટે પણ ભોગ્ય બને જ્ઞાની પુરુષોએ સ્વસિદ્ધાંતો સંસ્કૃત જેવી પંડિતભોગ્ય ગિરામાં ન રચતા પ્રાકૃત જેવી સાદી વાણીમાં સરજ્યા એનો હેતુ તો એટલો જ કે એનો લાભ બાળજીવો અને મંદ બુદ્ધિવાળા આત્માઓ પણ લઇ શકે જ્ઞાનપર્વનું સુંદર આરાધન ઉપરોક્ત પંથે ગયા વિના કયાંથી થઇ શકે?

૪ મૌન એકાદશી (માગશર શુ. ૧૧) આ પર્વ પણ તપ આરાધન અર્થે જ છે જ્ઞાનપંચમી જેમ જ્ઞાનગુણની સાધના સારુ ▮ તેમ આ એકાદશી મૌન ગુણ ખીલવવા માટે છે દરેક વ્યક્તિ મૌનતાને કેળવીને ઘણી પ્રગતિ સાધી શકે ▮ એથી આવતા કર્મો પર ઠીક-ઠીક અંકુશ પ્રાપ્ત થાય છે માત્ર જરૂર પૂરતી જ ભાષા વાપરવાની શક્તિ સિદ્ધ થાય ▮ વળી એ ભાષા પણ વિચારપૂર્વક પ્રગટ કરાય છે, એટલે એની અસર ઘણા જ વેગવાળી હોય છે આ બધી શક્તિ પ્રાપ્ત કરવાનું સાધન વાણી પર અંકુશ રાખી વિચારપૂર્વક કેળવવામાં આવેલી મૌનવૃત્તિ જ છે એ વેળા આત્મચિંતનને સંપૂર્ણ અવકાશ

મળે છે બાહ્યવૃત્તિઓથી પરાઙ્મુખતા પ્રાપ્ત થાય છે એટલે આત્માને આંતરિક વિષયોમા વિચારવાનું સરળ થઇ પડે છે આજે પણ આપણે મહાત્મા ગાંધીજીના મૌન સોમવારનું માહાત્મ્ય આપણી નજર સામે જોઇ રહ્યા છીએ જો કે આ પર્વના મૂળમા રહેલ એની ઉત્પત્તિ તીર્થંકરદેવ શ્રી નેમિનાથ સાથે વાસુદેવ શ્રી કૃષ્ણના વાર્તાલાપ પરથી જણાય છે છતા બુદ્ધિ સહ મેળ મેળવતાં આ ગુણની આવશ્યકતા પણ પ્રત્યેક વ્યક્તિને ઓછી તો નથી જ, કષાયોને રોધવાનો મૌન સેવન એ રાજમાર્ગ છે

૫ કાર્તિક ચોમાસી ( કા શુ ૧૪ ) આ દિને દેશાવકાશિક વા પૌષધ તપ કરનારાઓની સખ્યા વિશેષ હોય છે તપની આરાધના અને ચોવીશ જિનની વદના એ મુખ્ય કર્તવ્ય છે સધ્યાકાળે માત્ર દિવસ સબધી જ નહીં પણ ગત ચાર મહિના દરમિયાન થએલ દોષોની ચોમાસી પ્રતિક્રમ વેળા ક્ષમાપના કરવામાં આવે છે આ પ્રથમ ચોમાસી છે આ દિવસ પછી ભાજી, પાન, ખજુર વીગેરે ખાવાની છૂટ થાય છે ઉકાળેલ પાણી વિગેરેનો કાળ પણ બદલાય છે તાત્પર્ય એ જ કે શિયાળાની ઋતુ બેસતી હોવાથી તેને અનુરૂપ ક્રમ ગોઠવાય છે

૬ કાર્તિક પૂર્ણિમા ( કા શુ ૧૫ ) આ દિને અવશ્ય તપ કરનાર હોય છે છતા મુખ્ય રીતે આ પર્વ દેવદર્શન યાને સિદ્ધાચળ યાત્રાદિન તરીકે સુપ્રસિદ્ધ છે એ પવિત્ર દિવસે શ્રી શત્રુંજયગિરિ પર ઘણા જીવો ભૂત કાળમા મુક્તિપદને વર્યા છે તેથી પાલીતાણામા એ દિને ખાસ કરીને મોટો યાત્રાળુ સમૂહ એકત્ર થાય છે, વળી ચોમાસા પછી યાત્રા શરૂ કરવાનો એ પ્રથમ દિન હોવાથી પણ સહજ જનસખ્યા વિશેષ હોય છે જ્યા જ્યા જૈન સમુદાય વસ્યો હોય છે ત્યા ત્યા આ દિવસે શહેર યા ગામની નજદીકમાં સિદ્ધાચળનો પટ

( નકશો ) બાંધવામાં આવે છે જૈન જનતા એના દર્શન કરી યાત્રા કર્યાનું ફળ પ્રાપ્ત કરે છે આ દિનથી સાધુઓ માટે વિહાર ખુલ્લો થાય છે

૭ પાર્શ્વ દશમી યાને પોશ દશમ (માગ વ ૧૦) આ દિવસે ત્રેવીશમા જિન શ્રી પાર્શ્વનાથ જન્મ્યા છે તેથી એનુ મહાત્મ્ય જન્મ કલ્યાણક તરીકે છે એ દિને કેટનાક આત્માઓ અવશ્ય એકાશન કરે છે સામાન્યત જૈનેતર સમાજમા ચોવીશ તીર્થંકરમાંથી શ્રી પાર્શ્વનાથની ખ્યાતિ સવિશેષ છે વળી તેઓ પુરુષાદાની ને પ્રભાવી હોવાથી એમના સબધી ચમત્કારો પણ વિશેષ બન્યા છે એટલે ઘણાખરા તો જૈન ધર્મને પાર્શ્વનાથના ધર્મ તરીકે જ ઓળખે છે વળી બીજા તીર્થંકરોની પ્રતિમા કરતા એમની પ્રતિમા–સખ્યા સવિશેષ દૃષ્ટિગોચર થાય છે એ પણ સુપ્રસિદ્ધતાનું એક પ્રબળ સાધન છે આ દિવસને આનંદનો દિન સમજી પૂજા ભણાવી કેટનાક એ નિમિત્તે જમણ પણ કરે ■

૮ મેરુ ત્રયોદશી યાને મેરુ તેરશ (પોષ વ ૧૩) આ પર્વનું મહાત્મ્ય નારીવૃંદમા સવિશેષ છે વૃતાદિકના મેરુ ( પર્વત ) બનાવી દેવાલયમા મુકવામા આવે છે વળી એ દિને ખાસ કરીને છઠને છઠ તપકરણી કરવામા આવે છે

૯ ફાગુન ચોમાશી (ફા શુ ૧૪) શીતઋતુના સમાપ્તિકાળે અને ગ્રીષ્મના મડાણમા આ બીજી ચોમાસી આવે છે એ કાળે ઋતુના ફેરફારોની અસર આહારાદિ વસ્તુઓ પ થાય છે એથી ભાજીપાલો તેમજ ખજુર નિ ચીજોમા જીવોત્પત્તિનો સભવ થાય છે એટલે તે સર્વનો ત્યાગ ઇષ્ટ મનાય છે આ દિનની ઉજવણી પણ પૌષધ દેશાવકાસિક કે ઉપવાસ આદિના વ્રતથી થાય છે ચોવીશ જિન સબધી દેવવદન વિધિ પ્રથમ ચોમાશી માફક સમજવાનો છે કેટનાક વ્રતધારીઓ ફા શુ ૧૪ ને ફા શુ ૧૫, જે હોલિકા પર્વ તરીકે ખ્યાત છે તેનો છઠ્ઠ કરે છે સધ્યાકાળે ચોમાસી પ્રતિક્રમણ કરાય છે

૧૦ હોલિકા પર્વ (ફા શુ ૧૫) જૈન ધર્મમાં આ સબધમા એક ચોક્કસ કથાનક ■ જે હોલિકા તથા હુઢાની ' કથા તરીકે વર્ણવાય

છે અગ્નિમા કાષ્ઠ બાળવા, ધુળ ઉરાડવી, ફાગ કે અપશબ્દભરી વાણી ઉચ્ચારવી અને યથેચ્છ વિહાર કે કુચેષ્ટાઓ કરવી એ જૈનધર્મને મ જુર નથી સમજુ વ્યક્તિ એવી પર્વ ઉજવણીમા પ્રમોદ ન જ માને વસ્તુત દહન તો કર્મનુ કરવાનુ છે જે તપાદિ કરણીના પાલનમા જ સભવે છે

૧૧ શ્રી મહાવીર જયતિ (ચૈત્ર શુ ૧૩) વર્તમાન જૈન શાસનને પ્રવર્તાવનાર ચરમ જિનપતિ શ્રી મહાવીર દેવનો એ જન્મદિન છે આમ તીર્થની દૃષ્ટિએ મૂળપુરુષ ગણાતા અને તીર્થ કરોની ગણત્રીએ છેલ્લા મનાતા તીર્થપતિ શ્રી મહાવીરસ્વામીનુ જન્મકલ્યાણક વિવિધ પ્રકારે ઉજવવુ એ પ્રત્યેક જૈનનુ આવશ્યક કાર્ય છે કોઇ એ દહાડે તપાનુષ્ઠાન કરે તે માટે મનાઈ ન જ હોય છતા આ પર્વ આનદ-ઉલ્લાસનુ ગણાય એ દિને પૂજા-સગ્ઘસ-વરઘોડો અને ભાષણ કે વ્યાખ્યાનોદ્વારા પ્રભુશ્રીનો ઉપદેશ જૈનોમા જ નહિ પણ જૈનેતરોમા પણ સારી રીતે પ્રચારી શકાય એવા માર્ગો યોજાય ■ અને હજુ સવિશેષ યોજવાની આવશ્યક્તા છે પ્રભુશ્રીની અહિંસા, સત્ય અને અનેકાત શૈલી સબધી જેટલુ જ્ઞાન વધારે વિસ્તારવામા આવે એટલી હદે વિશ્વ પર શાતિનુ સામ્રાજ્ય વધે એ નિસન્દેહ વાત હોવાથી 'સવિ જીવ કરુ શાસનરસી' એવી ઉદાર ભાવનાથી આ દિવસનુ માહાત્મ્ય સાવજનિક કરવા યત્ન સેવવો ઘટે

૧૨ ચૈત્રી પુર્ણિમા (ચૈત્ર સુ૦ ૧૫) કાર્તિકીની માફક જ આ દિનનુ માહાત્મ્ય પણ ખાસ કરી શ્રી શત્રુજય યાને શાશ્વત તીર્થ સહ જોડાયલુ છે એ પુન્ય અવસરે શ્રી યુગાદિ જિનના પ્રથમ ગણધર પુડરીકજી કિંવા રૂષભસેન શત્રુજયની શીતળ છાયામા કર્મોથી કાયમને સારુ મુક્ત થયા એ સાથે સખ્યાબધ આત્માઓએ સ્વકલ્યાણ સાધ્યુ પાલીતાણામા ઉક્ત દિને ખાસ કરી યાત્રાળુઓ મોટી સખ્યામા એકત્ર થાય છે ને દાદાના દરબારમા રથયાત્રાદિ મહોત્સવપૂર્વક પૂજા ભણાવી, તપકરણીપૂર્વક આત્મકલ્યાણમા દિવસ વ્યતીત કરે છે અન્ય સ્થળોમા

પણ શત્રુંજયનો પટ બંધાય છે ને શ્રદ્ધાળુઓ તેના દર્શનથી યાત્રા કર્યાનો લ્હાવો લે છે. કેટલેક સ્થળે સમવસરણની રચના કરવામાં આવે છે. વળી આયંબિલની હોળીનો આ છેવટનો દિન હોવાથી નરનારીઓ આહ્‌લાદપૂર્વક વિધિ પણ ત્યાંજ આચરે છે. સમવસરણની રચનાથી પ્રેક્ષકને અને દર્શન કરનારાઓને સહજ ખ્યાલ આવી શકે કે પ્રભુશ્રી પોતાની વિદ્યમાન અવસ્થામાં એનો આશ્રય લઈ બાર પર્ષદા સમક્ષ માલકોશ રાગમાં સૌ કોઈને સમજાય તેવી મનોહર શૈલીમાં–દેશના દેતા હતા. એ સાંભળી ઇંદ્રો, ચક્રવર્તીઓ કે રાજા–મહારાજાઓ માત્ર નહીં પણ નરનારી અને તિર્યંચો પ્રમુખ કોટિગમે જીવોનું કલ્યાણ સધાતું. ચાલુ સમયની સામગ્રીનો ઉપયોગ કરી આખુંયે દૃશ્ય ગોઠવવામાં આવે તો તે તાદૃશ્ય ચિતાર રજૂ કરી એક સુંદર બોધપાઠરૂપ નિવડે તેમ છે.

૧૦ અક્ષય તૃતીયા (વૈશાખ શુ ૩) આ તેજ દિન છે કે જે દિવસે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવે એક વર્ષના ઉપવાસ પછી શ્રી શ્રેયાંસ કુમારને ઘેર ઇક્ષુરસ (સેલડીનો રસ)થી પારણું કર્યું. એ વેળા પ્રભુશ્રીની કરપાત્રશક્તિથી હાથ ઉપર ઠલવાતા ઇક્ષુકુંભોમાંથી એક બિંદુ સરખું પણ નીચે પડ્યું નહીં અને વહોરાવનાર શ્રી શ્રેયાંસકુમારને પણ એ અક્ષય ફળદાતા નિવડ્યું. વર્ષીતપનું પારણું આજે પણ ઉક્ત દિને કરવામાં આવે છે. જો કે એ સબંધી ક્રિયા સિદ્ધાચળ (પાલીતાણા)માં કરાય છે, જ્યારે ખરી રીતે એ શ્રેયાંસકુમારની જન્મભૂમિ (હસ્તિનાપુર) કે જ્યાં તેમણે શ્રી યુગાદીશને પારણું કરાવ્યું ત્યાં કરાવી જોઈએ.

૧૪ અષાઢ ચોમાસી (અષાઢ શુ ૧૪) ગ્રીષ્મની પૂર્ણાહુતિ ને વર્ષાનો પ્રારંભ. એ ઋતુ સબંધી ફેરફારના નાકા આગળ આવતી આ ત્રીજી ચોમાસી છે. એ વેળા પણ આહાર પાણી સબંધી કેટલાક ફેરફારો જરૂરના છે. વળી વરસાદમાં જીવાકુળ ભૂમિ થવાથી કેટલાંક

બંધનો પણ સાધુ-સાધ્વી માટે નિયત કરાયલા છે પૂર્વવત્ તપકરણી ઉપગત આ દિન પછી પ્રાય સાધુસાધ્વી ચાર માસ પર્યંત એક સ્થાને રહે છે જીવરક્ષા નિમિત્તે સથારો પણ પાટ પ્રમુખનો આશ્રય લઈ કરે છે, શ્રાવક-શ્રાવિકાઓનો મોટો સમૂહ પણ આ દિવસ પછી ઝાઝી મુસાફરી કરવાનુ કે વારવાર ગ્રામાતર કરવાનુ ઉચિત ગણતો નથી હાલમા રેલ્વે(ટ્રેન)નુ સાધન થવાથી અગાઉ માફક આ બ ધન દૃઢતાથી નથી પળાતુ

૧૫ દીપોત્સવી (આસો વ૦ ૦)) દીવાળી પર્વનુ મહત્ત્વ એ તો જગપ્રસિદ્ધ જ છે ધર્મી પુરુષો માટે આસો વદ ૧૪-૩૦ નો છટ્ઠ તપ કરવાનો હોય છે આમ છતા મોટો ભાગ આ દિનને આનદનો દિવસ ગણી સુદર વસ્ત્રાભૂષણોમા સજ્જ થઈ દેવદર્શન, પૂજા, પ્રભાવના ને મિષ્ટાન્ન જમણમા વ્યતીત કરે છે આ દિવસે છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરદેવ પાછલી રાત્રે મોક્ષપદને પામ્યા આમ આ નિર્વાણકલ્યાણક તો એક રીતે દુખકર પ્રસગ ગણાય છતા પ્રભુ તો સર્વથી ( કર્મો અને જગત ) મુકાયા, સાદિ અનતકાળ સુધી ટકી રહેનાર અનત સુખના ભોગી બન્યા એ આનદનો પ્રસગ પણ ખરો જ, માટે એની ઉજવણીમા એ ભાવનાનું પ્રાધાન્ય દૃષ્ટિગોચર થાય છે ઘરોમાં દિવા પ્રગટાવાય છે, કારણ કે ભાવ ઉદ્યોત વા દીપકરૂપ પ્રભુ તો આપણી વચ્ચેથી સિધાવી ગયા એટલે લોકોએ-જનતાએ-ભક્તોએ દ્રવ્યદીપકો પ્રગટાવી એ પ્રસગની યાદગીરી ચાલુ રાખી વળી સવત્સરનો છેલ્લો દિન પણ એજ એટલે વહીપૂજન માહાત્મ્ય પણ એની સાથે જોડાયુ

આમ આપણે એકેક દિવસના પર્વની વાત વિચારી ગયા હવે એક કરતા વધુ દિવસોવાળા થોડા પર્વો સબધી થોડુંક જોઇ લઇએ

૧૬ પર્યુષણ પર્વ—આ જૈન ધર્મના પર્વોમા મુખ્ય પર્વ ગણાય છે એનુ માહાત્મ્ય પણ સવિશેષ છે એની સરખામણી કલ્પવૃક્ષ અને શત્રુજય સહ કરાય છે, તેથી પર્વાધિરાજ નામ પણ

તેને શોભે છે એ આઠ દિવસનું પર્વ છે ચોમાસામાં આવે છે કે જે વેળા સંસારસ્થ જીવો ઋતુની પ્રતિકૂળતાને લઇ વ્યવસાયોથી કુદરતી રીતે જ પરાઙ્મુખવૃત્તિમાં વર્તતા હોય અને તેથી નિવૃત્તિ સહજસાધ્ય હોય શ્રાવણ વ૦ ૧૨ થી એની શરૂઆત થાય છે અને પૂર્ણાહુતિ ભાદ્રપદ શુ ૪ ના સર્વોત્તમ દિને થાય છે પ્રભુશ્રી મહાવીરદેવના સમયે અને ત્યારપછી કાલિકાચાર્ય નામના પ્રભાવકસૂરિના સમયમાં ઉક્ત આઠ દિનો શ્રાવણ વદ ૧૩થી ભા શુ ૫ સુધીના ગણાતા પાછળથી ફેર થવામાં જે ઇતિહાસ છે તે લાંબો અને વર્તમાનકાળના આપણા સરખા જીવોને નિરસ લાગે તેવો હોવાથી અને એટલું કહી સંતોષ માનીએ કે ધર્મના કામો જ્યારે પણ કરાય છે ત્યારે કલ્યાણકર બને છે આજે પણ જૂની રીતે એ પર્વનું આરાધન કરનાર છે આ પર્વના આગલા દિનને અત્તરવાયણા અને પાછલા દિનને પારણા દિન કહેવાય છે શ્રા વ ૧૨ ઉપવાસદિન શ્રા વ ૧૪ યથાશક્તિ તનકરણીદિન પ્રથમના આ ત્રણ દિવસોમાં અઠ્ઠાઇને લગતા વ્યાખ્યાનો વંચાય છે પૂજા પ્રભાવના ને પ્રતિક્રમણ સવિશેષ થાય છે ઉપાશ્રયો ભર્યાભર્યા રહે છે આત્મામાં કુદરતી રીતે શમનવૃત્તિ ને આરંભ-સમારંભથી પીછેહઠ ઉદ્ભવે છે સામાન્યત ઉપાશ્રયનું દર્શન નહી કરનારા પણ આ દિવસોમાં ત્યાં દેખા દે છે શ્રા વ ૦)) એ કલ્પધરનો દિન કલ્પસૂત્ર કે જેની પવિત્રતા ને માહાત્મ્ય માટે બે મત જેવું છે નહી એની પૂજા (જ્ઞાનની પૂજા) ભણાવી વાચન શરૂ થાય છે સવારસાંજ બે વાર વ્યાખ્યાન ચાલે છે પ્રથમ શ્રી વીરચરિત્ર કુમાળામાં શરૂ થાય છે એ છ વ્યાખ્યાન સુધી ચાલે છે ભા શુ એકમ એ શ્રી વીરજન્મશ્રવણ દિન છે કેમકે ચોથા વ્યાખ્યાનને પ્રાંતે જન્મ થવાનો અધિકાર આવે છે સ્વપ્ન ઉતારવાની વિધિ થાય છે પારણા ઝુલાવાય છે રાત્રિજાગરણ કરાય છે અને મિષ્ટાન્ન ઉડાય છે ભાદ્રપદ શુ ૨ (તેલાધર) ઉપસર્ગો સંબંધી ને નિર્વાણને લગતા વ્યાખ્યાન ભાદ શુ ૩ સવારમાં ત્રેવીસ જિન સંબંધી સાતમું ને

સાજના સ્થવિરો સબંધી આઠમુ વ્યાખ્યાન થાય છે ભાદ્ર શુ ૪ સંવત્સરી, મૂળ કલ્પસૂત્ર યાને બારસા સૂત્ર (૧૨૦૦ શ્લોકપ્રમાણ ઉપરાંત થોડાંક) વિધિયુક્ત શ્રવણ કરાય છે એ દિને બાળકેજ કોઇ ઉપવાસ વગરનો રહે છે આ વાર્ષિક પર્વ તરીકે પણ ઓળખાય છે કેટલાક તો તેલાધરથી સંવત્સરી સુધીનો અઠ્ઠમ કરે છે પર્યુષણ પર્વના પાચ કાર્યોમાનું અઠ્ઠમ પણ એક છે આ દિવસે વર્ષ સુધીમા ક્ષમા નહિ કરાયેલા પાપો અને દોષો અવસ્ય ભભારી તેનાથી પાછા હઠવુ જ નહિ તો એ પછી આત્મા અનતાનુબંધી ચારેની ચોકડીમા ધકેલાઇ જાય છે, તેથી પરસ્પર ખમાવવાના કાર્યને ખાસ મહત્ત્વ આપવામા આવ્યુ છે રાઈ અને દેવસી પ્રતિક્રમણ એ દરરાજના પાપ આલોચવા સારૂ ■ પંદર દિન માટે પાક્ષિક અને ચાર માસ માટે ચોમાસી પ્રતિક્રમણની ગોઠવણ છે એ બધામા પણ કારણવશાત્ જેનો ફાળો ન ભરાયો હોય અથવા તો જેનાથી એ ચારેનો લાભ ન લેવાયો હોય તે સર્વ માટે આ સવત્સરી પ્રતિક્રમણ એ ઉવટની તરૂપ છે એ વેળા અવસ્ય પશ્ચાત્તાપદ્વારા એવો પાપભારથી મુક્ત થવુ જરૂરી છે સાચા હૃદયથી અને સમજપૂર્વક એ સર્વ ક્રિયા થાય તો જ એ માચુ 'મિચ્છામિ દુક્કડમ્', છે આ ઉપરાંત અમારિ પ્રવર્તન અર્થાત્ અભયદાન ને છૂટવાના કાર્યો, આરભ સમારભથી નિવૃત્તિ અને ચૈત્યપરિપાટી આદિ કાર્યો પણ આચરવાના હોય છે આઠે દિવસના ઉપવાસ કરનાર ને આ પૌષધમા રહેનાર આત્માઓ પણ આ દિવસમા મળી રહે છે કેટલાક આઠ ઉપવાસ કરી અઠ્ઠાઇ કરે છે કેટલાક આ પર્વ આવના પહેલા બે મહિના, મહિના, પંદર દિનથી ઉપવાસ આદરે છે આમ આના માહાત્મ્ય અનેરા છે

૧૭-૧૮ આસોમિનની ઓળી યાને નવપદ આરાધના પર્વ—ઉપરના પર્વની માફક આ પણ એક દિનથી અધિકનુ એટલે નવ દિનનુ પર્વ છે વળી એની વિશેષતા એ છે કે તે વર્ષમા બે વાર આવે છે ચૈત્ર સુદ ૭ થી ૧૫ અને આસો સુદ ૭ થી ૧૫ વળી

આ પર્વ શાશ્વતું પણ છે કેમ કે એ દિવસોમાં અવર્ણનીય વૈભવશાળી દેવતાઓ પણ આનંદવિલાસને છોડી દઈ નંદીશ્વરદ્વીપે જાય છે અને ત્યાં નવ દિન સુધી વિવિધ વાજીંત્રોના ગાન-તાન ને નૃત્યયુક્ત અર્હંત્ પ્રતિમાની પૂજામાં મગ્ન રહે છે. આ પર્વમાં ખાસ કરી સિદ્ધચક્રજી યાને નવપદની ક્રમશઃ આરાધના કરવામાં આવે છે. આયંબિલનો તપ એટલે કે કેવળ લુખું ભોજન માત્ર એક વાર લઈ નવ દિન સુધી એ તપ સંબંધી વિધિવિધાન અને પૂજામાં સારોયે સમય પસાર કરવામાં આવે છે. ખાસ કરી આ તપના પ્રભાવથી જેમનો કોઢ રોગ નષ્ટ થઈ જવા ઉપરાંત સિદ્ધચક્રજીના ધ્યાનથી જેમને ઋદ્ધિ-સિદ્ધિની પ્રાપ્તિ થઈ છે એવા શ્રીપાળ રાજાનો રાસ વાંચવામાં આવે છે. ઉપવાસ, એકાસન, નીવી આદિ તપોમાં આયંબિલની એક વિશિષ્ટતા ખાસ તરી આવે છે કે એ તપમાં રસવૃત્તિ પર જય પ્રાપ્ત કરવાની ખાસ શક્તિ રહેલી છે. રોગચાળાના સમયે કે મરકી આદિના ઉપદ્રવમાં પણ આ તપ દરરોજ હાર્દિક ભાવનાથી ચાલુ રાખવામાં આવે તો વિઘ્નો વિનાશ પામે છે. આ વાત શ્રદ્ધાના મુદ્દા પર અવલંબે છે. બાકી તો હરેક જાતનો તપ જરૂર આત્મિક વિકાસમાં સાધનભૂત થાય છે—પણ તે સમજપૂર્વક ને અન્ય સામગ્રી સાથ કરવામાં આવેલો હોય તો જ. જેટલે અંશે આત્મિક વિકાસમાં પ્રગતિ એટલે અંશે કર્મનો નાશ અને કર્મનાશ એટલે કષાયજય વા સંસારભ્રમણમાં ઘટાડો. ક્રોધાદિ કષાયો અને રાગ-દ્વેષાદિ શત્રુઓ પર સર્વથા જય મેળવવો એ જ મુક્તિ. તેથી જ તપને ઇચ્છાનિરોધ તરીકે ઓળખવામાં આવે છે અને વારંવાર એ સાથે કહેવામાં આવે છે કે તપ એટલે ઇચ્છા યા વાસનાનો જેમ જય તેમજ એ દ્વારા કષાયો પણ પાતળા પડવા જોઈએ. તપાદિ કરણીનું અંતિમ ધ્યેય તો કષાયોનો વિનાશ જ છે. ઇંદ્રિયો પર સંયમ એ કષાયોને પાતળા પાડવામાં સહાયભૂત થતો હોવાથી જ આહારાદિ ત્યાગ પર સવિશેષ વજન મૂકાય છે. બાકી બાર પ્રકારના

તપનું સ્વરૂપ વિચારતા સહજ સમજાય તેમ છે કે માત્ર આહાર ત્યાગ કરવાથી કે અમુક વખત આહાર ન વાપરવાથી તપની પૂર્ણાહુતિ નથી થઈ જતી આહારત્યાગ દ્વારા ઇન્દ્રિયોની ચચળતા અટકાવી, ખોરાકજન્ય પ્રમાદથી થતી શિથિલતા ટાળી, આત્માને પરમાત્માએ દર્શાવેલ અનુપમ આગમ-શ્રવણમા, સ્વાધ્યાયમા અથવા તો ધ્યાન કે આત્મચિંતનમા તદ્રૂપ બનાવવાનો છે એવી રીતે જ્ઞાનમા ઉંડા ઉતરી, ક્રમશ વિરતિ યાને ત્યાગવૃત્તિ કેળવી બાર બાહ્ય પરિગ્રહનુ મમત્વ મૂકાવવાનુ છે અને એ રીતે આત્માના મૂળ ગુણનું ભાન કરાવવાનુ છે-નિસર્ગાદિ ગુણોની ખીલવણી કરવાની છે આમ તપમા અચિંત્ય શક્તિ છુપાયેલી છે, તેથી તો કહ્યું છે કે यतं तपसा साध्यम् तपो हि दुरतिक्रमम् । તપનો પર્વ સાથે સબધ ગાઢતર હોવાથી પર્વ સબધી સ્વરૂપ વિચારતા તપ સબધી પણ આટલી વિચારણા કરી છે

## બાર અગો અને દ્વાદશાગી

પરમાત્મા મહાવીર દેવે જે જે વસ્તુ સ્વરૂપ કહ્યુ તે ઉપરથી ગણધર મહારાજાઓએ સૂત્ર રચના કરી એનું નામજ અગ વિદ્યમાન અગોની ગુથણી મુખ્ય શિષ્ય જબુસ્વામીને ઉદ્દેશીને ભગવત મહાવીરના પાચમા ગણધર શ્રી સુધર્મા સ્વામીએ કરેલી છે એમા ક્રમ એવો નિયત કર્યો છે કે ભગવાન મહાવીરદેવને શ્રી ગૌતમસ્વામી પ્રશ્ન પૂછે છે અને પ્રભુશ્રી તેનો ઉત્તર આપે છે આ તો રચના સબધી વાત થઈ, પણ એ સર્વ પુસ્તકારૂઢ તો પ્રભુના નિર્વાણ બાદ ૯૮૦ વા ૯૯૩ વર્ષો થયા અને તે વેળા સ્મરણશક્તિ અનુસાર આચાર્યોએ એકત્ર મળી સર્વ લખી લીધુ એમાં શ્રી દેવર્દ્ધિગણિએ તેમજ શ્રી સ્કદિલાચાર્યે મુખ્ય ભાગ ભજવ્યો છે પ્રથમ સરિજીએ વલ્લભીપુરમા અને પાછળનાએ મથુરામા અન્ય વિદ્વાન સૂરિપુગવોની સ્હાયથી એ કાર્ય પાર ઉતાર્યુ તેથી જ વલ્લભી વાચના અને માથુરી વાચના એવા બે ભેદ ગણાય છે આ

સબંધમા વધુ જાણવાના જીજ્ઞાસુઓએ મુનિશ્રી કલ્યાણવિજયજી કૃત વીર નિર્વાણ સવત ઔર જૈન કાળ ગણના એ નામનું ઐતિહાસિક પુસ્તક વાચવુ એમા સારી રીતે આ વિષય ઉપર અજવાળુ પાડવામા આવ્યુ છે અને પ્રચલિત સવત્સરો સાથે મેળ પણ મેળવ્યો છે આ રીતે યાદદાસ્ત મુજબ પ્રાપ્ત થયેલ બાબતો આપણને જે વારસામા અપાઈ તેનો ક્રમ નીચે મુજબ છે એ ઉપર વિદ્વાન આચાર્યોએ નિર્યુક્તિભાષ્ય-ચૂર્ણિ અને ટીકાઓ પણ રચેલી છે આ રીતે મૂળ અગ અને ઉપર પ્રમાણે એના પર ચાર જાતની નાની મોટી સમજુતીઓ મળી પચાગી કહેવાય એ સર્વ અધ્ધર છે

(૧) આચારગ સૂત્ર મુળ ૨૫૦૦ શ્લોક પ્રમાણ છે એ ૫૨,૪૫૦ શ્લોકની નિર્યુક્તિ ૮ ૦૦ ની ચૂર્ણિ અને ૧૨૦૦૦ શ્લોકની ટીકા છે એમા મૂળ જૈન મતનું સ્વરૂપ તથા સાધુસાધ્વીના આચાર સબધી વિવેચન મુખ્યપણે છે

(૨) સૂત્રકૃતાગ કે સૂયગડાંગ છે મૂળ ૨૧૦૦ શ્લોક ૨૫૦ ની નિર્યુક્તિ ૧૦૦૦૦ ની ચૂર્ણિ અને ૧૨૮૫૦ ની ટીકા છે મુખ્યપણે ૩૬૩ મતનું સ્વરૂપ વર્ણવેલ છે

(૩) ઠાણાગ-મૂળ ૩૭૭૫ અને ટીકા ૧૫૨૫૦ શ્લોકની છે એકથી દશ સુધી જગતમા જણાતી વસ્તુઓ સબધી વિસ્તારથી કથન છે

(૪) સમવાયાગ મૂળ શ્લોક ૧૬૬૭ ટીકા ૩૭૭૬ એમાં એકથી કોટાકોટિ સુધીના પદાર્થોનું કથન છે

(૫) ભગવતીજી મૂળ શ્લોક ૧૫૭૫૨ ટીકા ૧૮૬૧૬ શ્રી ગૌતમ સ્વામીએ કરેલા ૩૬૦૦૦ પ્રશ્નોત્તરો છે

(૬) જ્ઞાતા ધર્મ કથા મૂળ શ્લોક ૬૦૦૦ ટીકા ૪૨૫૨ સાધુઓને બોધ અર્થે જૂદી જૂદી કથાનકો

(૭) ઉપાશક દશાંગ મૂળ શ્લોક ૮૧૨ – આનંદાદિ દશ શ્રાવકોનું સ્વરૂપ ટીકા શ્લોક ૧૩૦૦

(૮) અંતગડદશાંગ „ ૭૯૦ – મોક્ષે ગયેલા ૯૦ જીવોનું વર્ણન

(૯) અનુત્તરોવવાઇ „ ૧૯૨ – અનુત્તર વિમાનમાં ઉપજેલા સબંધી હેવાલ

(૧૦) પ્રશ્ન વ્યાકરણ મૂળ શ્લોક ૧૨૫૦ ટીકા ૪૬૦૦ હિંસાદી પાંચ આશ્રવ ને અહિંસાદી પાંચ સંવર વિષે

(૧૧) વિપાક સુતાંગ મૂળ શ્લોક ૧૨૧૬ ટીકા ૯૦૦ દશ દુ:ખ વિપાકી ને દશ સુખ વિપાકી જીવોનું સ્વરૂપ

(૧૨) દ્રષ્ટિવાદ—આ આખુયે અંગ હાલ વિચ્છેદ ગયું ગણાય છે એની પ્રાપ્તિ કોઈ પણ સ્થળેથી થઇ શકે તેમ નથી કેમકે એ સ્મૃતિને વિષય છે ચૌદ પૂર્વનું સારૂયે જ્ઞાન એમાં સમાવેશ પામી જાય છે એનો ક્રમ—

૧ ઉત્પાદ પૂર્વ એક ક્રોડ પદ સર્વદ્રવ્ય અને સર્વ પર્યાયોની ઉત્પત્તિ સંબંધી સ્વરૂપ

૨ આગ્રાયણી—મૂળ શ્લોક છન્નુ લાખ ટીકા સર્વદ્રવ્ય, સર્વ પર્યાય અને સર્વ જીવ વિશેષ સંબંધી પ્રમાણુ

૩ વીર્યપ્રવાદ મૂળ શ્લોક સીત્તેર લાખ ટીકા કર્મ સહિત અને કર્મ રહિત જીવ અજીવ પદાર્થોના વીર્ય શક્તિ વિષે

૪ અસ્તિ નાસ્તિકવાદ મૂળ શ્લોક સાઠ લાખ ટીકા સર્વ વસ્તુ સ્વરૂપને લઈ અસ્તિ રૂપ ને પરરૂપે નાસ્તિરૂપ ઈત્યાદિ

૫ જ્ઞાન પ્રવાદ મૂળ શ્લોક એક ક્રોડ એક પદ ન્યુન ટીકા મતિ આદિ પાંચ જ્ઞાનનું વિસ્તારથી સ્વરૂપ.

૬ સત્ય પ્રવાદ મૂળ શ્લોક એક ક્રોડને છપદ અધિક ટીકા સત્ય સંયમ વચનનું વિસ્તારથી સ્વરૂપ

૭ આત્મ પ્રવાદ મૂળ શ્લોક છવીસ ક્રોડ પદ આત્મા જીવ વિષે સાતમો નય-મનોથી યુક્ત વર્ણન.

૮ કર્મ પ્રવાદ મૂળ શ્લોક એક ક્રોડ ને એંશી હજાર ટીકા જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ પ્રકૃત્તિ સબંધી વિસ્તારથી સ્વરૂપ.

૯ પ્રત્યાખ્યાન પ્રવાદ શ્લોક ચોરાશી લાખ ટીકા પ્રત્યાખ્યાન એટલે ત્યાગવા લાયક વસ્તુઓનુ સ્વરૂપ.

૧૦ વિદ્યાનુપ્રવાદ મૂળ શ્લોક એક ક્રોડ ને દશ લાખ પદ ટીકા અને અતિશયવંત ચમત્કારી વિદ્યાઓનુ કથન.

૧૧ અવધ્ય મૂળ શ્લોક છવીસ ક્રોડ પ૦ ટીકા જ્ઞાનાદિના શુભ ફળ તથા પ્રમાદાદિના અશુભ ફળ માટે કથન.

૧૨ પ્રાણાયુ મૂળ શ્લોક એક ક્રોડ પચાસ લાખ પ૦ પાચ ઇંદ્રિય, ત્રણ બળ શ્વાસોશ્વાસ ને આયુ સબધી વર્ણન.

૧૩ ક્રિયાવિશાળ મૂળ શ્લોક નવ ક્રો. પ૦ ટીકા સયમ ક્રિયા છદ ક્રિયા વિગેરેનુ સ્વરૂપ

૧૪ લોક બિંદુસાર મૂળ શ્લોક સાડાબાર ક્રોડ પદ ટીકા શ્રુત જ્ઞાન સબધી સર્વોત્તમ સર્વાક્ષરોને મેળવી જાણવાની શક્તિ સબધી સ્વરૂપ

આ આખુયે સ્વરૂપ જૈન ધર્મ વિષયીક વિવિધ પ્રશ્નોત્તર નામની ચોપડીમાથી ટુકાવી લખવામા આવ્યુ છે ઉપરોક્ત પૂર્વોનુ જ્ઞાન જો લખવા માડીએ તો કેટલી વિશાળ સખ્યાના હાથી સમાન શાહીનો પુજ થવા જાય તેનું વર્ણન શ્રી કલ્પસૂત્રમા આવે છે ટુકમા કહેવાનું એટલુ જ કે તે લખ્યુ ન જાય એટલું વિશાળ જ્ઞાન છે હાથી જેટલુ શાહી પ્રમાણ એ તો માત્ર ઉપમા છે એનો સર્વ આધાર સ્મૃતિ પર જ છે એક પૂર્વ સુધીનું જ્ઞાન શાસ્ત્રોને ગ્રથારૂઢ કરનાર શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણમા હતુ એમ સભળાય છે બારમુ અગ વિચ્છેદ હોવાથી પીસ્તાલીશ આગમમા માત્ર અગીઆર અગ છે

બાર ઉપાંગ—૧ ઉવવાઈ, ૨ રાજપ્રશ્નીય, ૩ જીવાભિગમ, ૪ પન્નવણા, ૫ જમ્બુદ્વિપ પન્નતિ ૬ ચંદ પન્નત્તિ, ૭ સૂર્ય પન્નતિ ૮ નિરયાવલિ યા શુક્રખંડ ૯ કપ્પવડંસિયા, ૧૦ પુપ્ફિયા, ૧૧ પુપ્ફચૂલિયા, ૧૨ વન્હિદશાંગ મળી બાર ઉપાંગ કહેવાય છે

ચાર મૂળસૂત્ર—૧ આવશ્યક, પાક્ષિક આવશ્યક અને ઓઘનિર્યુક્તિ, ૨ દશવૈકાલિક, ૩ પિંડનિર્યુક્તિ ૪ ઉત્તરાધ્યયન. એ મૂળ સૂત્રમાં ગણાય છે

૭ છેદ સૂત્ર—૧ દશાશ્રુત સ્કંધ, ૨ બૃહત્કલ્પ ૩ વ્યવહાર, ૪ પંચકલ્પ, જીતકલ્પ, ૫ નિશિથ તથા ૬ મહાનિશિથ સૂત્ર મળી છેનો સમાવેશ છેદ સૂત્રમાં થાય છે

દશ પયન્ના—ચતુ શરણ-આતુર પ્રત્યાખ્યાન-ભક્તપરિજ્ઞા-મહા-પ્રત્યાખ્યાન-તંદુલવૈચાલીય-ચંદ્રવેધ્યક-ગણિવિદ્યા-મરણસમાધિ દેવેંદ્રસ્તવને વીરસ્તવ અને ગચ્છાચાર સંસ્તાર તથા ચૂલિકા સહિત મળીને દશ

૪૪ શ્રી નંદિસૂત્ર- જેમાં પાંચ જ્ઞાન સબંધી વિસ્તારથી સ્વરૂપ વર્ણવેલું છે

૪૫ શ્રી અનુયોગ દ્વારસૂત્ર—સામાયિક આદિ વિષયો પરની વ્યાખ્યાથી યુક્ત ગ્રંથ

ઉપાંગાદિ અન્ય સૂત્રોના રચયિતા-પ્રભાવક ને વિદ્વાન્ મુનિ પુંગવો છે એટલે એ સર્વ ગ્રંથો શ્રધ્ધેય ▪ આ આ ઉપરાંત જૂદા જૂદા વિષયો ઉપર પણ સખ્યાબંધ ને બુદ્ધિમાં ચમત્કાર પેદા કરે એવા ગ્રંથો પૂર્વના મહાન્ પુરૂષો દ્વારા સર્જન કરાયેલા દૃષ્ટિ ગોચર થાય છે જેવા કે લોક પ્રકાશ, પ્રશમરતિ શ્રી કલ્પસૂત્ર, વસુદેવ હિંડી, સન્મતિતર્ક, ઉપદેશમાળા, ઉપમિતિભવ પ્રપંચા કથા, તત્વાર્થાધિગમ સૂત્ર, યોગશાસ્ત્ર, ઉપદેશ પ્રાસાદ, ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર ધર્મબિંદુ ષડ્દર્શન સમુચ્ચય અધ્યાત્મ કલ્પદ્રુમ, અધ્યાત્મ સાર, સંગ્રહ ૨, કર્મગ્રંથ કમ્મપયડી, ઉપદેશપદ, શત્રુંજય મહાત્મ્ય,

કુમારપાળ ચરિત્ર, ધર્મપરિક્ષાનો રાસ પ્રાચીન જૈન ઇતિહાસ ભાગ ૧/૨ વર્ધમાન દેશના, પ્રશ્નોત્તર રત્ન ચિંતામણી, અજ્ઞાન તિમિર ભાસ્કર અ ૧૨ દૂષણ નિવારક તત્વ નિર્ણય પ્રાસાદ પ્રભાવક ચરિત્રમ્ જૈન તત્વાદર્શ શ્રાદ્ધવિધિ વિવેક વિલાસ, કુવલયમાળા, ચિકાગો પ્રશ્નોત્તર Jainism ઉપદેશ તરંગિણી જૈન દર્શન History & Literature of Jainism Outlines of Jainism જૈન રત્નાકર મણિમાળા કુમારસંભવ Epitome of Jainism Sacred book of Jains Vol I થી V Notes on modern Jainism આનંદઘન પદ રત્નાવલી ભાગ ૧ લો, સુરીશ્વર અને સમ્રાટ પરિશિષ્ટપર્વ ઉપદેશ સપ્તતિકા જ્ઞાનસાર સ્યાદ્વાદમંજરી, ઉપદેશ રત્નાકર Jain Philosophy નવતત્વ વિસ્તારાર્થ જૈન દ્રષ્ટિએ યોગ સિદ્ધપ્રાભૃત તત્વાખ્યાન' ભાગ ૧/૨ પ્રશ્નચિંતામણી માનવધર્મસંહિતા આગમસાર આધ્યાત્મિક વિકાસ દ્રવ્યગુણપર્યાયનો રાસ તત્વાર્થસુત્ર સભાષ્ય ભાગ ૧/૨ સમયસાર પ્રાચીન જૈન લેખ સંગ્રહ ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ઐતિહાસિક રાસ સંગ્રહ આ ઉપરાંત પ્રાકૃત ભાષામાં તેમજ સંસ્કૃત ગિરામાં સમરાઈચ્ચકહા તરંગવતી તિલક મંજરી આદિ કંઈ કંઈ જાતના ગ્રંથો તેમજ સંખ્યાને વટાવી જાય તેવા ચરિત્રો અને કથાનકો છે એના ભાષાંતરો પણ દ્રષ્ટિગોચર થાય છે વળી એ કથાનકો અને જુના રાસાઓ ઉપરથી નવલકથાના આકારમા તૈયાર કરાયેલા-સસ્તી વાચનમાળાના અંકોને પણ વીસરી શકાય તેમ નથી આનંદ કાવ્ય મહોદધિના મૌક્તિકો પણ જુના રાસા સબંધી ઘણું અજવાળું પાડે છે એમા રાયચંદ જૈન કાવ્યમાળા અને કાવ્ય સંગ્રહ તથા જૈન ગુર્જર કવિઓ ભાગ ૧-૨ અને જૈન સાહિત્યનો પ્રાચીન ઇતિહાસ ઠીક ઉમેરો કરે છે ગ્રંથો સબંધી વિસ્તારથી જોવા જાણવા માટે કોન્ફરન્સ દ્વારા પ્રગટ થએલ 'જૈન ગ્રંથાવલિ' પુસ્તક વાંચવું

સાહિત્ય વિષયમા એટલું કહેવું કાફી છે કે ભાગ્યેજ એવો કોઈ

વિષય હશે કે જેના ઉપર જૈનધર્મી મહાત્માઓએ અને વિદ્વાન્ શ્રાવકોએ કંઇ ને કંઈ ન લખ્યું હોય જૈનધર્મ ત્યાગ પ્રધાન હોવાથી આત્મિક ઉન્નતિ તરફ દોરી જતા કર્મ સત્તાનું પ્રાબલ્ય દાખવી એમાથી કેવી રીતે છુટાય એ વાતનું પ્રકાશન કરતા-ગ્રંથો અવશ્ય અતિ વધુ છે, છતા માનવ સમાજની સેવા ભાવનાથી અન્ય વિષય ઉપર પણ ઘણું ઘણું લખાયેલું પ્રાપ્ત થઈ શકે છે ન્યાય, વ્યાકરણ અને અધ્યાત્મ પરત્વે ગ્રંથોના સર્જન થાય એ સમજી શકાય તેમ છે પણ આગળ વધીને વૈદક જ્યોતિષ અને સ્વપ્નશાસ્ત્ર પર અને જનતાને વ્યવહારમા ઉપયોગી થઈ પડે તેવી બાબતો પર પુસ્તકો જોતા એક પ્રકારનો હર્ષ પેદા થાય છે અને વિચાર આવે છે કે આ ત્યાગી પુરૂષોએ સેવા વૃત્તિમા સ્વઅવકાશનો કેવો સુદર ઉપયોગ કર્યો છે ' પરોપકારાય સતા વિભૂતય એ સુત્રમા રહેલું સત્ય આ જોતા તરત જ અનુભવાય છે જૈન દર્શન વિષયિક સાહિત્યનો સપૂર્ણ તાગ મળવો અતિ દુર્લભ છે આજે પણ ભડારોમા કેટલુયે સાહિત્ય ખડકાયેલું પડયુ છે કે જેના પર વર્ષમા એક વાર ભાગ્યે રવિકિરણો પડતા હશે ! પાટણ, જેસલમીર, ખભાત, અમદાવાદ આદિના ભડારો સુપ્રસિદ્ધ છે અને ચાલુ કાળના અભ્યાસથી, માન્યતામા પલટો થવાથી જેમ જેમ એ અણમુલુ સાહિત્ય બહાર આવતું જાય છે તેમ તેમ આશ્ચર્ય ઉપજાવતું જાય છે ! એ કંઈ ઓછા આનદનો વિષય નથી એનું સરક્ષણ યોગ્ય રીતે થાય, જનતા અને અભ્યાસી વર્ગ સરલતાથી વધુ પ્રમાણમા લાભ મેળવી શકે તેવો પ્રબધ કરવાની ખાસ જરૂર છે મોટા શહેરોમા જ્ઞાનભડારો ઉભા કરવાની અને એમા સર્વ પ્રકારનું સાહિત્ય પુસ્તકાલયની પદ્ધતિએ સગ્રહવાની જ્ઞાન માટે બહુમાન ધરાવનાર વર્ગને આગ્રહભરી વિનતિ છે

જૈન જયતિ શાસનમ્



'વિષય હશે કે જેના ઉપર જૈનધર્મી મહાત્માઓએ અને વિદ્વાન્ શ્રાવકોએ કંઇ ને કંઈ ન લખ્યું હોય. જૈનધર્મ ત્યાગ પ્રધાન હોવાથી આત્મિક ઉન્નતિ તરફ દોરી જતાં કર્મ સત્તાનુ પ્રાબલ્ય દાખવી એમાંથી કેવી રીતે છુટાય એ વાતનુ પ્રકાશન કરતા-ગ્રંથો અવશ્ય અતિ વધુ છે, છતા માનવ સમાજની સેવા ભાવનાથી અન્ય વિષય ઉપર પણ ઘણુ ઘણુ લખાયેલું પ્રાપ્ત થઈ શકે છે ન્યાય, વ્યાકરણ અને અધ્યાત્મ પરત્વે ગ્રંથોના સર્જન થાય એ સમજી શકાય તેમ છે પણ આગળ વધીને વૈદક જ્યોતિષ અને સ્વપ્નશાસ્ત્ર પર અને જનતાને વ્યવહારમા ઉપયોગી થઈ પડે તેવી બાબતો પર પુસ્તકો જોતા એક પ્રકારનો હર્ષ પેદા થાય છે અને વિચાર આવે છે કે આ ત્યાગી પુરૂષોએ સેવા વૃત્તિમા સ્વઅવકાશનો કેવો સુંદર ઉપયોગ કર્યો છે ' પરોપકારાય સતા વિભૂતય એ સુત્રમા રહેલુ સત્ય આ જોતા તરત જ અનુભવાય છે જૈન દર્શન વિષયિક સાહિત્યનો સંપૂર્ણ તાગ મળવો અતિ દુર્લભ છે આજે પણ ભંડારોમા કેટલુંયે સાહિત્ય ખડકાયેલુ પડયુ છે કે જેના પર વર્ષમા એક વાર ભાગ્યે રવિકિરણો પડતા હશે ! પાટણ, જેસલમીર, ખંભાત, અમદાવાદ આદિના ભંડારો મુખ્ય છે અને ચાલુ કાળના અભ્યાસથી, માન્યતામા પલટો થવાથી જેમ જેમ એ અણમુલું સાહિત્ય બહાર આવતું જાય છે તેમ તેમ આશ્ચર્ય ઉપજાવતુ જાય છે ! એ કંઈ ઓછા આનંદનો વિષય નથી એનું સંરક્ષણ યોગ્ય રીતે થાય, જનતા અને અભ્યાસી વર્ગ સરલતાથી વધુ પ્રમાણમા લાભ મેળવી શકે તેવો પ્રબંધ કરવાની ખાસ જરૂર છે મોટા શહેરોમા જ્ઞાનભંડારો ઉભા કરવાની અને એમા સર્વ પ્રકારનું સાહિત્ય પુસ્તકાલયની પદ્ધતિએ સંગ્રહવાની જ્ઞાન માટે બહુમાન ધરાવનાર વર્ગને આગ્રહભરી વિનંતિ છે

જૈન જયતિ શાસનમ્

